# લાખો નિરાશામાં
# અમર આશા છુપાઈ છે

પેટની નજીવી ગણાતી બીમારીથી જ બીજી અવનવી અનેક બીમારીઓ થઈ આવે છે અજીર્ણ, આફરો, પેટનો દુઃખાવો, છાતીની બળતરા, ગેસ, વાયુ, કબજીયાત, લીવર અને બરોળનું વધવું, ખોરાક પાચન ન થવાથી હાથ પગમાં કળતર થઈ શારિરીક નબળાંઇ લાવી જીર્ણજ્વર વિગેરે બીજી બીમારીઓનાં લીધે જીવનમાં નિરાશા લાવે છે એના માટે જગમશહુર **લીવર ટોનીક પીલ્સ** વાપરવીજ જોઇએ જેના ઉપયોગથી ઘણાંઓએ સારો ફાયદો મેળવી પોતાની અસલ મુજબની તંદુરસ્તી મેળવેલી છે તો તમો પણ આજે જ જગમશહુર **લીવર ટોનીક પીલ્સ** ખરીદી તમારી બીમારીઓ મટાડી જીવનની આશાઓને અમર બનાવો.

## ત્રિભુવન આયુર્વેદિક ફાર્મસી

ગાંધીરોડ, **અમદાવાદ** એ સ્થળે મળે છે.

બાટલી એકની કિં. રૂા. ૧-૮-૦ વી. પી. ખર્ચ દસ આના જુદા.
સંપૂર્ણ ખોરાક ત્રણ બાટલી સાથેની કિં રૂા. ૪-૮-૦ વી. પી. ખર્ચ માફ.
વાપરવાની રીત દવાની સાથે આપેલી છે. વિના સંકોચે કોઈ વાપરી શકે છે.

**ભરતકામ** માટેનું મસીન

ચારજ સોયાથી બનેલ્સ આ મશીનથી કપડા ઉપર મનપસંદ ફુલ, પત્તા, વેલ, બુદ્દા, દીલપસંદ ચિત્ર, સીન સીનેરી વા. કારીગરી ભરી શકાય છે. સુંદર છતાં ઘણુ જ મજબુત છે. કીંમત ચાર સોયા તેમજ વાપરવાની રીત સાથે રૂા. ૩-૮-૦ પોસ્ટેજ ૦-૧૪-૦ અસલ. ભરત ગુંથણુ ની ડીઝાઈનની ચોપડી નં ૨-૮-૦ પોસ્ટેજ ૦-૮-૦.

દેવેન્દ્ર ટ્રેડીંગ કું. [DCO]
શાહપાડા, અલીગઢ

વિવાહીત સ્ત્રી પુરૂષોને એકાન્તમાં જોવા તથા વાંચવા લાયક ૮૪ આસનો તથા કલાના ચિત્રો.

અસલ **કોકશાસ્ત્ર**

ગુજરાતી ભાષામાં નવિન આવૃતિ. પ્રેમી પ્રેમીઓનું એકાન્ત મિલન. જુવાનીનો આનંદ પ્રાપ્ત કરવાના માર્ગો. દંપતી જીવનની ગુપ્ત વાતો. કામ કલાથી ભરપુર.

કિંમત રૂા. ૪-૦-૦ ટ. ખ. ૦ાાા

ગ્લોબ ટ્રેડીંગ કું. [DO.]
રંગમહાલ, અલીગઢ.

**૧૦૦૦૦૦૦** માણસોને ચમત્કારીક ફાયદો થયો છે. ગમે તેવી જુની કબજીયાત, પેટમાં થતો ગેસ, આફરો, ભુખ ન લાગવી આ બધાં દર્દો કબજીઆતવાળાને દુશ્મનોની માફક ઘેરી લઇ પરેશાન બનાવી દે છે. તેને માટે અકસીર ઈલાજ.

**મળશુદ્ધિ મોદક** આજેજ મગાવો,

ડબી ૧ રૂા. ૧-૨-૦ મોટી રૂા. ૨-૦-૦

જે વાપરતાંની સાથે દુર્ગંધ મારતા જુના મળ અને ગેસનો નિકાલ કરી કાયમની કબજીયાત મટાડી શરીરને નિરોગી બનાવે છે.

— ઉધરસ એ ક્ષયનું મુળ છે —
વારંવાર થઈ આવતી અને જડ ઘાલી બેઠેલી ઉધરસ ખાંસી, દમ, શ્વાસ, કફ વગેરે દર્દો માટે અજોડ પુરવાર થઇ ચુકેલ અકસીર.

**ખાંસીનાશક પીલ્સ** આજેજ વાપરો

બાટલી ૧ રૂા. ૧-૪-૦ મોટી રૂા. ૨-૪-૦

પેટના તમામ દર્દોનું સર્વોત્તમ ઔષધ

**મોજીલું મહાપાચન ચુર્ણ**

ડબી ૧ ના રૂા. ૧-૨-૦

જે પેટનો દુઃખાવો ચુંક, ખરાબ ઓડકાર, છાતીની બળતરા ગેસ વિ. દર્દો મટાડી પાચનક્રિયામાં વૃદ્ધિ કરી તંદુરસ્તી બક્ષે છે.

**શ્રી સ્વામીનારાયણ આયુર્વેદીક ફાર્મસી** ગાંધીરોડ, ચંદ્રવિલાસ હોટલ સામે, અમદાવાદ.

અમદાવાદના સ્ટોકીસ્ટો :
ભીખાલાલ છગનલાલ દેશાઇ
ત્રણ દરવાજા.
ગાંધી પ્રનાજી રત્નાજી.
ઝવેરીવાડ, સામે, અમદાવાદ.

મુબઈના સ્ટોકીસ્ટો :
એમ. મોતીલાલ મસાલાવાળા | ભુલેશ્વર
એમ. નાનાલાલ સોપારીવાળા | કબુતરખાના
મણીલાલ હરજીવનદાસ ઠક્કર
દીદીરોડ અગીયારી લેન, જી. ટી. હાઇસ્કુલ પાસે.

## ગુજરાતી ભાષામાં રૂા. સાડા ત્રણમાં
......છ......પુસ્તકો......

**કોકશાસ્ત્ર [સચીત્ર]** પતી પત્નીને એકાંન્તમાં જોવા લાયક કામ વિજ્ઞાનથી ભરપુર પુસ્તક કિં. ૧–૪–૦

**બંગાલનો જાદુ.** જાદુના ખેલો તેમ જ વશીકરણ મંત્રની વિગતો કિં. ૧–૪–૦

**ઇંગ્લીશ ટીચર.** ઘેર બેઠાં ઇંગ્લીશ લખતા વાચતાં શીખી શકે છે. કિં. ૧–૪–૦

**હુશન પેરેસ.** એકાંન્તમા જોવા લાયક આર્ટ પેપર ઊપર છપાયેલાં ફોટાઓ કિ. ૧-૪-૦

**ખજાને રોજગાર.** ઘેર બેઠાં કોડીયોથી રૂપીઆં પેદા કરી શકો છો કિં. ૧–૪–૦

**હારમોનીયમ ટીચર.** હારમોનીયમ વગાડતાં તેમ જ ગાતા ઘેર બેઠાં શીખી શકો છો કિ. ૧–૪–૦

**છ પુંસ્તકોના સેટની કિં. રૂ. ૩-૮-૦**

પોસ્ટે જ રૂ. ૦–૮–૦ અલગ

**લખો–યુનાઇટેડ ટ્રેડર્સ કોરપોરેશન**
(D, ૧) રંગમહાલ, અલીગઢ



## એક સૈકાથી ચાલતું જુનામાં જુનું માસીક પત્ર
# "સ્ત્રી-બોધ"

જેનો બ્યવસ્થિત ગ્રાહકોમાં બહોળો ફેલાવો છે. અને જાહેરખ. આપનારને ઘણો જ લાભ થાય છે. આટલું જુનું અને બહોળો ફેલાવો છતાં જાહેરખ. ના ભાવ તદ્દન વ્યાજબી રાખ્યા છે. અને સ્ત્રી ઉપયોગી જાહેરખ. ઉપર તો કમીશન પણ આપીએ છીએ. આપની જાહેરખ. માટેનો પત્ર વ્યવહાર અત્યારે જ કરો. પત્ર આવે ભાવ તથા વિગત મોકલી આપશું. લખો અગર રૂબરૂ મળો:—

બ્યવસ્થાપક જાહેરખ. વિભાગ
**સ્ત્રીબોધ કાર્યાલય**
પીરમશા રોડ
**અમદાવાદ**



સુર્યગ્રહણના અવસરે ખાસ તઈયાર કરેલ

# દીવ્ય સીધ્ધી તાંત્રીક વીંટી રજીસ્ટર્ડ

આપ જે ધારશો તે થશે, ગરીબી દુર ચાલી જઇ લક્ષ્મી આપના પગ આગળ ખડી થશે. આપ ધનવાન થશો, આપની સ્ત્રી અખુટ પ્રેમ વર્ષાવશે, શત્રુ મીત્ર બનશે. ઇચ્છીત સંતાન થશે, ગ્રહોની નબળી અસર દુર થશે. સમાજમાં આબરૂ વધશે. કોર્ટ કજીયામાં ફતેહ, વિદ્યાર્થી પરિક્ષામાં પાસ, જેને તમે ચાહો છો તેની સાથે લગ્ન થશે. ઓફીસર વર્ગ રાજી રહેશે. ટુંકમા આપની ઇચ્છાનુસાર તમામ કામો સફળ થશે.

આ અંગુઠી ખાસ ગ્રહણના શુભ અવસરના મહુર્તમાં ઘણા જ પરીશ્રમે તઇયાર કરવામાં આવે છે. પરીક્ષા કરી લાભ ઉઠાવવો એ આપની ફરજ છે. મુલ્ય રૂા. ૨–૮–૦ ટ. ખ. ૦–૧૪–૦ અલગ. સચ્ચાઇ ન જણાય તો ૬ માસ સુધી પાછી લેવામાં આવશે.

વેચનાર :—ભારતીય તાંત્રીક ભંડાર (D, 1.) અલીગઢ સીટી.




# —એલ્યુમિનિયમનાં વાસણો—



શુદ્ધ એલ્યુમિનિયમમાંથી બનાવેલાં વાસણો રસોઇ માટે સર્વોત્તમ સ્વીકારાયાં છે 'ક્રાઉન' માર્કાવાળાં વાસણો શુદ્ધ એલ્યુમિનિયમમાંથી જ બનાવાય છે એટલે તેઓ વધુ અને વધુ વપરાય છેઃ વજનમાં હલકાં, કલાઇ કરાવવાની કડાકુટ નહિં, ઘાટમાં સુંદરઃ અમારાં એનોડાઇઝડ કરેલા રંગીન વાસણો ભેટ માટે અજોડ મનાય છે

## જીવણલાલ (૧૯૨૯) લીમીટેડ

— ક્રાઉન બ્રાન્ડ વાસણોના બનાવનારાઓ —

**કલકત્તા— મુંબઈ— મદ્રાસ— રાજમહેંદ્રી— રંગુન— એડન.**


---


# બહેનોને ખુશ ખબર

**— કારતક શુદ ૫ લાભ પાંચમ તા. ૬ નવેમ્બર ૧૯૪૮ સુધી —**

કરકમળને દેદીપ્યમાન બનાવનાર સૌભાગ્ય ચિન્હ જુદા જુદા છ કલરમાં અને સાઈઝમાં

**'પ્લાસ્ટીક સૌભાગ્ય કંગન દાણાવાળા તાકીદે મેળવો...**

જોડી ૧ રૂા. ૧-૪-૦ ત્રણ જોડી રૂા. ૩-૬-૦ ૭ જોડી રૂા ૬-૦-૦ મંગાવનારે પોતાની સાઇઝ (માપ) લખવું અથવા કાગળ પર ચીત્ર કરી મોકલવું.

પોસ્ટેજ જુદું.

ત્રણ જોડીથી ઓછું વી. પી થઇ શકતું નથી એક જોડ મંગવાનારે રૂા. ૧-૮-૦ એક રૂપીયો આઠ આનાની પોસ્ટની ટીકીટ બીડવી શ્રી સૌભાગ્યની અણમોલ વસ્તુઓનો ભંડાર જોવા માટે ખુલ્યો છે.

તમારા વિશ્વાસુ,

## કરસનજી જીવરાજ મોતીવાલા એન્ડ કું.

૭-૮ ટીકવા ચોકી, અમદાવાદ.

પુસ્તકાલયો માટેનાં દશ ઉત્તમ નવાં

# પુસ્તકો

## રૂ. ૫-૪-૦માં

સ્ત્રીઓ માટે ખાસ આ પુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં છે. માટે બ્હેનોએ આ સેટ તુરત મંગાવી લેવો.

| | | |
|---|---|---|
| ૧. કલા અને કલાકાર | કિં.રૂ. | ૧ |
| ૨. સૌંદર્ય અને શણગાર | ,, | ૧ |
| ૩. ભરત-ગુંથણ | ,, | ૧ |
| ૪. નારી, લગ્ન અને પ્રકાશ | ,, | ૦‌ાા |
| ૫. આદર્શ નારી આનંદી | ,, | ૧ |
| ૬. મીઠી મધુરી વાનીઓ | ,, | ૦‌ાા |
| ૭. પ્રસવ-બાળઉછેર | ,, | ૧ |
| ૮. સામાજિક રીવાજો સંસારની સફળતા | કિં.રૂ. | ૦‌ાા |
| ૯. વ્રતો-તહેવારો | ,, | ૧ |
| ૧૦. માવજત કલા | ,, | ૧ |

આ દશ ઉત્તમ પ્રકાશનોનો સેટ રૂ. ૫-૪-૦ મળે છે. છુટક જોઇએ તો છાપેલી કીંમતે મળશે.

લખોઃ—

છબીલદાસ અમરશી મહેતા.

પીરમશા રોડ, અમદાવાદ.



ગુર્જર ગ્રંથરત્નનું અપૂર્વ પ્રકાશન

# ભાલણનાં પદ

ગુજરાતના અર્વાચીન કવિ ભાલણનાં વાત્સલ્યરસથી નીતરતાં પદ, ટિપ્પણ અને કવિજીવનની નોંધ આ સાથે પુસ્તકમાં રજુ કરેલાં છે. ભાલણ કવિનો વાત્સલ્યરસ ગુજરાતના જ નહિ બલ્કે ભારતના કાવ્ય-સાહિત્યમાં અપૂર્વ છે, તે આ પદોની વાનગી ઉપરથી સિદ્ધ થાય છે.

ગુજરાતીના આદિ કવિ કોણ? નરસિંહ કે ભાલણ? ભાલણને આદ્ય કવિપદે સ્થાપતા આ ક્રાન્તિકારી પુસ્તકનું મહત્ત્વ તેના વિદ્વત્તાપૂર્ણ ઉપોદ્ઘાતથી અનેક રીતે વધી જાય છે.

કિંમત રૂપિયા ત્રણ

( સુંદર કવર જેકેટ સાથે )

સ્ત્રીબોધ કાર્યાલય

પીરમશા રોડ, અમદાવાદ.



સ્ત્રીઓ અને બાળકોનું માસિક પત્ર

## સ્ત્રીબોધ

સ્ત્રીબોધનું વાર્ષિક લવાજમ.

સ્ત્રીબોધ કાર્યાલય

# અનુક્રમણિકા

☆


## વાર્ષિક લવાજમ **સ્ત્રીબોધનું**

દેશનું રૂ. ૬—૦—૦ બહારેશ રૂ. ૬—૮—૦ પરદેશના રૂ. ૭—૮—૦

શીલીંગ બાર મોકલવા ક્રોસ કર્યા વગરના.

ગ્રાહકોને દર વરસે બાર અંકો તથા એક પુસ્તક ભેટ મળે છે. ચાલુ સાલે ગ્રાહકોને ગ઼ અંક તથા ભેટ પુસ્તક પ્રેમચંદજીની 'નવલિકા'ઓ આપવામાં આવશે બીજી એ આપવા હજી વિચાર છે. તે માટે હવે પછી જાહેર કરીશું. ઉપરનો લાભ દરેક ગ્રાહક તુરત ઉઠાવવો.

પોતાનું કાર્ય શરૂ કરી દીધું. ગુલામીની જંજીરથી બદ્ધ થયેલી માતા ભારતીને આઝાદીનું સ્વપ્ન સિદ્ધ કરનાર આ બંને વ્યક્તિ ખરેખર વીરલ હતી એકની વાણીમાં ઋષિનું કાવ્ય હતું, બીજાની વાણીમાં સંતની દયા હતી. બંનેના ધ્યેય એક જ હતા; મૈયા ભારતીને બંધન મુક્ત કરવાના. —એકમા બ્રહ્મતેજ હતું બીજામાં ચારે વર્ણોના ગુણોનું સમ્મિલન હતું

ભારતને જંગલી ગણતા એ જમાનાના પશ્ચિમના દેશોના લોકોને ગુરુદેવે 'ગીતાંજલિ' સંભળાવી અને ભારતીય સંસ્કૃતિનું દર્શન આપ્યું. વિશ્વનું મહાન ઇનામ (નોબલ પ્રાઇઝ) તેમણે મેળવ્યું અને ભારતવર્ષને યશકલગી પ્રાપ્ત કરાવી જ્યારે બીજો માનવતાના ગુણનું પૂજન કરતો, વિચારમાં ગુરુદેવની ભાવનાને મળતો પણ બાહ્ય દૃષ્ટિએ એક પોતડી પહેરીને માનવતાનો સદેશો આપતો ઘેર ઘેર ભટકે છે. આ સંદેશો પ્રથમ દક્ષિણ આફ્રિકામાં આપ્યો અને ગામડા જેવી બ્રિટિશ સલ્તનત પાસેથી તેનો ઝરડો લીધેલી એ ગુલામીને જાદુગરની રીતે દેશવટો અપાવ્યો. ભારતના એ ક્રાન્તિકારી મહાપુરુષની સાથે એક જ પલ્લામાં મૂકી શકાય એવી ભવ્ય અને ક્રાન્તદર્શી વ્યક્તિ તે ગુરુદેવ ટાગોર હતા. જેમણે પ્રાચીનના આશ્રમને શોભાવે એવી કાર્યદક્ષતાથી સરસ્વતી મંદિર સમું (શાંતિનિકેતન) સ્થાપ્યું અને કવિવરે ગુરુદેવ પદ પ્રાપ્ત કર્યું. બંને મહાન વ્યક્તિ હતી. બંનેમાં રાષ્ટ્રભાવનાની જીવંત જ્યોત જલતી હતી. બંને વ્યક્તિએ ગુલામીને વિદાયગીરી આપવા કમ્મર કસી હતી. જેઓની યાતના સહન કરી હતી. પૂજ્ય મહાત્માજીને રાજદ્વારી મહાપુરુષમાં ગણીએ તો ગુરુદેવને સરસ્વતીના અવતાર તરીકે અવશ્ય પૂજી શકીએ.

મહાત્માજીની સર્વ—સેવા પાછળ પૂજ્ય કસ્તુરબાની પતિ પરાયણ ભક્તિ અને ત્યાગ હતાં આ દેવાંશી ઉભય આત્માએ ફક્ત હિંદુસ્થાનનું જ નહિ પણ સમગ્ર માનવ જાતનું કલ્યાણ કર્યું છે.

એકજ પંથના સાચા યાત્રી આજે આપની પાસે નથી. આજે તેમનો સ્થૂળ દેહ આપણે ભલે ન નિરખીએ પણ તેમણે કરેલી માનવસેવા અને ત્યાગનો આદર્શ આપણી સામે જે મૂક્યો છે, અને ત્યાં સુધી તે આદર્શ આપણે સેવીશું ત્યાં સુધી એ વિશ્વવંદનીય બંને વિભૂતિ સૂક્ષ્મ ભાવે સદા જીવિત છે, અમર છે. આજની આ પવિત્ર ઘડીએ આપણે તેમના ગુણોના સાચા વારસદાર બનીએ અને તેમના આદર્શોને આચરણમાં મૂકતાં થઈએ એવી શક્તિ ઈશ્વર અર્પો.

સંપાદક

સુબોધની ભેટ રવાના થાય છે
દિવાળી પહેલા મળી જશે.

પ્રેમચંદની

# નવલિકાઓ

અનુવાદક :
કેશવપ્રસાદ દેસાઈ

(૧) બંદીવાન પેલું ગીત ગાવ,
(૨) હીરા અને મોતી
(૩) કુલવધુ
(૪) પાણીથીયે પાતળાં
(૫) કફન
(૬) નવાલી સંસ્કૃતિ

કિંમત રૂ. ૧—૪—૦ ટ. ખ. ૬ આના

આ ૭ ઉત્તમ પ્રકારની નવલિકાઓ આ પુસ્તકમાં આપવામાં આવી છે.

બીજું પુસ્તક તૈયાર થાય છે.

તંત્રીશ્રી કેશવપ્રસાદ દેસાઈએ તેમની લખેલી વાર્તાઓનો સંગ્રહ છપાય છે. તે બહાર પડેથી દરેક ગ્રાહકને ભેટ તરીકે બીજું પુસ્તક આપવા વિચાર્યું છે.

ચાલુ સાલના ગ્રાહકોને બે પુસ્તકો એક સરસાનો ખાસ અંક અને બીજા અંકો બારેક વાચન વાર્ષિક રૂ ૬, માં આપવામાં આવે છે. ગ્રાહક થનારે રૂ. ૬ તુરત મોકલી નામ નોંધાવવું.

પરદેશના ગ્રાહકોએ રૂ ૭-૮-૦ અગર શીલીંગ બાર પોસ્ટલ ઓર્ડરથી મોકલવા.

લખો.
સુબોધ કાર્યાલય પીરમશા રોડ, અમદાવાદ



હિંમતલાલ ઉમિયાશંકર દવે

# સંપાદકનું નિવેદન

વર્ષે વર્ષે નવરાત્રિના રસોજ્જ્વળ પવિત્ર દિવસો આવે છે, અને રાસ સાહિત્યની ક્યારીઓમાં અવનવા રાસપુષ્પો પ્રફુલ્લે છે. ગુજરાતના રાજનગરની મ્હેંકતી 'શ્રીમોધ'ની ક્યારીમાંથી એક રસપુષ્પ જુદર ગુજરાતમાં મ્હેંકતા નીકળ્યું છે, કેવી અને કેટલી સુવાસ આપે છે એ તેના માર્દવ અને રસ-પ્રવાહિતા ઉપર નિર્ભર છે.

'શ્રીમોધ'ના યશસ્વી અને જાગૃત તંત્રી શ્રી. કેશવપ્રસાદ દેસાઇને સારા લેખક અને લબ્ધ પત્રકાર તરીકે બધા ઓળખે છે. તેમનો વિશેષ પરિચય આપવો એ ઊલટું ઝાંખપ જેવું લાગે છે. અને મારા પ્રત્યેની ઊંડી લાગણી દર્શાવનાર તથા સ્વ. જીવણલાલ અમરશી મહેતાની કારકિર્દી જ્વલંત રાખનાર, 'સાચા કાર્ય' કરનાર માણસના ગુણને પિછાનવાની પિતાના વારસારૂપ જેનામાં કળા છે તેવા શ્રી ચંદ્રકાન્તભાઇની ખેલદિલીએ મને આ 'ગરબાઅંક'ના સંપાદન માટેની જવાબદારી સોંપી. એ તેમના સૌજન્ય અને મારા પ્રત્યેની શુભ લાગણી બદલ બને તંત્રીઓનો આભાર માનું છું,

ગરબાઅંક માટે લગભગ ત્રણસો ઉપરાંત કાવ્ય કૃતિઓ આવી હતી, પરંતુ કેટલાક કારણોને લીધે તે લઇ શકાયો નથી, પરંતુ હવે પછીના અંકમાં અવશ્ય સ્થાન મળશે જે જે કવિ મિત્રોએ અને વડિલોએ પોતાની ઉત્તમ કૃતિઓ મોકલી આપી મારા કાર્યમાં મદદ કરી છે. તે બદલ સૌનો આભાર માનું છું. શ્રી કેશવરામ કા. શાસ્ત્રીએ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી "ભાણુદાસ"નો અપ્રસિદ્ધ રાસ આપી કિંમતી સલાહ અને માર્ગદર્શન આપ્યું છે. તેમજ મારા કાર્યમાં મદદરૂપ થનાર માસિકના વ્યવસ્થાપક શ્રી લાભશંકર જટાશંકર દવે લીંબડીવાળા જેમણે પોતાની બુદ્ધિમત્તાથી થોડા જ વખતમાં 'શ્રીમોધ'ને એક આદર્શ પત્ર બનાવવાની જે યોજનાની વિચારણા કરી છે અને રાતદિવસ ઉજાગરા વેઠીને શ્રી ચંદ્રકાન્ત છ. મહેતા જે આ પત્રના મંત્રી છે તેમની સાથે સંપર્ક સાધી રહ્યા છે, તેમનો હું ઋણી છું.

આ અંકના મુખ્યત્વે પાંચ વિભાગ પાડેલા છે.

(૧) પ્રાચીન સાહિત્ય (૨) લોકસાહિત્ય (૩) અર્વાચીન રાસ (૪) શક્તિ-ભક્તિ રાસ-ગરબા અને (૫) ઉત્તમ કૃતિઓમાંથી ચૂંટી કાઢેલી કાવ્યપંક્તિઓ.

(૧) સોહાગણ ગુજરાતણોના બે અણમોલ પ્રસંગ:

આપણે ત્યાં સામાન્ય દૃષ્ટિએ જોઓ માટે એવા બે જ પ્રસંગ છે, કે જે વખતે હૈયાના રસ સાગરમાં હેલિયાં ખાતી કોડભરી ગુજરાતણ મુક્ત રીતે પોતાનો રસાનંદ ભોગવી શકે. પહેલો તે લગ્ન પ્રસંગ અને બીજો પ્રસંગ તે પરાઅંબા શક્તિ સ્વરૂપાના નવરાત્રિનાં પુણ્ય દિવસો.

આ નવરાત્રિના ઉજ્જ્વળ દિવસોમાં ગુર્જર નારીઓ રાસમંડપે રમણે ચડે છે, અને સંસારની અનેકવિધ વિટંબણાઓને અંધારા ખૂણામાં દફનાવી પોતાનો રસાનંદ મેળવે છે. ઝૂંપડામાં રહેનાર નીચલા થરની અને ગગનચુંબિત મહેલમાં રહેનાર ધનશ્રીમંત ગૃહલક્ષ્મી ગુજરાતણ એક જ ભાવથી

અને એક જ ગગથી આ દિવસોમાં સાથે રહી સરખો આનંદ ભોગવે છે. ગુજરાતણો માટે આ પ્રસંગ અન્ય પ્રાંતો કરતાં વિશિષ્ટ પ્રકારનો છે.

**(૨) રાસ એ ગુજરાતણનો સસ્કાર વારસો છે.**

રાસની ઉત્પત્તિ ગુજરાત છે. આ વસ્તુને વધારે સ્પષ્ટ સમજવા માટે પ્રાગૈતિહાસિક પ્રદેશ તરફ વળવું પડશે. બાણપુત્રી ઉષાને લાસ્યનૃત્ય ( જે ગરબાનું મુખ્ય અંગ ) શીખવનાર શૈલપુત્રી પાર્વતી હતાં, અને ઉષાએ આ નૃત્ય રસેશ્વર કૃષ્ણની દ્વારિકાની ગોપીઓને શીખવ્યું દ્વારિકાની આ નગરનારીઓએ આ નૃત્ય સૌરાષ્ટ્રની સુંદરીઓને શીખવ્યું અને ત્યાંથી આ નૃત્યનો દેશ દેશના પ્રાંતોના પ્રચાર થયો એટલે નક્કી થાય છે કે લસ્ય નૃત્યની જનેતા ગુર્જર ભૂમિ છે. લાસ્યનૃત્ય એ ગરબાનું પ્રધાન અંગ છે. રાસમાં નૃત્ય, સંગીત, ભાવ અને ઉપરૂપક હોય છે. મહાકવિ ન્હાનાલાલના શબ્દોમાં કહીએ તો " ભારતનું રાસતીર્થ ગુજરાત છે, પણ ગુર્જર કુંજોમાંયે રાસેશ્વરનું ઉન્નત મંદિર તો છે રસેશની રસભૂમિકા સોરઠમાં. '

**(૩) રાસ સાહિત્યની પરિભાષા અને અંગ-ઉપાંગ**

**ક રાસ:**– રાસ એટલે ગોળકુંડાળે ફરતા મંડળની ગતિના તાલ સાથે એકતાન બનીને ગવાતું ગીત. તેમાંયે એક જણ ગાય અને બીજાં ઝીલે તે પ્રકારનું ગીત તે 'રાસ' -

રાસ એટલે આઠ, બાર, સોળ અને ચોસઠ યુગલ સુધી ગવાતું ગીત

એક જ નેતાવાળું અનેક સ્ત્રીઓ સાથેનું નૃત્ય જે હલ્લીસક નર્તકીએ યોજેલું છે, વિવિધ તાલ અને લયવાળું ચોસઠ યુગલથી માંડીને વધતું જતું રાસક નૃત્ય. રાસ એટલે રસમય નૃત્ય. " યુવક અને યુવતીઓ ગોળ કુંડાળામાં તાળીઓ કે દાંડિયાથી તાલબદ્ધ જે એક પ્રકારનું સમૂહ નૃત્ય કરે છે તે". " કેશવરામ કે. શાસ્ત્રી" એટલે કે રાસમાં નૃત્ય હોય, વાદ્ય હોય ઉપરૂપક હોય અને ગીતની સંવાદિતા હોય.

**ખ રાસો:**– પ્રાસ યુક્ત પદ્યમાં (પછી તે દુહા, ચોપાઈ કે દેશને નામે ઓળખાતા વિવિધ રાગોમાંનો કોઈમાં) રચાયેલું ધર્મવિષયક, કથાત્મક કે ચરિતાત્મક લાંબુ કાવ્ય તે રાસો. પ્રાચીન જૈન રાસા આ પ્રકારના હતા .

**ગ ગરબો:**-' ગર્ભદીપ. ' લાસ્યનૃત્યનો હલ્લીસક નામે પ્રકાર છે અને ગોળ વર્તુળમાં ફરતે ફરતાં ગવાય છે. નવરાત્રિના ગરબા વખતે આ મનોરમ દૃશ્ય આનંદ આપે છે. માથે ગરબામાં ઝગમગતો દીવડો હોય અને ગરબાની જાળીમાંથી તેજલ ધારાઓ વહેતી હોય અને ગોરીના મુખમાંથી મધુરું સંગીત ગૂંજતું હોય એવી ચાચરના ચોકમાં રમણે ચડેલી ગુજરાતણે એ ગરબાને શોભાવ્યો છે. ગરબામાં ખાસ કરીને વર્ણનાત્મક ભાવ વિશેષ આવે છે.

**(ઘ) ગરબી:**—ગરબામાંથી જન્મેલી, ઊર્મિપ્રધાન અને કદમાં ટૂંકી કાવ્ય કૃતિ તે ગરબી તેમાં ઊર્મિ, વિચાર, અને ભાવનાનું ઉદ્દીપન છે. ગરબા કરતાં ઘણી ટૂંકી છે. નરસિંહ મહેતા, ભાણદાસ, ભાલણ અને દયારામની ગરબીઓ આ પ્રકારની છે અને સુંદર છે. એ સિવાય સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુવરો, નિષ્કુળાનંદ, રામાનંદની કૃતિઓ પણ સુંદર છે ઋષિરાયની ઝીલણિયાં, અખાનાં ટૂંકા પદો વગેરે ગરબીનાં સ્વરૂપ છે. અર્વાચીન યુગમાં દલપતરામ કવિ ગરબીના પિતા કહેવાય.

**(ચ)રાસડા:**—ગરબીથી મોટા અને કોઈ ઐતિહાસિક વ્યક્તિને માટે રચાયેલાં રાસડામાં સિંધુડાસૂરની જવાંમર્દી અને વીરતા વસેલાં છે. " કુંમરે કુંમરે કાડુકાનાં કારગ" જેવા રાસડા આજે ગામડાંમાંથી મળી આવે છે તળપદી ભાષામાં રચાયેલા રાસડા સુંદર હોય છે.

**(છ) હીંચ અને હમચી:**—સંગીત સાથે ગોળ કુંડાળામાં ફરતાં ફરતાં માત્ર તાલીઓથી ભાવ આપી, પગના ઠેસા સાથે કોઇ કોઈ વખત વચ્ચે કુદકડી ફરતાં ફરતાં પુરુષો જે ક્રિયા કરે છે તે હીંચ અને સ્ત્રીઓ એ રીતે એક જ રાગે ઊભા રહી રમાડે માતા પાસે ગાય છે તે હમચી છે. આ બધાં રાસ સાહિત્યનાં વિશિષ્ટ અંગો છે.

**૪ રાસ સાહિત્યનો વિકાસઃ—**

રાસ એ અતિ મુલાયમ અને ચીકણી માટી જેવો પદાર્થ છે. જેના હાથમાં આવે છે તે તેને મનગમતો ઘાટ આપે છે. જૈન સાધુઓએ લાંબા લાંબા પ્રબંધો રચ્યા અને રાસો નામ આપ્યું. નરસિંહે લોકરુચિને અનુલક્ષી લાંબા રાસાથી કંટાળેલી ગુજરાતને ટૂંકા ગરબા, રાસ અને ગરબી આપ્યા. ત્યાર પછીના કવિઓએ રાસને પાછા લાંબા બનાવી દીધા અને દયારામે તેને ટૂંકી ગરબીના રૂપમાં મૂક્યાં.

રાસ સાહિત્યમાંથી સાહિત્યના બીજા અંગોનો વિકાસ થયો છે. કહાનડદેપ્રબંધ મોટું કાવ્ય છે છતાંયે તે રાસ છે. એમ કોઈથી ના પાડી શકાય નહિ. એટલે રાસમાંથી લાંબા લાંબા રાસો, ગરબા, રાસડાઓ, ફાગુ (વસંતોત્સવમાં ગવાતા રાસ) પ્રબંધ, પદ, આખ્યાન, ગરબી વગેરે જન્મ્યા. જેને વિવિધ સ્વરૂપમાં આપણે જોઈએ છીએ,

**૫ રાસમંડપે ગુજરાતણઃ—**

રાસમંડપે જ્યારે સોહાગણ ગુજરાતણ આવે છે ત્યારે ગગને ચમકતી વીજળી શી ચાલે ઝબકતી, અંગે અંગે શીલ અને સંસ્કારની ફોરમ ફેલાવતી, ઝાંઝર ઝમકાવતી, વિછુવા ઠમકાવતી, મર્યાદાપૂર્ણ જીવનમાં સંયુક્ત કુટુંબની નાગરવેલી બનેલી ઘૂંઘટ પેર્યા ગોરા ગોરા મુખમાં દામણી લળકાવતી, ચંચળ દૃષ્ટિવડે ચારે દિશાને માપી લેતી કોઈ સ્વર્ગ સુંદરી શી એ અમરવેલ છે. રાસ એ તેનો સંસ્કાર વારસો છે. કવિવર ટાગોરે ગુજરાતણોના કંઠમાં ગૂંજી રહેલું કોકિલકૂજન સાંભળ્યું, રાસ રમતી વખતે થતું અંગડોલન નિરખ્યું અને રૂપસૌન્દર્યમાં છુપાયેલું રસઝરતું શીલ જોયું ત્યારે તેમણે આપણા રાસ-ગરબાનાં મુક્ત કંઠે વખાણ કર્યાં છે.

**રાસ સાહિત્યના ઘડવૈયાઃ—**

(क) પ્રાચીન યુગ—ગુર્જર વાઙ્મયમાં બારમા સૈકામાં જૈનસાધુઓએ લાંબા રાસો રચ્યા છે. પરંતુ આપણે ગુર્જર સાહિત્યનો ઇતિહાસ અપભ્રંશથી શરૂ થતો જોઈએ તો રાસયુગ નરસિંહથી શરૂ થાય છે.

રસેશ્વરનો ઉપાસક ભક્ત નરસિંહઃ—કૃષ્ણ ભક્તિમાં લીન બની કૃષ્ણની રાસલીલાનાં સુંદર વર્ણનો ગાયા છે. અને વર્ણનો પણ અતિ ટૂંકા અને લોકભોગ્ય. આજે પણ તેમના રાસ ગુજરાતણોના કંઠમાં આત્મસાત્ બની બેઠા છે. વૃંદાવનની શરદ સોહામણી ઉજ્જવળ રાત્રિમાં બંસીનો મધુર ટહુકાર થતો હોય, વચ્ચે કૃષ્ણ અને રાધિકા બેઠાં હોય અને ફરતું ગોપીઓનું ટોળું સંગીત લેલકારતું રમણે ચડ્યું હોય તે દૃશ્ય કેવું સુંદર લાગે! અને એ મનમોહી રાત્રિ પણ કેવી આહ્લાદક! આ દૃશ્યને જોઈ નરસિંહ બોલી ઊઠે છે કે—

પ્રેમલક્ષણા ભક્તિનો અજોડ ઉપાસક



ભક્તકવિ નરસિંહ મહેતા

"વહાલા મારા વૃન્દાવનને ચોક રે
વિઠ્ઠલા પધારજોરે લોલ;
ગોકુળ ગામતણી વ્રજનારય કે વેગિ
બોલાવજો રે લોલ.

આવી ઉત્કટ ભક્તિમાં રંગાયેલો ભક્ત નરસિંહ કૃષ્ણની રાસ-લીલામાં મંત્રમુગ્ધ બને છે અને કવિહૃદય ગૂંજી ઊઠે છે કે—

"ઝાંઝર ઝણકે ઘૂઘરી ઘમકે, નેપૂરનો ઝણકાર રે"

એક ગોપી અને એક કાનનું યુગલ કેવું પ્રેમમય બને છે. પ્રેમલક્ષણા ભક્તિમાં ડૂબેલો એ નરસિંહ સખિ ભાવે કહે છે કે—

" નાગર નંદજીના લાલ, રાસ રમંતા
મારી નથણી ખોવાણી. "

અને એ જ આદર્શને ચીધતી, મીરાં પણ કૃષ્ણની ભક્તિમાં ચકચૂર બની ગાવા લાગે છે.

" હારે કોઈ માધવ લ્યો, માધવ લ્યો ! અને
" તારો તારો તારો કનૈયા,
નેહ લાગ્યો મને તારો. "

જેવાં પદોમાં રંગાયેલી મીરાં પછી રાસ સાહિત્ય બીજા તબક્કામાં પ્રવેશે છે.

(ખ) મધ્યકાલીન યુગઃ—મીરાં પછી બીજા ભક્ત કવિઓ પણ પ્રભુ ભક્તિના રાસ ગાય છે. ભાલણ. મારે સંવત ૧૪૬૧ ની સાલ હતી. તેણે આખ્યાનો રચ્યાં છે અને રાસ અને બીજાં પદો પણ રચ્યાં છે. નળાખ્યાનના વર્ણનમાં તે કહે છે કે—

" ઉન્મતે ! ઉતાવળી ! સુણ સુંદરી,
ઊલટ્યું આપ સંભાળિ, ગિરિલિ કુંજિ કરી ?
ક્ચલટ મુખ પરિ લટકતી, સુણ સુંદરી,
હરિ કરી પાતી વાલિ, ગિરિલી કુંજિ કરી.

આખ્યાનોમાં આવી ટૂંકી રચનાઓનો નવો ઝોક આપ્યો.

આ ગરબીઓ પછી રાસલીલાનું સુંદર વર્ણન કર્યું. પ્રેમાનંદ, જેમાં ઝડઝમક, પ્રાસ વગેરે પરિપૂર્ણ ભર્યા છે. સંવત ૧૬૧૫ નો આ સમય ગણાય.

" આનંદ કંદ નંદ નંદ છંદ રામ રાગણી"

" વેણુ વાદ ગીત નાદ, સરસ સહુ સોહામણી "

આવા બીજા વિશિષ્ટ ભાત આખ્યાનો અને બીજા રાસના અંગોમાં પરિવેષ્ટિત કર્યા છે.

તરત જ પ્રેમાનંદના લાંબા આખ્યાનોમાંથી લોકમાનસને વાળી લેનાર સંવત ૧૭૦૦ની સાલમાં થયેલો ભાણદાસ તેણે પ્રથમ ગરબી શબ્દ ગુજરાતીઓને આપ્યો. અને તે નીચેના રાસમાં મળે છે.

" ગગન મંડલની ગાગરડી ગુણ ગરબી રે !
તેણી રમિ ભવાની રાસ, ગાઉ ગુણ ગરબી રે,
+ + +
સાત સાગર તેલ ભર્યું, ગુણ ગરબી રે,
માંહિ મુક્તાફળ સુ મેર, ગાઉં ગુણ ગરબી રે.

આ વખતે ગુજરાતીઓનો વહાલો શક્તિ ભક્ત કવિ વલ્લભ મેવાડો (ધોળા) માતાજીના ગુણ ગાતો બહાર નીકળે છે.

"મા તું પાવાની પટરાણી" જેવાં રાસથી ગૂંજે છે. ગુજરાતણો રમણે ચડે છે. તેની જિહ્વાએ ચડેલી સરસ્વતીએ ઘણા સુંદર રાસ રચાવી આપ્યા. નવરાત્રિનાં શક્તિ દિવસોમાં વલ્લભ ધોળાનાં નામાચરણવાળા ગરબાઓથી વાતાવરણ મઘમઘી રહ્યું હોય છે.

ગરબા અને રાસમાંથી રૂપાંતર થતા સાહિત્યને નવો ઝોક આપનાર અને ઊર્મિ પ્રધાન ગરબીઓનો સમ્રાટ દયારામ આવે છે.

ઊર્મિપ્રધાન ગરબીઓનો
રચયિતા બંસીબોલનો


કવિ દયારામ

"ગુર્જર સાહિત્ય કુંજોભરી બંસીનો ઊડણહાર તો દયારામ ચોકી ઝાલેરીક ઊભી છે નરસિંહ મીરાંએ કાંઈક કાંધ ઊભી છે સ્વામીનારાયણના સાધુવરોએ. "મહાકવિ ન્હાનાલાલ " આપણાં સાક્ષર રત્નો"માંથી)

ઊર્મિ પ્રધાન ગરબીના સર્જક આ કવિવરની રચનામાં ભક્તિરસ નીગળે છે. અને સુકુમાર સૌંદર્ય નીતરે છે. કૃષ્ણનો એ ઉલાછળિયા કવિએ કૃષ્ણ, રાધિકા, ગોપી, બંસરી, અને સાહેલીને પોતાના કાવ્યોમાં એકમો ગણી લીતાર્યાં છે. વાંસળીને સંબોધતાં કવિ કહે છે કે—

" જોતાં તું કાષ્ટ કેરો કટકો, હો વાંસલડી !
તુને આજ મળી છે ઠકરાત, હો વાંસલડી !

રાધિકા કૃષ્ણને ઉદ્દેશીને કહે છે કે—

"શ્યામ રંગ સમીપે ન. જાઉં. મારે આજ થકી શ્યામ રંગ સમીપે ન જવું "

" ચિત તું શીદને ચિંતા ધરે "

અને

" વાગે-વૃંદાવનમાં વાંસળી, ઊભો ઊભો વગાડે કાન. " જેવી ગરબીઓનો ગાયક તો દયારામ.

રખી તો દયારામની જ." "કેવળ એકાદ કાવ્ય ...કારનો નહિ, સમગ્ર મધ્યકાલીન ગુજરાતી સાહિ...નો અને કેટલેક અંશે એ સંસ્કારનો છેલ્લો પ્રતિ...નિધિ અને સમર્થ કવિ તે દયારામ," શ્રી વિજયરામ ...ઘ (ગુજરાતી સાહિત્યની રૂપરેખા.)

### ...રંગભૂમિમાં ગરબા

રાસ ગરબાઓને અર્વાચીન યુગમાં પ્રવેશ કરા...તાં પહેલાં ગુજરાતની રંગભૂમિમાં રાસગીતોને ...વપરિધાન કરાવનાર સ્વ. વ્યક્તિઓનું ગુણપૂજન ...રતાં જઈએ. રાસ-ગરબાને રંગભૂમિમાં શોભાવ...નાર સ્વ. વાઘજી આશારામ, મોરબી નાટક કંપ...નીનાં સ્થાપક હતા. ડાહ્યાભાઈ ધોળશાજી દેશી નાટક ...પનીના સ્થાપક, તેમજ મૂળશંકર મુલાણી અને ...કાનેર નાટક કંપનીના પ્રખ્યાત માલિક અને કવિ ...થુરામ સુંદરજીએ પણ આપણા સાહિત્યમાં સારો ...મેરો કર્યો છે. નથુરામ સુંદરજીનાં શૃંગારિક અને ...લાગણીપ્રધાન જેવાં કાવ્ય આપણને મળે છે. ...આજે ગુજરાતણો રંગભૂમિ ઉપર રાસ-ગરબાનું ગૂંજન કરતી ફરે છે.

સંક્રાન્તિ કાળના રાસયુગના સૃષ્ટાઃ–અજ્ઞાનતાથી ઘેરાયેલી પ્રજાને હવે કેળવણીનાં પ્રકાશ લાધ્યાં હતાં. સમાજ જીવનમાં નવક્રાન્તિના મંડાણ થયાં અને નર્મદનું " જય જય ગરવી ગુજરાત " રણકો ઊઠ્યું. સાથે જ લોક ભોગ્ય કવિશ્રી દલપતરામે ગરબીઓ વડે ગુજરાતણોને રીઝવી દીધી. ગરબીઓના પિતા તરીકેનું બીરદ મેળવનારં કવિ દલપતરામે ઘણી અને કદમાં ટૂંકી ગરબીઓ રચી છે. તે વખતે સ્વ. નવલરામે પણ ગરબાવળી લખી જે આજ સુધી કન્યકાઓ ગાય છે. કેટલીક કટાક્ષ યુક્ત ગરબીઓ પણ આપી છે. "જાન જનાવરની મળી મેઘાડમ્બર ગાજે" આ સંક્રાન્તિ યુગમાંથી વીજળી શી ગતિએ ઝબકારો આપી નવ ગુજરાતણોને અમૂલ્ય ભેટ અપનાર એક મહાન વિભૂતિ રાસ સાહિત્યમાં પ્રવેશ કરે છે. આ યુગને આપણે અર્વાચીન યુગ કહી શું. તે પહેલાં રાસ ગીતોમાં સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી, સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી અને બીજા સમકાલીન સાહિત્યપ્રેમી વ્યક્તિઓ આપણને સાંપડેલ છે.

### અર્વાચીન રાસ યુગનાં પિતા મહાકવિ ન્હાનાલાલ

સંક્રાન્તિકાળમાંથી પસાર થતાં જ નવયુગના દર્શન કરાવનાર રાસ સમ્રાટ મહાકવિ ન્હાનાલાલ આપણને સાંપડે છે.

પા સદી સુધી સૌરાષ્ટ્રમાં વસનાર આ કવિએ રાસની જનેતા સમી આ ભૂમિમાં વસી સોરઠી નારીના હલકભર્યા કંઠનું કુજન સાંભળી; જૂના રાસના ઢાળ, ભાવ, હલક, સૂક્ષ્મપ્રકારનું સંગીત, પ્રાસ અને છંદ રચનાના ભંડારનું પરિશીલન કર્યું. રાસ પિપાસુ, ગુજરાતણોને સોહાગણ ગુજરાતણથી સંબોધતા આ મહાકવિએ "નાના નાના રાસ"ના ત્રણ ભાગ આપ્યા અને ગુર્જર પ્રદેશે નવો રાસયુગ બેસાડયો.

અર્વાચીન યુગનું રાસ સાહિત્યનું એવરેસ્ટસમું ઊંચું અને ઉન્નત શિખર



સ્વ. મહાકવિ ન્હાનાલાલ

"ફૂલડામાં દેવની હયેળીઓ રે બ્હેન,
દેવની કટોરી ગૂંથી લાવ.
જગ માલણીરે બ્હેન !
અમૃત અંજલિમાં નહીં ઝીલું રે બ્હેન !" અને
"પાના પ્રારબ્ધનાં ફેરવું,
માંહી ગાવે વિયોગની વાતરે
સ્નેહ ધામ સત સતાં રે"

ભાવનાના પ્રદેશમાં વિહરતો અને કલ્પનાને વિરાટમાં વિહરાવતો મહાકવિનો પ્રાણ વીંઝણો, કેવો ઉડ્ડયન કરે છે.

"નીલો કમળ રંગ વીંઝણો, હો નંદલાલ !
રઢિયાળો રતન જડાવ, મોરા નંદલાલ !
પ્રભુ વીંઝે પ્રભુ વીંઝણો હો નંદલાલ !"
અને છેલ્લે એ વીંઝણાની દાંડી કોના હાથમાં મૂકે છે ?
"દાંડી પ્રભાજીના હાથમાં, હો નંદલાલ !
માનવીના ભાગ્યના એ ખેલ, મોરા નંદલાલ !
પ્રભુ વીંઝે પ્રભુ વીંઝણો, હો નંદલાલ !"

આવી ભવ્ય અને ઉદાત્ત કલ્પના આજ સુધી કોણે આપી ? એમની પ્રણવવંશ વાણીમાં બ્રહ્મર્ષિનું આર્ષદર્શન છે.

આ રાસગીતના ઉન્નત શિખર સમા બ્રહ્મર્ષિ ઉહલે પોતાની ગુણ સોહાગણ ગુર્જર નારીને સંબોધે છે અને શિક્ષા તથા દીક્ષા આપ્યા પછી એક વીરા તરીકે આ બ્હેનોને બિરદાવે છે.

"એ મુજ કુળની એ રીત, તાતે શીખવી ભલી,
સ્હો કરશે ધરું છું બ્હેન ! વીરની વીર પસલી"

કેવો ઉચ્ચ ભાવ અને તેમનાં કાવ્ય શબ્દોમાં આપણે કહીએ કે "નયને આત્મા નીતરે, મહર્ષિ સ્હો નયણાંની ધાર !"

મહાકવિના રાસ–ગીતોમાં પ્રકૃતિ સાથે માનવતાનો કોઈ જાદુભર્યો સંયોગ છે. આગળ કહ્યું તેમ જૂના ઢાળોમાં નવા વિચારો અને કલ્પનાઓનાં વિવિધ ભાવભર્યા ચિત્રો આલેખ્યાં છે. ઉષા, સંધ્યા, પુષ્પ જેવા પ્રકૃતિ પદાર્થો અને માનવતાના ભર્યાભર્યા ગુણ સંપ, શીલવ્રત, શિયળ, માતૃભાવ ભગિની ભાવ અને સંસ્કાર સંપન્ન વિચારોને અલૌકિક રીતે અંદર ગૂંથ્યા છે. ભાષા ઉપરનું પ્રભુત્વ અને શબ્દોનો અખૂટ ખજાનો ગુર્જર દેશને કદી સાંપડશે !

'હજારેક વર્ષના ગુર્જર સાહિત્યનો આત્મલક્ષી કવિ ન્હાનાલાલ છે." દયારામ પછીથી આજ સુધીમાં આવો પ્રતિભાશાળી વિરાટને માપી લેતા. મહાકવિ ગુજરાતને સાંપડેલ નથી, કાન્તાના શબ્દોમાં "...તો ગુર્જર સાહિત્ય વાટિકાનો અપૂર્વ ચંદ્રરાજ હતો.

આ વખતે ગૃહજીવનને માંડવડે મંજુલ રાસ ગીતોના ગાયક સ્વ. દામોદરદાસ ખુ બોટાદકર તેમણે કુટુંબ જીવનનાં પ્રધાન અંગોનાં ભાવેદ્રેક શૈલીમાં રાસ ગીતો રચ્યાં' મરવી ગુજરાતણો એ ગીતો ખૂબ ઝીલ્યાં અને આત્મસાત્ કર્યાં

'જનનીની જોડ સખી નહિ જડેરે લોલ."
"ભાભીનાં ભાવ અને બીજવેરે લોલ" અને
"દૂધ ભર્યું" હજી દાંતમાંરે એને આપ્યાં આણાં !"

આવા માર્દવ ગીતોથી ગુર્જર કુંજોમાં ટહુકા થયા.

અને જાતે પારસી હોવા છતાં ગુજરાતી ભાષા ઉપર પ્રભુત્વ જમાવનાર રાષ્ટ્રગીતો અને સાહિત્યમાં આગળ આવનાર કવિ અરદેશર–ખબરદારે પણ કાવ્ય કુંજો મ્હેંકાવી છે.



મંજુલ મંજિરા સાથે થતો સ્વ કવિશ્રી લલિતનો લલકાર કોણ ભૂલી શકે ?

એ વખતે કવિ લલિતની મંજુલ મંજિરાની રમઝટમાં આમ્ર ગીતોને ગૂજવતા રાસ–ગીતો ગૂંજી ઊઠ્યાં. મહાકવિ ન્હાનાલાલે તેમને સત્કાર્યા હતા; કવિ કાન્તે પણ એક સુંદર રાસ–કવિતા આપણને આપી છે "સુરતાની વાડીના મીઠા મોરલા"

અને તેમાં જ અપૂર્વ સૂક્ષ્મ સંગીતથી અમર પંક્તિ

"હેત હૈયાની વહતી વાજે વાંસળી,
"અતર દ્વારે ઊતરે આલમ નૂરલે" જેવી પાસાદાર કાવ્ય પંક્તિઓ રાસ–ગીતમાં ચળકી ઉઠે છે, બીજાં રાસ પણ કર્યા છે. મહાકવિ ન્હાનાલાલ

મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત) અને રાજવી કવિ કલાપીની ત્રિપુટીએ સાહિત્ય જગતમાં નવો પ્રાણ પૂર્યો છે. નરસિંહરાવ દીવેટીઆ જેવા ભાષાશાસ્ત્રીએ પણ 'ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ' જેવા રાસ લખી-ગુર્જર રાસસાહિત્યની સેવા કરી છે.





જુગલ જોડી

કલાપી અને કાન્ત

આ યુગ રાષ્ટ્ર ઘડતરનો અને કંઈક અંશે રાજ્ય વિપ્લવનો ક્રાન્તિકારી કાળ હતો. રાષ્ટ્રીય ભાવનાનો જુવાળ હેલે ચડ્યો હતો. તે વખતે આપણા કવિઓ રાસ-સાહિત્યમાં રાષ્ટ્રીય તત્ત્વ લાવ્યા અને રાષ્ટ્રીય-રાસ સાહિત્યનો પ્રાદુર્ભાવ થયો.

બીજી બાજુ રાષ્ટ્રીય ભાવનાને મૂર્તિમંત ખડી કરવા માટે જૂના લોકસાહિત્ય તરફ એક ભાવનાશાળી સાહિત્ય સેવક કમ્મર કસી બહાર પડ્યો. આ કવિ તે રાષ્ટ્રશાયર મેઘાણી. તેમણે જૂના લોક સાહિત્યને પિછાણ્યું અને તેમાં રહેલી તાકાત જનસમાજને બતાવી. આ કવિથી આજે કયો રાસ-સાહિત્ય પ્રેમી અજાણ્યું છે? અને તેમનું વિશેષ વર્ણન આપણા બીજા ભાગમાં વહેંચાયેલ લોકસાહિત્યમાં મૂક્યું છું. પૃષ્ઠ. ૧૭ મું.

મહાકવિ ન્હાનાલાલ-અને અર્વાચીન રાસ-સાહિત્યની વચ્ચે સાંકળની કડી જોડનાર સ્વ. કેશવ હ. શેઠને અત્યારે કેમ ભૂલાય! તેમના રાસ નથી મહાકવિ ન્હાનાલાલની તદ્દન નજીક કે નથી અર્વાચીન રાસ-સાહિત્યકારોની નજીક. શ્રી અશોક હર્ષે કહેલા- તેમના પુસ્તકનાં આમુખ મુજબ તેમનું કાવ્યત્વ ગેયતાને પ્રધાનપણે વર્યું છે, અને મહાકવિ ન્હાનાલાલ અને વર્તમાન પેઢીના નવકવિઓ વચ્ચે તેમનું સ્થાન એક સેતુ સમું છે."

વર્તમાન યુગની તદ્દન નજીક આવતાં આપણને રાસસાહિત્યની બીજી ત્રિપુટી મળે છે. શ્રીસ્નેહરશ્મિ, શ્રી ઉમાશંકર જોષી અને શ્રી સુંદરમ્, શ્રી સ્નેહરશ્મિનાં રાસ ગીતોનો 'પનઘટ' સંગ્રહ આપણને નવા ભાવ અને નવા વિચારો દર્શાવે છે. તે એક અદના કેળવણીકાર અને સાચા રાષ્ટ્રપુરુષ છે. તેમની કવિતામાં રાષ્ટ્રીયતત્ત્વનું સંપૂર્ણ દર્શન થાય છે. અર્વાચીન કાળના વિભાગમાં પ્રથમ કાવ્ય તેમનું "જય ગુજરાત" આપણને કેવું રાષ્ટ્રદર્શન કરાવે છે!

અને નવયુવકોના પ્રિય કવિ તે ઉમાશંકર જોષિ જેમની કૃતિઓ આજે ખૂબ લોકપ્રિય બની છે. વિવિધ રાસગીતો ઉપરની તેમની કસોટી સફળ નિવડી છે. 'સંસ્કૃતિ' માસિકના તંત્રી પદે આજે બિરાજે છે. એમને પ્રાર્થીએ કે આપના એ પત્રમાં રાસ સાહિત્યને ભૂલશો મા! અને એ મોરલી નાદે ગૂંજતો કવિની કાવ્ય પંક્તિ કેવી અમર બની છે?

સૂના સરવરિયાની સોનેરી પાળે,
હંસોની હાર મારે ગણવી હતી.
વાળે ગૂંથત કોક કોકિલા ને માળે,
અંતરની વેદના વણવી હતી.

એ ત્રિપુટિના મોહિના શ્રી સુન્દરમનું 'રંગ રંગ વાદળિયા" વાળું વિરાટને માપવા જતું રાસગીત અને ગામડાનાં ઝૂંપડામાં પેસી શોધેલું "ગામડા ગામની ભંગી રે" વાળું ગીત આજના રાષ્ટ્રીય અને સમાજ જીવનને સ્પર્શતું કેવું નજીકનું દેખાય છે. "આસમાની ટેકરે રે મીઠી માંડવડી મધકણી" જાણે મહાકવિની પ્રસાદી જ ન મળી હોય!

રાસગીતોમાં ખાસ કરીને કન્યકાઓને નવાં નવાં રાસ ગીતો અને બાળ કાવ્યો પિરસનાર અને 'ધન્ય હો ધન્ય સૌરાષ્ટ્ર ધરણી' ના ગાયક કવિ ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ સારા રાસ લેખક છે. તેમનું રચેલું અને પ્રીતિ પાત્ર બનેલું.

"કોઈ સાગરને સીમાડેરે" થી શરૂ થતું.

'ઝૂલા ઝીલડીરે' કાવ્ય સંગીતની સ્પષ્ટ ઝાંપ-લાવે છે.

'ઝીણે આભે રે પેલી ચંદા રમે' જેવા બીજા રાસ

ગીતો રચ્યાં છે તેમના રાસગીતોમાં દેશભક્તિ અને કુદરતનું સૌંદર્ય વધારે દૃષ્ટિગોચર થાય છે.

આ યુગની પ્રતીક સાહિત્યકારોની કૃતિઓનું સ્મરણ કરાવતાં પહેલાં આજના વર્તમાન કાળને સ્પર્શી રહેલા કવિઓમાં શ્રી રામપ્રસાદ શુક્લ, શ્રી રામનારાયણ પાઠક શ્રી મનુસુખરામ ઝવેરી, શ્રી પૂજાલાલ, શ્રી જનાર્દન પ્રભાસકર, શ્રી પ્રજારામ રાવળ, શ્રી નાથાલાલ દવે, શ્રી રમણિક અરાલવાળા શ્રી દેશળજી પરમાર, શ્રી જયુભાઈ રાવળ, શ્રી 'પ્રિયમ'શ્રી રમણિકલાલ દલાલ,શ્રીઅવિનાશ વ્યાસ શ્રી ઇન્દુલાલ ગાંધી શ્રી બેટાઈ શ્રી, કાલક શ્રી મોહિનીચંદ, શ્રી ચદ્રકાન્ત મ ઓઝા, શ્રી નિરંજન, શ્રી પિનાકિન ઠાકોર, શ્રી વિશ્વરથ, શ્રી શાંતિકુમાર પંડ્યા, શ્રી બાલમુકુંદ દવે શ્રી સુરેન્‌ ઓઝા, શ્રી રજની-કાન્ત દલાલ, જેઠાલાલ ના. ત્રિવેદી શ્રી કેશવલાલ પટેલ તેમજ અન્ય ભાઈઓ.

આ વખતે નવગુર્જરી બહેનોએ પણ નવા નવા કાવ્ય સંગ્રહો બહાર પાડયા છે. દિપકબા દેસાઈ, જેમનાં રાસગીતોને ગુજરાતે ઝીલ્યાં છે.



શ્રી જયમનગૌરી પાઠકજી

જયમનગૌરી પાઠકજી, જ્યોત્સના બહેન શુક્લ, પુષ્પા-બહેન વકીલ, હસુમતીબેન તથા અન્ય બહેનો

દિપકબા દેસાઈના રચેલાં કાવ્ય સંગ્રહમાં દેવીભક્તિ, સ્વદેશભક્તિ, લોકભક્તિ અને પ્રભુ ભક્તિનો સમાવેશ થાય છે. એમણે સુંદર રાસ ગીતો આપણને આપેલ છે. તેમનાં રાસ ગીતોમાં કોમ-ળતા અને લાગણીનું તત્ત્વ ખૂબ નજરે પડે છે. છતાંયે સઘળું ભક્તિમાંજ પરિણમે છે. વર્તમાન શ્રી લેખિકાઓમાં તેમનું સ્થાન ઊંચું રહેશે.

આ યુગના રાસ લેખિકામાં જયમનગૌરી પાઠકજીનાં કાવ્યોએ સારું માન મેળવ્યું છે તેમનાં રાસમાં ઋજુતા અને કારુણ્ય કોઈ કોઈ વખત વધારે દેખાઈ આવે છે. કદાચ લાગણી પ્રધાન સ્ત્રી સ્વભા-વનું તો કારણ નહિ હોય!

અને ગરબા અંકમાં તેમજ માસિકોમાં કાવ્યો, તથા રાસગીતો મોકલનાર સૌ હસુમતી બેનનાં કલ્પનાની પાંખે જેમનાં રાસ સ્ફુરન કરે છે.



શ્રી હસુમતીબેન દેસાઈ

કાવ્યોમાં કલ્પનાનું સ્ફુરન આપણે નિહાળીશું જાણે અનંતનું માપ લેવા ન નીકળ્યાં હોય!

આ રીતે ભક્તકવિ નરસિંહ મહેતાથી વર્તમાન યુગના રાસ સાહિત્ય સુધીમાં સર્વ કવિઓએ કેટલીયે અણખેડાણ ભૂમિ ખેડી છે અને અનેક વિશિષ્ટતા-ભરી શૈલીમાં રાસગીતો મૂક્યાં છે

ગૌરવશાળી ગુજરાતણ પોતાનો આનુવંશિક સંસ્કાર વારસો સાચવી રાખે અને પોતાની આ વિશિષ્ટતાને વિશેષ તેજસ્વી અને ગૌરવોન્નત બનાવે તેવી અંતરની અભ્યર્થના છે.

હિંમતલાલ ઉમિયાશંકર દવે

# ભાવભીની અંજલિ

મહાન વ્યક્તિઓની મૂળ તરફ આપણે જ્યારે દૃષ્ટિ કરીશું ત્યારે આપણને તેમાંથી ઘણી ઘણી વસ્તુ જોવાની અને જાણવાની મળે છે. એવા પુરુષોના જીવનમાં જ કાંઈક ચમત્કૃતિ, પુરુષાર્થ અને નાવિન્ય રહેલાં છે. એક પાંચ રૂપિયાની માસિક નોકરી કરનાર આ 'સ્ત્રીબોધ' માસિકના પિતા સમા સ્વ. જીવણલાલ અમરશી મહેતાએ પોતાના જીવનનાં કેવાં કેવાં પરિવર્તનો જોયાં છે. તે તો તેમના સમવયસ્ક મિત્ર સમુદાય વધારે સમજી શકે છે.

વડોદરા રાજ્યમાં શિક્ષક તરીકે ઉપર કહેલ તેટલા માસિક પગારથી નોકરી કરનારે પોતાની શક્તિને વિકસાવવા પત્રકારીત્વ પ્રદેશમાં પ્રવાસ ખેડવો શરૂ કર્યો. પ્રથમ તો વડોદરામાંથી પ્રસિદ્ધ થતા 'દેશભક્ત' પત્રમાં સબ એડીટર તરીકે દાખલ થયા. અહીં તેમના સાહિત્ય પરિચયે નવા સંવેદનો જગાડ્યા. કાંઈક લખતા કર્યા અને ગુર્જરીને ચરણે "ધર્મનો જય" નામક પ્રથમ પુસ્તક ધર્યું જે એ પત્રમાં વાર્ષિક ભેટ તરીકે અપાયું હતું.

એમની સાહિત્ય સેવાનો એ પ્રવાસ આગળ ચાલ્યો. અને વધારે કાર્ય કરવા અને નવું નવું જ્ઞાન મેળવવા એમણે અમદાવાદ તરફ આગમન કર્યું. અમદાવાદની 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'માં એ કલાર્ક તરીકે દાખલ થયા. અહીં તેમણે પોતાની અમૂલી સેવા આપી સોસાયટીના સર્વ સભાસદોનો પ્રેમ મેળવ્યો. ગુજરાતી છ ચોપડી ભણનાર એ શિક્ષકના ધંધામાં પડનાર ક્રિયાપ્રેમી વ્યક્તિએ છેલ્લે સોસાયટીના આસિ-સેક્રેટરીની જગા મેળવી.

આવી સ્વપરાક્રમી વ્યક્તિનો જન્મ વડોદરા રાજ્યના અમરેલી પ્રાંતના ચલાળા ગામમાં સંવત ૧૯૩૯ માં થયો હતો તેમનાં માતુશ્રી કસ્તુરબાઈના શુદ્ધ ચારિત્ર્ય ઘડતરે તેમનામાં સુંદર બીજારોપણ કર્યાં હતાં. જેના પ્રભાવે તેમણે પોતાના જીવનમાં સફળતા પ્રાપ્ત કરી હતી.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં દશ વર્ષ સુધી કામ કર્યું અને પોતાના સ્વભાવને જે કદીય અનુકૂળ હતું અને ગુજરાતને ખૂણે ખૂણે ફરી જે સેવા કરવાની ધગશ હતી તે પૂર્ણ કરવા તેમણે પુસ્તક પ્રકાશનનું કાર્ય હાથ ધર્યું. આ સમય સન ૧૯૧૧ નો હતો. જે વખતે કેળવણીનો અને જ્ઞાનનો ખૂબ અંધકાર હતો. ગામડાંનાં લોકોની વાચન ભૂખ મિટાવે એવાં પુસ્તકો, પણ ન હતા કે તેવી સોસાયટી કે પ્રકાશન ખાતાંઓ પણ ન હતાં.

આ પુસ્તક પ્રકાશન ખાતામાં તેમને અસાધારણ





સ્વ. જીવણલાલ અમરશી મહેતા

સફળતા મળી અને "જ્ઞાનવર્ધક ગ્રંથમાળા" શરૂ કરી જેનાં મૂલ્યવાન અને પ્રાણવાળાં પુસ્તકો આજે ઘેર ઘેર ગુંજી રહ્યા છે. સો ગ્રંથોની આ ગ્રંથમાળામાં કેટલાયે ગુર્જર વિદ્વાનોના જ્ઞાનનો અમૂલ્ય વારસો ભર્યો છે. અંધારા ખૂણામાં પડેલા લેખકોને પ્રકાશમાં લાવ્યા છે. કારણ કે જેમને સ્વાનુભવ હતો કે કેટલાયે અંધારા ખૂણામાં પડેલા લેખકો વનના પુષ્પ જેવાં એકલાં એકલાં ખીલી અને કરમાઈ જાય છે.

આ 'ગરબા અંક'ના સ્ત્રીબોધ માસિક પ્રત્યે તેમને ખૂબ શ્રદ્ધા અને માન હતું. પ્રથમ એનાં તંત્રી પારસી ગૃહસ્થ હતાં, પરંતુ સન ૧૯૨૨ માં આ માસિકના એ પિતા બન્યા ને તે ખૂબ કેળવ્યું. સારા વિદ્વાનોનાં લેખો, કાવ્ય અને ચરિત્રો વડે એવું ગૌરવપૂર્ણ બનાવ્યું કે ઘરેઘર ગુજરાતમાં એ ચમકવા લાગ્યું. આ પત્રદ્વારા સ્ત્રી જગતની તેમણે સુંદર સેવા કરી છે. સ્ત્રીજગત તેમની સેવાને કદાપિ ભૂલશે નહિ. તે સારા લેખક હતા, ઉત્તમ પ્રકાશક હતા અને પ્રખ્યાત પત્રકાર હતા. વૃદ્ધોને માટે 'જ્ઞાનવર્ધક માળા' અને સ્ત્રી જગત માટે 'સ્ત્રીબોધ' માસિક આપ્યા પછી ગુર્જરીનાં નાનાં બાળકો માટે "બાળ-પુસ્તક માળા"ની ફુલ છડી તૈયાર કરાવી એ જ્ઞાન દીવડો સન ૧૯૪૦ના એપ્રિલ માસમાં બુઝાઈ ગયો. એમનાં સ્વર્ગસ્થ આત્માને મારી આ ભાવભીની અંજલિ આપતાં પહેલાં મને તેમના જ્ઞાન વારસાનો એક ભાગીદાર બનાવવાનો જે લ્હાવો આપ્યો છે, એવા તેમના સુપુત્ર શ્રી ચન્દ્રકાન્ત ભાઈનો હું હાર્દિક આભાર માનું છું. એ સ્વર્ગસ્થ આત્માને શાંતિ!!!

'સંપાદક'

[ વિભાગ ૧ લો ]

# પ્રાચીન યુગ

[ પ્રાચીન યુગના પ્રાગૈતિહાસિક રાસ–ગીતો તરફ દૃષ્ટિ કરીશું તો જણાશે કે રાસ–ગીતોના વિરાટ સ્વરૂપે તે રાસોના લેખક જૈન મુનિઓ હતા. તેમણે ઘણાં મોટા આવા રાસો લખેલા છે. પરંતુ પ્રાચીન સાહિત્ય યુગ જેણે આપણે અપભ્રંશ ભાષાના સમયથી ઓળખો છીએ તે રાસ–યુગનો પ્રમય પ્રેમ લક્ષણા ભક્તિના ઉપાસક ભક્તકવિ નરસિંહથી શરૂ થાય છે. આ યુગમાં ભાલણ, ભાણદાસ જેવા ઉચ્ચ કોટિના ગરબા–ગીતો અને ગરબીકારોમાં નામ આપણને દૃષ્ટિગોચર થાય છે. તે સિવાય અન્ય ભક્ત કવિઓનો પણ તેમાં સમાવેશ થાય છે અને આ પ્રાચીનયુગના છેલ્લા પ્રતિનિધિ બંસીના છેડણહાર નર્મદાતટનો નિવાસ રસ રંગીલો અને ઉત્તમ ગાયક કવિ દયારામ અને ત્યાંથી આ પ્રાચીન રાસયુગ સમાપ્ત થાય છે. અને પછી અર્વાચીન યુગમાં પ્રવેશ કરીએ છીએ.

આ પ્રાચીન યુગમાં ખાસ કરીને કાવ્ય સરિતાને ભક્તિના નિર્મળ પ્રદેશમાં જ વહેવડાવતા. તેઓ સમાજ જીવન અને વર્તમાન કાળને સ્પર્શતા પ્રશ્નોને કોઇ ચર્ચતું ન હતું એ જમાનાનો કવિ એટલે ભક્તિના જ કાવ્યો રચનાર એવો ઉપલક અર્થ જો કરીએ તો ખોટું નથી આવો ભક્તિ ભાવથી અમર બનેલો પ્રાચીન કાળ અહીંથી શરૂ થાય છે અને તેમાં પ્રથમ સ્થાને બિરાજતા જુનાગઢ નિવાસી ભક્તકવિ નરસિંહની પ્રથમ કાવ્ય પ્રસાદીનું પાન કરીએ. સંપાદક ]

## માધવ નાચે

( નરસિંહ મહેતા )

મેહુલો ગાજે ને માધવ નાચે,
રૂમઝુમ વાગે પાય ઘુઘરડીરે.

તાલ પખાજ વગાડે રે ગોપી,
કૃષ્ણ વગાડે વેણુ વાંસલડી રે-મેહુલો.

પ્હેરણ ચરણાં ને ચીર ચૂંદડી,
ઓઢણ ઓઢી લોમલડીરે;

દાદુર મોર બપૈયા રે બોલે
મધુરી બોલે પેલી કોયલડી રે-મેહુલો.

ધન્ય બંસીધર, ધન્ય જમુના તટ,
ધન્ય વૃંદાવન અવતાર હે;

ધન્ય નરસૈંયાની જીભલડી,
જેણે, ગાયો રાગ મલ્હારરે-મેહુલો



## માધવ લ્યો !

હાં રે કોઇ માધવ લ્યો, માધવ લ્યોં !
વેચંતી વ્રજનારી રે, હાં રે કોઇ૦
માધવને મટુકીમાં ઘાલી
ગોપી લટકે લટકે ચાલી રે; હાં રે કોઇ૦
હારે ગોપી ! ઘેલું શું બોલતી જાયે !
માધવ મટુકીમાં ન સમાયે રે, હારે કોઇ૦
નવ માનો તો જુઓ ઉતારી,
માંહી જુઓ તો કુંજવિહારી રે, હારે કોઇ૦
વૃંદાવનમાં જતાં કહાડી,
વ્હાલો ગોચારે છે ગિરિધારી રે, હારે કોઇ૦
ગોપી ચાલી વૃંદાવન વાટે,
સૈ વ્રજની ગોપીઓ સાથે રે, હારે કોઇ૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
જેનાં ચરણ કમળ સુખ સાગર રે, હારે કોઇ૦

● મીરાંબાઇ

## છબીલા

કવિ—ભાલણ

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકો જો;
ગોરા આહીરનારે, તારા મુખનો મટકો જો.
છબીલા૦

ચાલનો ચટકો મુખનો મટકો, મોહિની નાખે એમ;
કાળી તારી કામળીમાં, કામણ દીસે છે કેમ !
છબીલા૦

ચટકો તારી ચાલનો, પાવડિયે કંચર કોર;
ઘુમક ઘુમક ઘૂઘર વાજે; તેનમાં નાચે મોર.
છબીલા૦

તાણીને બાંધે પાઘડીરે. ઝળકતો મૂકે તોર,
શિરિયે લપકતો હીડે, મોરલી ધનઘોર.
છબીલા૦

મુખ દેખાડીને ઘેલાં કીધાં, જાણે ઢરાવ્યાં ઢોર,
ભાલણપ્રભુ રઘુનાથજી મારા, ચીતડાના ચોર,
છબીલા૦

✡

## એક અપ્રસિદ્ધ ગરબી

કર્તા : કવિ ભાણદાસ

સં. અધ્યા. : કેશવરામ કા શાસ્ત્રી

[ ગરબીસાહિત્યનો ઉદ્ભવ જૂના 'રાસ'માંથી થયો છે; પણ 'રાસે' પોતાના સ્વરૂપમાં વિપરિવર્તન અનુભવ્યું અને ધાર્મિક અને ઐતિહાસિક વસ્તુ લઇ સંખ્યાબંધ કડીઓમાં આગ ગ કે ખંડબદ્ધ રચાયે ગયા એટલે નરસિંહ મહેતાના સમયમાં ફરી નાનાં પદ શરૂ થયાં. નરસિંહની "વાહલા માંહારા વૃંદાવન રે મોર' વગેરે ગરબીઓ આ પ્રકારની છે. ભાલણે પણ ગરબીઓ લખી, પણ આ સાહિત્યનું ગરબી-ગરબા નામ તો સં. ૧૭૦૦-૧૭૧૫ આસપાસના ભાણદાસે પ્રયોજ્યું પ્રથમ મળી આવ્યું છે. એની "ગગન મંડળની ગાગરડી' વગેરેએ ત્રણ ગરબીઓ પૂરે છપાઇ છે, આ એક વધું આપવા પ્રયત્ન કેરું છું. ભાષા અસલની જ રાખી છે; સમઝવામાં અઘરી નહિ પડે. ]

ગઉરી ગોવિંદના ગુણ ગાતી
ગરબી રમિ રસાલી
છપન કોટિ ચામંડા સાથિં
હાથિં હથીદિઈ તાલી રે......
...ભાવિં ભવાની ખેલિ-ગુરતાં રે

નતિ કરિનિ નાચિ રે !
રઢિ સંઘાતિ રાચિ રે ......ભાવિં ૧

નવિ કોટિ ત્યાં નૃતિ કરિ છિ
દેખિ હરખ ન માય
એકોતર સું મલી એકઠી
અધિકુ ઉચ્છવ થાયિ રે ...ભાવિં ૨

કાનિ ઝાલિ ઝબૂકિ સુંદર
ઝાંઝરનું ઝમકાર
ફૂલી સિંથુ ફૂલ રાખડી
મૂગતાફલનું હાર રે ......ભાવિં ૩

નાગ નગોદર અનિ ઝુંમણાં
ચૂડ કંકણ સોહિ
ઉગનીએ મુગતા ફલ લટકિ
દેખિં ત્રિભોવન મોહિ રે ...ભાવિં. ૪

નાના વિધીના પૂરપ અણાવ્યાં
અંબર માહા ઉછાલિ.
દેહા કરિનિ ઊંચા નાખિ
દ્રષ્ટિ ભરીનિ ન્યાહાલિ રે ...ભાવિં ૫

રમક ઝમક નિ ઠમકા વાજિ
થઇ રહ્યુ ઝણકાર
ઘુઘરડા ઘમકાર કરિ છિ
વરત્યા જિ જિકાર રે ...ભાવિં ૬

દેવ દેવની દૂરગા આવી
દીસિ ઝાક ઝમાલી
સુરય કોટિ સરીખુ ઝલકિ
રૂડી અત્યં રસાલી રે ...ભાવિં ૭

ગોવિંદજીના ગુણ સંભારિ ગાયા ગીતા ગામ
રામ ચરીતર રંગ માહા બોલિ
શોભા કહી ન જાઈ રે ...ભાવિં ૮

બોલી દેવ્યુ બગત્ય કરિછિ
ભાવ ધરિ મન માહિ
પૂરણ પ્રેમ રદિ મહા વાધ્યુ
વાહાલા •વધુકરાયિ રે ...ભાવિં ૯

ત્યાંહાં ગુરૂડિ ચડી ગોવિંદજી આવ્યા
હંસ ચઢીનિ બ્રહ્મા
કોટિ તેત્રીસ કરીનિ
આવ્યા છિં વીસકર્મા રે ...ભાવિં ૧૦

સુરનર સહુ શોભા નિરખિ
સંકર સિ સ ન માં ન
પૂજા અર્ચા પ્રેમ કરીનિ
પૂજ્યા શ્રીભગવાન રે ...ભાવિં ૧૧

દેવ સકલ ત્યાંહાં સ્તુતિ કરિ છિ
મૂલ પ્રકૃતિ મહા માયા
આદિ ભવાની જય જગદંબે
ચઉદ લોક નિપાયા રે ......ભાવિં ૧૨

આદિં અતિં એક તું આઈ
અકલ સ્વરુપ અભેદ
બ્રહ્મા સંકર પારં ન પામિ
વાંણી વખાણિ વેદ રે ...ભાવિં ૧૩

ઘટ ઘટમાંહિં રહીછિં વ્યાપી
આદિ સકત્ય કહી વાંણી
થાવરનિ જંગમ મહા સકલિ
જુગ સચરાચરિ જાણી રે ...ભાવિં ૧૪

ઘણી વાર તિં રક્ષા કીધી
દેવ સકલ ઉગારયા
મધુ કૈટભ મહિખાસુર સરખા
દઈત ઘણા તં મારયા રે ...ભાવિં ૧૫

ચંડ મંડ તિં નાખ્યા ચોળી
સંભ નસંભ નીપત્યો

રગત બીજનિ ધોમર લોચન
મારી ભૂતલિ સાત્યા રે ...ભાવિં ૧૬

નાના વચને સ્તુતિ કરીનિ
સુરનર પાએ લાગા
આજ તહ્મારી લીલા દીઠી
સેવકના ભય ભાગા રે ...ભાવિં ૧૭



પારવતીને પાએ લાગી
દેસ દેસાંતરિ જાય
નવ દહાડા નવરાત્ય રમ્યાં તે
ભાણુદાસ ગુણ ગાય રે ...ભાવિં ૧૮

Ø

## શોભા સલૂણા શ્યામની

તું જોને, સખી શોભા સલૂણા શ્યામની!

કોટિ કંદર્પ લજાવે એનું મુખડું
ફીકી પડે ક્રયા દામિની—તું જોને.

કોટિ આભૂષણનું એ ભૂષણ,
સીમા છે એ અભિરામની.—તું જોને.

સદ્ગુણ સાગર, નટવર નાગર,
બલિહારી હું એના નામની.—તું જોને.

સમજો એને એ સાર સરવનું,
બીજી વસ્તુ નથી કામની.—તું જોને.

અનુપમ એ અલબેલો રસિયો,
જીવનમુખી દયારામની—તું જોને.

( દયારામ )



[ વિભાગ ૨ જો ]

# લો ક સા હિ ત્ય



કાળની અસર સમાજજીવન ઉપર થાય છે તેમ સાહિત્ય જીવનમાં પણ તેની અસર પહોંચે છે. છેલ્લા દોઢસો વર્ષની ગુલામીમાંથી મુક્ત બનવા ઇચ્છતું પ્રજામાનસ રાષ્ટ્ર ભાવના અને રાષ્ટ્રીય ઉત્થાન માટે કાંઈક તલસતું હતું. આ તલસાટને પરિતૃપ્ત કરવા સ્વ. ઝવેરચંદ મેઘાણીએ ખૂબ રસાસ્વાદન કરાવ્યું છે. જો કે આ પહેલાં સ્વ. રણજીતરામ વાવાભાઈએ લોકસાહિત્યને માટે કાંઈક પ્રયત્ન કર્યા હતા, પરંતુ તેને સાંગોપાંગ પૂરું કરવાનું મહામાન તો સ્વ. મેઘાણીએ જ લીધું.

સૌરાષ્ટ્રના ગામડે ગામડે ભટક્યાં, જંગલમાં નેસડાં કરી રહેલા આહીરના ઘેર છાશ પી તેમની મીઠી મહેમાનગત સ્વીકારી અને આહીરણોના કંઠમાંથી તેમજ દેવીભક્ત ચારણ, બારોટ વગેરે પાસેથી લોક-સાહિત્ય ઝીલ્યું. લોકસાહિત્ય એવા પ્રકારનું છે કે તેમાં લાંબા સમયે અને અમુક માણસ પાસેથી બીજા પાસે જતાં તેમાં થોડાં થોડાં પરિવર્તનો થાય છે. એ કંઠસ્થ રહેલા લોકસાહિત્યનો રસ ભેગો કરી તેનો એક મધપૂડો રચ્યો અને ગુજરાતને એમણે 'રઢિયાળી રાતના' ચાર ભાગ રૂપે ધર્યો. જેમાંથી આ વિભાગનાં દશ કાવ્યો ચૂંટયાં છે.

ગુર્જરી કાવ્યકુંજને મધુરા ટહુકારથી ઘેરા ભર્યા ભર્યા અવાજ વડે ગહેકાવનાર સ્વ. મેઘાણીના કંઠમાં અને મોટી ચમકતી આંખમાં કોઈ ઓર જાદુ હતું ! 'કોઈનો લાડકવાયો,' કવિતા રચી યુવાન-યુવતીનાં દિલને ડોલાવનાર એ કવિએ ગુણપિપાસુ ગુજરાતણને પણ કાંઈ ઓછી રસલ્હાણ કરી નથી.

"ભાભીની રાતીચોળ ચૂંદડ ભીંજે,
ચુંદડ ભીંજે, ભોળો બેટો રીઝે." અને

મેહુલાને નિરખતાં બોલે છે કે—"આષાઢી સાંજનાં અમ્બર ગાજે" રાત્રે નિંદર બહેનને પણ ક્યાં ભૂલે છે !

"નિંદર ભરી રે ગુલાલે ભરી,
બ્હેની બાની આંખડી નિંદર ભરી." આવી કાવ્ય પંક્તિમાં સ્વ. મેઘાણી ભાઈની વિશિષ્ટ શૈલીનો ભાસ આપણને થયા વગર રહેતો નથી. વાંકડિયા જુલ્ફા, મોટી મોટી ચમકદાર આંખો હાથમાં પ્રિય સહચરી સમી-કાળા રંગની ભરવાડી ભરત ભરેલી થેલી લઈ ઊભેલો કો નવરસિક અલબેલડો કવિ તે સ્વ. મેઘાણી ભાઈ. જેને રાષ્ટ્ર શાયરની ઉપમા મળી હતી.

ચૂંદડીને તો એવી કલ્પના સૃષ્ટિમાં ચગાવે છે કે—

"ચુંદડી ચાર રંગમાં બોળી !

આવી કાવ્ય પ્રતિભા સંપન્ન કસુંબલ રંગના ગાયક લોકસાહિત્ય મેળવી અને નવું જન્માવી રાસ-સાહિત્યની અજોડ સેવા કરી છે, તેમના જેવો બીજી વ્યક્તિ તે શ્રી ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા જે શારદાના તંત્રી છે. તેમણે પણ લોકસાહિત્ય પ્રત્યે મમત્વ બતાવ્યું છે અને આજે લોકસાહિત્યને પિછાણનાર શ્રી દુલાભગત કાગ, શ્રી મેરુદાન મકવી અને બીજા લેખકો પણ આ દિશામાં સારી સેવા આપી રહ્યા છે, આ વખતે મારે યાદ આપવું જોઈએ કે જે સ્વ. મેઘાણીના જાણે છેલ્લા શબ્દો ન હોય તેવાં છે ! છેલ્લી રાજકોટ મુકામે મળેલી ગુજરાત સાહિત્ય પરિષદ વખતે મેં સાંભળેલા અને જેને માટે ચર્ચા પણ થયેલી; ત્યારે તેમણે એ શબ્દો લોક-સાહિત્ય માટે કહેલા. (૧) "લોક સાહિત્યને જલદી કુશળ વ્યક્તિ પાસેથી રેકોર્ડમાં ઉતારવું. નહિતર મેઘાણી પછી મેઘાણીના દીકરા પાસે એ રાગ, લખાણ અને સાચો ભાવ મળશે નહિ.

આપણાં કંઠસ્થ લોકસાહિત્યનો મધપૂડો રચનાર એ મેઘાણીભાઈ પછી હવે કોઈ બીજો મેઘાણી જલદી તૈયાર થાય તે જોવાનું સદ્ભાગ્ય જલદી ફળો !

—સંપાદક

# મારી સાહેલીનું બેડલું



[ ગામડાંની પ્રાચીન ભાવનાને મૂર્તિમંત ખડું કરતું આ લોકગીત આપણને પુરાણી સંસ્કૃતિનો સુંદર ખ્યાલ આપે છે. નવરાત્રિના પવિત્ર દિવસો આવે છે. ઉલ્લાસઘેલી રાસ રસિયણ પોતાનો ગરબો તૈયાર કરવા માટે ગામના પ્રત્યેક કારીગર વર્ગને કાર્ય સોંપે છે. એવી સમૂહ ભાવના દર્શાવે છે. દેલ્લે વહુઆરોથી મર્યાદા ન તૂટે માટે તેઓ ઝીલે અને દીકરીઓ ગાય એવો આદેશ આપતી રાસ રસિકા ચાચરના ચોકમાં ગરબા ગુંજન કરવા બહાર નીકળે છે આમ ભાવનાનું દર્શન અને કાવ્યની સરસતા કેવાં અનુપમ છે. સ્વ. મેઘાણી જ્યારે આ કાવ્ય ગાતાં અને મેં જે રીતે તેમને સાંભળ્યા છે તે દર્શન કોઈ અજબ હતું ! ખરેખર આંખેથી જાણે છલકાતું બેડલું લઈ કેઈ અલબેલી ન આવતી હોય એવું એ મનોરમ તાદૃશ્ય ચિત્ર ખડું કરતા.] —સંપાદક

છલકાતું આવે બેડલું,
મલકાતી આવે નાર રે મારી સાહેલીનું બેડલું–
છલકાતું૦

મારા ગામના સુતારી રે વીરા તમને વીનવું,
મારી માંડવડી ઘડી લાવો રે મારી સાહેલીનું બેડલું–
છલકાતું૦

મારા ગામના લુહારી રે વીરા તમને વીનવું
મારી માંડવડી મઢી લાવો રે મારી સાહેલીનું બેડલું–
છલકાતું૦

મારા ગામના રંગારી રે વીરા તમને વીનવું,
મારી માંડવડી રંગી લાવો રે મારી સાહેલીનું બેડલું–
છલકાતું૦

મારા ગામના કુંભારી રે વીરા તમને વીનવું,
મારે ગરબે કોડિયાં મેલાવો રે મારી સાહેલીનું બેડલું–
છલકાતું૦

મારા ગામના પિંજારી રે વીરા તમને વીનવું,
મારે ગરબે દીવેટ મેલાવો રે મારી સાહેલીનું બેડલું–
છલકાતું૦

મારા ગામના ઘાંચીડા રે વીરા તમને વીનવું,
મારે ગરબે દીવેલ પુરાવો રે મારી સાહેલીનું બેડલું–
છલકાતું૦

મારા ગામના મોતીઆરા રે વીરા તમને વીનવું,
મારો ગરબો ભરેલો શણગારો રે મારી સાહેલીનું બેડલું–
છલકાતું૦

મારા ગામના વહુવારુ રે ભાભી તમને વીનવું,
મારો ગરબો ભલેરો ગવરાવો રે મારી સાહેલીનું બેડલું–
છલકાતું૦



## સ્વપ્નાં

[કોઈ કોડભરી કુમારિકા પોતાની સ્વપ્ન સૃષ્ટિમાં આખું સંસાર ચિત્ર રજૂ કરે છે સાસુ, સસરા, જેઠ, જેઠાણી, દિયર, દેરાણી, નણંદ, ગુરુ, ગુરુપત્ની, વગેરેને યોગ્ય રૂપકો આપી, છેલ્લે પોતાના કલ્પિત પતિને ગુલાબ ગોટો અને તેની ફોરમે પોતાની ચૂંદડીને મ્હેંકાવતી એ આશાભરી અને નવકોડભરી કુમારિકાનાં વિવિધ ભાવ દર્શાવતું લોકગીત સુંદરદર્શન અને સાદા તેમજ સરળ રૂપકો આપી આખા કાવ્યને આકર્ષક બનાવી શોભા આપે છે]

આજરે સ્વપનામાં મેં તો ડોલતો ડુંગર દીઠો જો.
ખળખળતી નદિયું રે સાહેલી મારા સ્વપનામાં રે,
આજરે સ્વપનામાં મેં તો ધમ્મર વલોણું દીઠું જો.
દહીં દૂધના વાટકા રે સાહેલી મારા સ્વપનામાં રે,
આજરે સ્વપનામાં મેં તો લવીંગ લાકડી દીઠી જો,
દોંગલા ને પોતિયા રે સાહેલી મારા સ્વપનામાં રે,
આજરે સ્વપનામાં મેં તો જટાળો જોગી દીઠો જો,
સોનાની થાળીરે જમાડી મારા સ્વપનામાં રે.
આજરે સ્વપનામાં મેં તો પારસ પીપળો દીઠો જો,
તુળસીનો ક્યારો રે સખી મારા સ્વપનામાં રે.
આજરે સ્વપનામાં મેં તો ગુલાબી ગોટો દીઠો જો,
ફૂલડિયાંની ફોરું સાહેલી મારા સ્વપનામાં રે.
ડોલતા ડુંગર ઇ તો અમારો સસરો જો,
ખળખળતી નદીએ રે સાસુજી મારા નાતા, તાં રે
લવીંગ લાકડી ઇતો અમારો દેર જો,
દોંગલે ને પોતિયે રે દેરાણી મારા રમતા, તાં રે.
જટાળો જોગી ઇતો અમારો નણદોઈ જો,
સોનાની થાળીએ રે નણંદી મારા ખાતા, તાં રે.
પારસ પીપળો ઇતો અમારો ગોર જો,
તુળશીનો ક્યારો રે ગોરાણી મારા પૂજતા, તાં રે.
ગુલાબી ગોટો ઇતો અમારો પરણ્યો જો,
ફૂલડિયાંની ફોરું સાહેલી મારી ચૂંદડીમાં રે.

☆

## ચાકરીનું નિમંત્રણ

સંપાદિકા જયવતી દેસાઇ

'ચાકરીનું નિમંત્રણ' અને 'વિજોગણ' નામક લોકગીતના સંપાદિકા જયવંતીબેન દેસાઈ જે 'ગુણ-સુંદરી' માસિકના સફળ તંત્રી હતાં. તેમણે આ લોકગીતો આપ્યાં છે અને સમજાવ્યાં છે. તે બદલ આભાર.

[પ્રાચીન કાળમાં આજની જેમ ઓચિંતા ફરજિયાત ભરતીમાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થતો. પત્ર રૂપી કૂદું આવે છે. એ જાતના વિવિધ ભાવ દર્શાવતું આ લોકગીત આપણને નવો સંવાદ બનાવે છે કુટુંબમાંથી છેલ્લે 'લીલો ઘોડીને પાતળીઓ અસ્વાર' જ આ આમંત્રણને સ્વીકારે છે અને દેશની સેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરે છે. ] સંપાદક

કૂદું ઊઠ્યું માઝમ રાત વસાવ્યું વડોદરા રે લોલ.
વડોદરામાં થઇ રહ્યો છે હાહાકાર રે કાગળીઆ
આવ્યા રાજના રે લોલઃ
બાળ્યું બાળ્યું બાળ્યું કૂવા પાણીનું તેલ
કાગળિયા વાંચ્યાં રાજના રે લોલ.
આગળ પાછળ પૂછ્યા સમાચાર લખ્યે
તેડાવ્યા ચાકરી રે લોલ
ચાકરીએ મારા જેઠજીને મોકલો
પિયુજી ના જાય ચાકરી રે લોલ.
જેઠ ઘેર જેઠાણી રિસાળ જગાવે આખું ગામ
જેઠજી તો ના જાય ચાકરી રે લોલ.
ચાકરીએ રે મારા દીએરજીને મોકલો
પિયુજીના ના જાય ચાકરી રે લોલ
દીએર ઘેર દેરાણી નાનું બાળ
દિયર તો ના જાય ચાકરી રે લોલ.
લીલી ઘોડી પાતળીઓ છે સ્વાર
પિયુજી ચાલ્યા ચાકરીએ રે લોલ.

❀

## ઊભા રો રંગ રસિયા!



[ગોરી પાણી નીસરે છે, ત્યારે પાણીની હેલ ચડાવવાનું કહેવામાં આવે છે, કોઇ રખડુએ તેને મન દુઃખ થાય તેવા શબ્દો કહ્યા. આ સિંદણ ગર્જી ઊઠી અને પોતાના સહારાથી જ બેડું ચડાવી અને ત્યાંથી ચાલી નીકળે છે. —સંપાદક]

સોના ઇંઢોણી રૂપા બેડલું રે
નાગર ઊભા રો' રંગ રસિયા!
પાણીડાં ચઢતી તળાવ રે
નાગર ઊભા રો' રંગ રસીઆ!
કોઇ તે કાન ઘોડાં ખેલવે રે — ના૦
કાન સુને ઘડુલો ચડાવય રે — ના૦ ૨
તારો ઘડો તે ગોરી તો ચડે રે — ના૦
તું જો મારા ઘરડાની નાર રે — ના૦ ૩
ફૂટરે ગોઝારા ફૂટ પાપીઆ રે — ના૦
તું છો મારો માડીજાયો વીર રે — ના૦ ૪
અરડી મરડીને ઘડો મેં ચડયો રે — ના૦
તૂટી મારા કમખાની કસ રે — ના૦ ૫
બાપ રે દરજીડા વીરા વીનવું રે — ના૦
ટાંકય મારા કમરખાની કસ રે — ના૦ ૬
કસે તે ટાંકય ઘમર ઘૂઘરી રે — ના૦
હૈયે તે લખ્ય ઝીણા મોર રે — ના૦ ૭
જાતા વાગે તે ઘમર ઘુંઘરી રે — ના૦
વળતાં ઝીગો રે નીલા મોર રે — ના૦ ૮

## ચાંદાલયો.



[શરદ પૂનમની દૂધ જેવી રાત્રિયે રમતાં રમતાં ભાવની કોઇ મસ્તી જાગે કે અને પ્રકૃતિના વિવિધ ચિત્રોને પોતાના સાસરિયા પક્ષના માણસો ગણતી એ યુવતી એક કાલ્પનિક ચિત્ર રજૂ કરે છે છતાંયે પ્રથમની બે પંક્તિમાં જે સજીવારોપણ અલંકાર છે તે લોકસાહિત્ય રસિકની જાણ બહાર ન જાય તેટલું તો ઇચ્છું જ કયા ગોકમાં? ઓરડાનાં કે હૈયાનાં?] —સંપાદક

આસો માસે શરદ પૂનમની રાત જો,
ચાંદલીયો ઉગ્યોરે સખી મારા ગોકમાં.
સસરો મારો ઓરવા જનમનો બાપ જો,
સાસુ રે ઓલા જનમની માવડી.
જેઠ મારો અષાઢીસો મેઘ જો,
જેઠાણી ઝબૂકે વાદળ વીજળી.
દેર મારો ચાંપલિયાનો છોડ જો,
દેરાણી ચોંપલિયા કેરી પાંદડી
નણંદ મારી વાડી માયલી વેલ્ય જો,
નણદોઇ મારો વાડી માયલો વાંદરો.
પરણ્યો મારી સગી નણદનો વીર જો,
તાણીને બાંધેરે નવરંગ પાઘડી.

★

## મોરબીની વાણિયાણ



[સામાન્ય રીતે વાણિયાની જાત પોચી માનવામાં આવે છે તેમાંયે વાણિયણ એટલે વધારે કોમળ ભાવવાળી ગણાય. પરંતુ ત્યાંનો રાજા તે બાઈના રૂપની પાછળ ખરાબ ભાવથી જુએ છે ત્યારે તે જાતિની અબળા ઉપર કુદૃષ્ટિ કરનાર રાજાને કઠોર અને માર્મિક શબ્દમાં એવો જવાબ આપે છે કે એ સાંભળી રાજા તો ભોંઠો જ પડે છે. અને મસ્તી કરવાની ઈચ્છા રાખતો એ રાજાને ચોખ્ખે ચોખ્ખું ઉઘાડે એવું કહે છે કે સ્ત્રીના શીલની કિંમત કેટલી છે તે શું રાજા ન સમજી શકે ! રાજાએ જ્યારે અંબોડાનું મૂલ કરવાનું કહ્યું ત્યારે એ શીલ સંપન્ન વાણિયણે સ્પષ્ટ જણાવી દીધું કે મારા અંબોડાનાં મૂલમાં તો તારા જાનના જોખમ છે રાજા સમજી જાય છે. આવો વીરાંગના ભાવ બતાવતું આ લોકગીત સ્ત્રીના શીલની અને નારી સન્માનનું અધિક મહત્ત્વ સમજાવે છે.—સંપાદક]

કૂવા કાંઠે ઠીકરી કાંઈ ઘસી ઉજળી થાય
મોરબીની વાણિયાણ મછુ પાણી જાય;
આગળ રે જીવોજી ઠાકોર,
વાંસે રે મોરબીનો રાજા,
ઘોડાં પાવા જાય

કયે રે વાણિયાણી તારા બેડલાનાં મૂલ;
જાવા દો જીવાજી ઠાકોર,
જાવા દો મોરબીના રાજા,
નથી કરવા મૂલ;

મારા બેડલામાં તારા હાથીડા બે ડૂલ—મોરબી૦

કયે રે વાણિયાણી તારી ઈંઢોણીનાં મૂલ;

જાવા દો જીવાજી ઠાકોર,
જાવા દો મોરબીના રાજા,
નથી કરવા મૂલ,

મારી ઈંઢોણીમાં તારાં ઘોડલાં બે ડૂલ—મોરબી૦
કયે રે વાણિયાણ તારા વાટકાનાં મૂલ;

જાવા દો જીવાજી ઠાકોર,
જાવા દો મોરબીના રાજા,
નથી કરવા મૂલ;

મારા રે વાટકામાં તારું રાજ થાશે ડૂલ—મોરબી૦
કયે રે વાણિયાણી તારી પાનીયુંનાં મૂલ;

જાવા દો જીવાજી ઠાકોર
જાવા દો મોરબીના રાજા,
નથી કરવા મૂલ;

મારી પાનીયુંમાં તારી રાણીયું બે ડૂલ—મોરબી૦
કયે રે વાણિયાણી તારા અંબોડાનાં મૂલ;

જાવા દો જીવાજી ઠાકોર
જાવા દો મોરબીના રાજા,
નથી કરવા મૂલ;

મારા અંબોડામાં તારું માથું થાશે ડૂલ—મોરબી૦



## — દીકરાની ઝંખના —

[ રન્નાદે માતાને અંતરની આરજૂ કરતી કોઈ પુત્રવિહોન માતા પ્રાર્થના કરે છે તેમની પાસે માગે છે કે ઓ માતા! ઘરની લીંપીગૂંપી ઓસરીમાં પગલીઓ પાડનારો, દળણાંના લોટની પાળને પાડી નાખનારો ઘીયેલા સાડલાને બગાડનારો, છાશ કરતી વખતે માખણ માગનારો, રોટલાં ઘડતી વખતે ચાનકી માગનારો વગેરે ઘરના પ્રત્યેક કાર્યમાં દીકરાની ઝંખના કરતી સ્ત્રીનું ચિત્ર આમાં રજૂ થયું છે અને રન્નાદે માતાને પણ કહે છે કે—"વાંઝિયાં-મેણાં માતા દોહ્યલાં! છેલ્લે માતાએ એની અંતરની આરજૂ સાંભળી અને લીંપ્યાં ગૂંપ્યા આંગણામાં નાની નાની પગલીઓ પાડનારો આપ્યો. હેતુ પ્રાર્થના કરતુંલોકગીત પ્રભુ પ્રત્યેની એકનિષ્ઠા અને પુત્રહીન માતાની અંતર ભાવનાને તલસાટ વ્યક્ત કરે છે।] —સંપાદક

લીંપ્યુંને ગૂંપ્યું મારું આંગણું,
પગલીનો પાડનાર દોને રન્નાદે!
વાંઝિયાં-મેણાં માતા દોહ્યલાં. (૧)
દળણાં દળીને ઉભી રહી,
પાળુનો પાડનાર દોને રન્નાદે!
વાંઝિયાં-મેણાં માતા દોહ્યલાં.
મહીંડાં વલોવી ઊભી રહી,
માખણનો માગનાર દોને રન્નાદે!
વાંઝિયાં-મેણાં માતા દોહ્યલાં
પાણીડાં ભરીને ઊભી રહી,
છેડાનો ઝાલનાર દોને રન્નાદે!
વાંઝિયાં મેણાં માતા દોહ્યલાં
રોટલા ઘડીને ઊભી રહી;
ચાનકીનો માગનાર દોને રન્નાદે!
વાંઝિયાં મેણાં માતા દોહ્યલાં.
ધોયો ધફોયો મારો સાડલો,
ખોળાનો ખૂંદનાર દોને રન્નાદે!
વાંઝિયાં મેણાં માતા દોહ્યલાં.
(પુત્ર મળ્યા પછી)
લીંપ્યું ગૂંપ્યું છે મારું આંગણું;
પગલીનો પાડનાર દીધો રન્નાદે!
... ...કુંવર મારો! લાડકો!

## લાડકણી



[ મસ્તીના ઘેનમાં ઝુમતી કોઈ લાડીલી લાડનારીને નવા નવા કોડ જાગે છે, અને જ્યાં ઇચ્છા તૃપ્ત કરવાની પળ આવે છે, ત્યાં તો ઇન્કાર કરતી પાછી આગળ નવા સ્વપ્ન સેવે છે, અલ્પતામાં જ આનંદ ન માનતી હોય !—સંપા

સાયબા સહકું બંધાવ્ય, વાગડ જાવું,
વાગડ જાવું સારે દામનગર જાવું— સાયબા
વાગડની વાટે મુને તડકલડા લાગે,
સાયબા આંબા રોપાવ્ય, વાગડ જાવું— સાયબા
વાગડની વાટે મુને તરસલડી લાગે,
સાયબા વાવ્યું ગળાવ્ય, વાગડ જાવું— સાયબા
વગડાની વાટે મને ભૂખડિયું લાગે,
સાયબા કંદોઈ બેસાર્ય, વાગડ જાવું—સાયબા



## વઢિયારી સાસુ

[દીકરી ઉપર ઘણું દુઃખ છે સાસરિયેથી તેને સીધી રીતે તેડી જતા નથી પણ જતાં જતાં પોતાની રીસ બતાવવા માટે સાસુના આંગણામાં પાણીનું બેડું પછાડે છે અને પછી પિયેર જાય છે ]

દાદા તે દીકરી વઢિયારે નો દેજો જો,
વઢિયારી સાસુડી દાદા દોહ્યલી;

સંપાદક

દિ'એ દળાવે મને રાતડીએ કંતાવે જો.
પાછલેને પરોઢિએ પાણીડાં મોકલે.

ઓશીકે મંદીલી વહુ પાંગતે સિંગલિયું જો,
સામે ને ઓરડીએ વહુ તમારું બેડલું.

ઘડો ખુડે નેજ્જારું સીંચણિયું નવ પોગે જો,
ઊભીને આયખીઓ રૂવા કાંઈ.'

ઊડતા પંખીડા ! મારો સંદેશો લઈ જાજે જો,
દાદાને કે'જે કે દીકરી કુવે પડે.

દાદાને કે'જે, મારી માતાને વો કે'જે જો,
માતા છે માયાળુ આંસુ ઓરશે.

કૂવેનો પડજો ધીડો ! અફીણિયા નો ખાજો જો,
અંજવાળી આઠમનાં આણાં આવશે.

કાકાના કાગરિયા મામાના મૂંછડિયા જો,
વીરાના વાછડિયા વઢિયારે ઊતર્યાં.

કોકે સિંચ્યું ને મારા મામાએ ચડાવ્યું જો,
વીરને ફોડાવ્યું વઢિયારને આંગણે.



## વિયોગણ



સંપાદિકા: જયવતી દેસાઈ

[શરદની સોહામણી રાતે ચંદ્રદેવ પોતાની તેજસ્વી અને શાંતિપ્રદ કિરણાવલી પૃથ્વી ઉપર રેડે છે અને વિશ્વને અમૃતરસમાં હેલિયાં ખાખરાવે છે ત્યારે પૂનમની પૂજારિણીનું દિલ ઘવાય છે. કારણ કે રસ રાજની રસરેલમાં ભાગ લેનાર સાથી તો પરદેશ છે. આ જાતની 'વિરહ' ભાવના દર્શાવતા લોકગીતે કોઈ રસિક પણ અલબેલીને કેવી સ્થિતિમાં મૂકી છે !]

(સંપાદક)

હનીઆરે શરદની રાત સોહામણી રે
રૂડો રમવા શરખો ચોક કૃષ્ણ કોડીલા
ક્યાં ગયા રે

હનીઆરો પિત્તળ લોટા મારા જળ ભર્યા છે
દાતણ કરનારા પરદેશ
વ્હાલો વડાડે રૂડી વાસળી રે

હનીઆરે ત્રાંબા તે કુંડી મારી જળ ભરી રે,
ન્હાવણ કરનારા પરદેશ કૃષ્ણ—
હનીઆરે રાંધી રસોઈઓ મારી એમ રહી રે
ભોજન કરનારા પરદેશ વ્હાલો—
હનીઆરે ઢાળ્યા સીસમના ઢોલીઆ ને
પોઢણ કરનારા પરદેશ કૃષ્ણ—

o

## બાળા પોઢોને !

[બાળકને જે પારણામાં સુવારેલું છે તે પારણું 'સોનાથી મઢેલું' છે ચાર પાયે ચાર પૂતળિયું છે. બાળકને સુવાડવા માટે તેની માતા ઘણાં પ્રયત્ન કરે છે છતાંયે તે ઉંઘતું નથી. ત્યારે છેલ્લે છેલ્લે તેને એવો વહેમ આવે છે કે કદાચ કોઈએ નજર તો નહી નાખી હોય ! આ જાતનો વિચાર આવતાં તેમને પડોશની સાહેલીઓને બોલાવી અને માથા ઉપરથી મીઠું ઉતારે છે અને માનસિક વહેમ દૂર કરેલું આ હાલરડું આપણને માતૃપ્રેમનું દર્શન કરાવે છે ]
—સંપાદક

સાવરે સોનાનું મારું પારણિયું ને
ઘુઘરીએ ઘમકાર બાળા પોઢો ને !

ચાર પાયે ચાર પૂતળાઉં ને
મોર વાયે બે મોર બાળા પોઢો ને !

સુવડાવ્યા સૂવે નહિ રે
આ શાં કાળ જગ બાળા પોઢે ને !

હમણાં આવશે તારા દાદાજી
ને માંડશે કાંઈ વઢવેડ બાળા પોઢો ને !

જેમ તેમ કરી બાળા સુવારિયાં રે
કરવાં ઘરનાં કામ બાળા પોઢો ને !

કામ કાજ કરીને ઊભાં રિયાં રે
તોય ન જાગ્યાં બાળ બાળા જાગો ને !

બાઈ રે પાડોશણ બેનડી રે
હજી નો જાગે બાળ બાળા જાગો ને !

બાઇ તારું બાળક બીનું છે રે
લાવો ઉતારોએ લુણ બાળા જાગો ને !

સરખી સાહેલી ભેળી થઇ ને રે
જગાડયાં નાના બાળ બાળા પોઢો ને !

★

## જોબનિયાને રાખો

(રાસ સાહિત્યના સાચા વારસદાર તો મજૂર છે. તેઓ મજૂરી કરતાં જાય છે તે વખતે કામને યોગ્ય લોકગીતો અને રાસ ગાતાં જાય છે, તેના તાલ પ્રમાણે કામ કરે છે. અત્યારે જોબનિયાંની રક્ષા માટે તેઓ ગાય છે અને કઈ કઈ જગ્યાએ જોબનિયાંની રક્ષા થાય અને કઈ કઈ જગ્યાએ જોબનિયાને સંતાડાય એ વિશે વિવિધ વિચાર કરે છે વગેરે ભાવ દર્શાવતું આ લોકગીત કલ્પનામાં ચગાવે છે. ]
—સંપાદક

જોબનિયું આજ આવ્યું ને કાલ્ય જાશે
જોબનિયું કાલ્ય જાતું રે'શે ૧

જોબનિયાને માથાના અંબોડામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ૨

જોબનિયાને પાઘડીના આંટામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ૩

જોબનિયાને આંખના ઉલાળામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ૪

જોબનિયાને હરખના હિલોળામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ૫

જોબનિયાને હાથની હથેળીમાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ૬

જોબનિયાને ઘાઘરાના ઘેરમાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ૭

જોબનિયાને પગની પાનીમાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ૮

# જય ગુજરાત

શ્રી સ્નેહરશ્મિ

જય ગુજરાત! જય મા—ભોમ!
તું અમ જીવન, તું અમ જોમ!
જય હો! જય હો! જય મા—ભોમ!

ગિરનાર આબુ ને ગઢ ડુંગરિયાં,
ઘૂઘવે શૌર્યતણા જ્યાં દરિયા,
વિલસે જનપદ જહીં શીલભરિયા,
ત્યાગે જ્યાં નિત પ્રગટે હોમ!
જય ગુજરાત! જય મા—ભોમ!

તાપી નર્મદા મહી સાબરના
અમૃતરસ નિર્ઝર ધાવણ જ્યાં,
વન ઉપવન જ્યાં નન્દનવન શાં,
નિયતિસ્મિત સુન્દર જે ભોમ!
જય ગુજરાત! જય મા—ભોમ!

પનઘટપે પનિહારીઓ જ્યાં,
સેવે સોણાં નૂતન જગનાં,
જીવન દહતા તાપ ન કો જ્યાં,
તપતે જે જ્યાં ધખતો ધોમ,
જય ગુજરાત! જય મા—ભોમ!

અશોક—ઉર—ધબકાર ઉદારે,
વિશ્વપ્રેમ તપ સંયમ સારે,
શૈલ દ્રવે જહીં શાશ્વત ધારે,
આર્ષવાણી-મુખરિત જ્યાં વ્યોમ!
જય ગુજરાત! જય મા—ભોમ!

કૃષ્ણ ગાંધી પદ પાવન 'રજ જ્યાં
ચૂમે લોકો ખંડ ખંડના
ગીતા ઘૂંટી સત્યે જગના
કરતો નર્મદ જ્યાં યાહોમ!
જય ગુજરાત જય મા—ભોમ

વન્દન હોય! વન્દન મા તુજને!
વન્દન હો તવ સુકૃત મનુજને!
મુક્તિ—તે જ તવ ભરો ગગનને
જ્યાં લગી નભમાં સૂરજ સોમ!
જય ગુજરાત! જય મા—ભોમ!

['સંસ્કૃતિ'—સપ્ટેમ્બર ૧૯૪૮ માંથી]

## વાદળીઓ જળભરી આવજો,



શ્રી મોહિનીચંદ્ર
(લાવણી)

આવજો આવજો આવજો રે,
તમે વાદળીઓ જળભરી આવજો.
અમૃતની યમુના દેવને પિવાડતાં,
બાકી રહી ભરી આણજો રે;
તમે વાદળીઓ જળભરી આવજો
ગગનગંગાની સોનેરી દોરથી,
દોહતું જીવન તરી આણજો રે;
તમે વાદળીઓ જળભરી આવજો.
અજરામરના સ્નેહની મટુકી,
માથે ભરી અહીં લાવજો રે;
તમે વાદળીઓ જળભરી આવજો
અમરાવતીના આરેથી ઊતર્યા,
આત્મામૃત તેજ ભરી લાવજો રે,
તમે વાદળીઓ જળભરી આવજો.
ઘામ ધખેલી ધરતી પોકારતી.
તેની પર સુધા વરસાવજો રે;
તમે વાદળીઓ ભરીભરી આવજો.
આવજો આવજો આવજો રે;
તમે વાદળીઓ જળભરી આવજો

## ક્યાં જડે રે?



શ્રી સીતારામ જે—શર્મા.

દિલડે દાવાનળ ભભૂકી ઊઠયો રે,
નખ શિખ પહોંચી એની ઝાળ :
સખિરી ! જ્વાળાઓ શાથી શમે રે ?
મન મહેરામણમાં ભરતી ચડી રે,
જાગ્યાં ઝંઝાનિલ તોફાન :
સખિરી ! દિલશાંતિ ક્યાંથી જડે રે ?
અણું અણું જાગી ઊઠયાં અંગાગના રે,
વ્યાકુળ ચિતડામાં ચચરાટ :
સખિરી ! શાંતિ દાતા ક્યાં મળે રે ?
વાતા ઉલટા ચોગમ વાયરા રે,
નયણે નવ સૂઝે ભવ વાટય :
સખિરી ! મારગ દર્શક ક્યાં હશે રે ?
હૈડું કમ્પે, નયણાં નીતરે રે,
રોમે રોમ ઊઠે નિશ્વાસ :
સખિરી ! દિલ આશ્વાસન ક્યાં મળે રે ?
આ તમ જેને જોઈ હતી પડે રે,
પ્રકટે પ્રાણેપ્રાણ ઉજાસ :
સખિરી ! એ પ્રિય આત્મન ક્યં જડે રે ?

卐

## સંદેશ



શ્રી કેશવલાલ ચ. પટેલ

આભલામાં ચાંદલો ધીમું હસે છે,
ધીમું હસે છે,
છૂપું વદે છે...... આભલામાં
ધીળી એ ચાંદની, આંખડી ઘેરાય છે,
આંખડી ઘેરાય છે,
નાવલિયો ન્હાય છે ......આભલામાં
આંખડી મીંચુંને, ઝબકીને જાગતી,
ઝબકીને જાગતી,
પિયુને શોધતી...... આભલામાં.
વેરણ નિંદરડી સૂની મારી સેજ છે,
સૂની મારી સેજ છે,
ઉર નેહ ઉછાળ છે...... આભલામાં
આભના ચાંદલા! સુણજે સંદેશ તું,
સુણજે સંદેશ,
જા પિયુના દેશ તું...... આભલામાં
કે'જે કે તારી 'એ' પિયુ પિયુ ઝંખતી,
પિયુ પિયુ ઝંખતી,
રોજ જોતી વાટડી...... આભલામાં
જુએ છે વાટ તારી, બનીને બ્હાવરી,
બનીને બ્હાવરી,
નેન આંસુ ઢાળતી...... આભલામાં

☆

## કોણ ?



શ્રી રજનીકાન્ત દલાલ

મંજરી ડાળે આજ ટહુકતું કોણ !
રૂઠેલા દેવને રીઝવતું કોણ !
વાયુના ખોળાસે રમતા એ ગીતમાં
કરુણ સાદ પુકારતું કોણ !
રૂઠેલા દેવને રીઝવતું કોણ !

કાળી શી દેહ તારી, તરુ વિટપ પરે,
ડાળી અટુલી ઉદાસી હો બ્હેની !
ચિંત્ય રુદન એ રડતું કોણ ?
રૂઠેલા દેવને રીઝવતું કોણ !
આશા મિનાર સમા આભે ચઢેલા
ઊંડે ઊંડે છે મહલમાં સોણલાં :

ઢોળ્યા વિનાશી કોપભર્યા વાયરા—
ને રોળાયા તેજને અંબાર !
મારી મઢુલીએ સ્વપ્ના મેં સાદ ત્હારા
રમણે ચઢેલ છે ઊંડી એ વેદના.
રૂઠેલા દેવને રીઝવવા કાજ !
ત્હારા શું સાદ !

## મુક્તિમાત આવ્યાં આજ !



શ્રી જેઠાલાલ ત્રિવેદી

આવ્યાં આવ્યાં રે બેની,
મુક્તિમાત આવ્યાં આજ !
વધારી ભોમીની લાજ,
માતાને પહેરાવ્યો તાજ !
આવ્યાં આવ્યાં રે બેની,
મુક્તિમાત આવ્યાં આજ !
મુક્તિમાત આવ્યાં બેની,
સંદેશા શું લાવ્યાં રાજ ?
"હશે રે કુરબાની આજ,
મેળાં રે આડુને કાજ."
આવ્યાં આવ્યાં રે બેની૦
ઘણે ઘણે જુગે વહાણાં,
મુક્તિ કેરાં વાયાં આજ !
થરાઓ પલાણ્યો સાજ !
હવે હિંદીજનનાં રાજ !
આવ્યાં આવ્યાં રે બેની૦
આવ્યાં આવ્યાં રે સખિ,
મુક્તિમાત આવ્યાં આજ !
લાવ્યાં રે ઘર ઘરનું રાજ,
સોનલા સૂરજ ઊગ્યા આજ !
આવ્યાં આવ્યાં રે બેની૦

## કળાની મુંઝવણ



શ્રી પ્રિયમ્

ખેતરે રાતે કયમ જવાય !
પાકને ઊભો ક્યમ લણાય !
ભર ચોમાસે બઆકારે વર્ષે જ્યાં વરસાદ,
જળથી ખેતર હોય ભરેલાં ત્યારે કયમ જવાય ?
ખેતરે રાતે કયમ જવાય !

કૂવાને કાંઠે ઊભા રહીને જળસિંચણ કયમ થાય ?
નદી તળાવે શિર પગ ધારી બેડાં કેમ લવાય ?
ખેતરે રાતે કેમ જવાય !

કાદવ કિચ્ચડ, ધૂળ ને ધૂણી, આંખ બગડી જાય;
શરીર કુમળું કુસુમ સરખું, કાં ચિંતા ભજવાય !
ખેતરે રાતે કેમ જવાય !

રંગમંચ પર નૃત્ય નચતી હૈયાં રંગી જાય;
ગામડિયાં શું સમજે આમાં ? ખોટી કેમ હરાય ?
ખેતરે રાતે કેમ જવાય !

પરોઢિયે ઊઠીને ઢોરાં દોરી કેમ ચલાય ?
દોવું, ધોવું, નહાવું-આવું, વિદુષીથી નહિ થાય ?
ખેતરે રાતે કેમ જવાય ?

સુંદર, કોમળ, સુડોલ લાગે આમજનો ખૂબ પાય;
કામ કાળો જેની તેમાં આવું કયાંથી હાય !
ખેતરે રાતે કેમ જવાય ?

## આજ

આનન્દ.

[ ગુર્જર વાઙ્મયની એકધારી સવાસો વર્ષ સુધી સેવા કરી છે એવા કુટુંબના જે રાસયુગના પિતા છે એવા મહાકવિ ન્હાનાલાલના સુપુત્ર શ્રી 'આનંદ' ભાગ્યમાં પણ શારદાની કૃપા વરસી છે તે આ રાસમાં અને વિદ્વત્ ભોગ્ય 'માનસી'ના પાનામાં દૃશ્ય થાય છે. ]

આજ રંગ ઝુલણે ઝુલવા દે.

તારલાના ટોડલે ઈન્દ્રધનુદોર સાંધી
બીજચંદ્ર પાટલીએ ફૂલડાં હિંડોળ બાંધી
ગગનને ગોખ-ગોખ ગુંજવા દે :
આજ રંગ ઝુલણે ઝુલવા દે.

આજ અવકાશ પાર ઉડવા દે.

દિગંતતણા દ્વાર ભેદી નંત આભથી પરે,
દૃગના ના દોર જયંહી ઉરઊર્મિઓ છલે,
પુષ્પધામે પ્રેમપાંખ વીંઝવા દે :
આજે પ્રેમપારાવારે ડૂબવા દે.

આજ દિલની સિતાર છેડવા દે.

યુગયુગોથી પ્રેરણાહીણી સુષુપ્ત મૂક પડી,
અનગળ છવેલ રજ નિમિષમાં દૂરે ઊડી,
રણકે તાર, ઝણકે રવ, રેલવા દે :
આજ શબ્દમંહી ઉર પૂરવા દે

આજ મોક્ષ મંઝલ માણવા દે

જનમજન્મથી પુરાય પપિહેરો પિંજરે,
'પિયુ પિયુ' રટી પુકાર વિરહે ઝૂરી મરે,
આજ તવ ચરણ ચૂમી લેટવા દે :
અદ્વૈતના આનંદપૂર માણવા દે.



## રઢિયાળી ઓઢણી !



( થને સીધાં મારા શ્યામ ! અબોલડાં—એ રાગ )

[ શ્રી ત્રિધરધ ]

રઢિયાળી ઓઢણીનો રંગ ચૂએ છે,
તારી રઢિયાળી ઓઢણીનો રંગ
જો ને ભીંજાય અંગ અંગ.
ચૂએ છે, તારી રઢિયાળી ઓઢણીનો રંગ. (ટેક)

હૈયે ઝબકોળી ઉરે, રંગી એ ચૂંદડી !
નિરખી હરખાય શાં; યૌવન ને આંખડી !
ઊભરાતો અંતર-ઉમંગ, ચૂએ છે,
તારી રઢિયાળીએ ઓઢણીનો રંગ. (૨) રઢિયાળી.

રૂપભરી ભાત જોઈ ચમકે ચાંદરણો,
ઝબકંતા તરુવર સે, વ્હાલપથી વારણા;
ઓવારે અરની - ઉછંગ ચૂએ છે,
તારી રઢિયાળી ઓઢણીનો રંગ. (૨) રઢિયાળી૦—

મલયાનિલ લ્હેરાવે આછેરો છેડલો,
રૂમઝુમતાં ઝરણાં ને વાગ્યો શો, નેડલો !
પંપાળે પ્રેમલ તરંગ,
ચૂએ છે, તારી રઢિયાળી ઓઢણીનો રંગ. (૨)
રઢિયાળી.—

ચાલ જરી ધીમે, તું ચાલ હસે ચાંદની,
સાગર ઉછાળતો મોજાં આનંદની;
મલકંતો આભલે મયંક ! ચૂએ છે,
તારી રઢિયાળી ઓઢણીનો રંગ. (૨ રઢિયાળી.—

શાને શરમાઈ આંખ ઢાળે અલબેલડી !
મનગમતા મોરલાની ઢળકંતી ઢેલડી !
શોધે શું સહિયરનો સંગ ?
ચૂએ છે, તારી રઢિયાળી ઓઢણીનો રંગ.
રઢિયાળી ઓઢણીનો રંગ,
ચૂએ છે, તારી રઢિયાળી ઓઢણીનો રંગ.

## " ગાંમડાની એક સાંજ "



**શ્રી શાંતિકુમાર પંડયા**

જોઉં ડુંગરે સૂરજ છૂપાતો, ઓળા એના આઘા ન્હાસે
ગાયોનાં ધણુ ઘેર જાતાં, ગોવાળિયાના પાવા વાગે
ગામને ગોંદરે ગોઠી ભેરૂ જંઘા ભેગા મળે,
ઝાંખલી પીપળાંના જૂથે, રમનોની ઝોંકા મેલે.
આભમાં ઓઢણીઓ પાડી સંધ્યા નવરંગો પૂરે,
વડલાની ઘેરી ઘટમાં પંખીડાં કલરવ કરે
વૃક્ષોની આડને ચીરી અનિલની લ્હેરો લહેરે
પનઘટ જાતિ પનિહારી સાજુનો છેડો સહે
ધરતીની ખેડ ખાંતે ખેડી, ખેડુત ગૃહ પંથે વરે,
ધસમસતા જાય ગૃહે ધોરી, કટડીના મજુવ રવે.
લીલાં તૃણાંકુર બાંધી ભરવાડી હલકે માલે
રડતા નિજ બાળની સુરત યાદ એના દિલને સાલે
મેંતાની નિશાળ છૂટી બાળક સૌ હર્ષે નાચે
કુદતાં છલંગો ભરતા કે ગામના કુતિયાં ભાગે
રાતિયાને શાગિવાની ટોળી પાધરમાં જંગે ઝુકે,
ઉકરડે મસતાન ગધ્ધો ઉમંગમાં આવી ભૂંકે
ત્રણ ચાર તોફાની ટીણુકાં, ચોરનાં ડોંફા તોડે,
પૂછડે તોરણુમાં ટીંગાળી, હડક લઈ વાંસે દોડે
વડલાની વડવાઈ વચ્ચે બાવાજીની ધૂણી ધખે,
બે ચાર ગંજેર ભમતો નિગમની વાતો હાંકે.
સંધ્યાએ રંગ જ્યાં સમેટ્યા મંદિરમાં ઝાંઘર વાગે,
ઝોકલો અટુલો ઊભેલો જીવનના સ્મરણો જાગે.

## અનંતભાવ



**શ્રી કુસુમતી ધીરજલાલ દેસાઈ**

( રાગ માંડ-તાલ-દાદરા-ખેમટો )

ઉરના અનંત ભાવ ભીની એ આંખડી,
નયનોના નેહ નીરે સિંચી ઉર પાંખડી.
રસિયા સુહાગીરાજ રસ છલકા હૈયે આજ,
જીવન વસંત ઈન્દુ સુધા ભરી રાતડી,
રસિયા અમર યાચુ લઈ દેવ આંખડી
ઉરના અનંત ભાવ ભીની એ આંખડી

—નયનો૦

સૌભાગ્ય સાધી ઐક્ય અર્પી મે જાનડી,
યુગ યુગ અમર રસિયા ને રસ વાલ્હડી;
દિવ્ય પ્રેમ પીયુષપાન આતમનાં જાગે ગાન,
જમપથ રેલાવે સુર બંસી ભરી પ્રીતડી,
પ્રભુતાના પગને પ્રણય તણી ચાખડી
ઉરના અનંતભાવ ભીની એ આંખડી

—નયનો૦

ઝઝ નિત ક્રાંતિથી ડોલે ઉર પાંખડી,
મનથાનિલ પ્રીતિથી આંજીદે આંખડી;
આતમનનાં ઐક્ય રાજ ધીરજધરપ્રેમી આજ;
રીઝે દૈવ વસે ફુલ હૃદય કમલ પાંખડી
પ્રકાશે જગત જ્યોત ઝગે પ્રેમી આંખડી,
ઉરના અનંતભાવ ભીની એ આંખડી.
નયનોના નેહ નીરે સિંચી ઉર પાંખડી.

☆

## આમંત્રણ

શ્રી જમિયત પંડયા

આવજો આવજો,
યમુનાને કાંઠે
લઈશું દઈશું સ્નેહ-દાન
રસીલા નંદજીના છૈયા
પાળીશું પ્રેમ-રસ-લ્હાણ આવજો.

રાસ રચીશું અવનવા, કરશું પ્રેમ-કલ્લોલ.
શરદ પુનમની રાતમાં લે ઊર્મિ હિલ્લોલ.

આવજો આવજો યમુનાને કાંઠે
ખેલજો ને દેજો સહાન-આવજો

મધુરી વેણુ વાઈને હરજો હૃદય રસેશ,
પ્રેમામૃત રસપાઈને પીજો અખિલ સુરેશ!

આવજો આવજો યમુનાને કાંઠે.
ગાવા શરદ રસ-ગાન

હો રાસલા નંદજીના છૈયા કુંવર કનૈયા
જોજે નવજીવન પ્રાણ...આવજો

## હિંચકો

(અમોલડા શાના લીધા રે)

શ્રી ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

વનરાની કુંજમાં હિંચકો બાંધ્યો,
રાત રાણીનાં ફૂલડાં ગુંથાય-
હિંચકવાને રંગ લાગ્યો રે ૧

ઝુલે ઘનશ્યામ સંગ રાધિકા પ્યારી,
પ્રેમના પરિમલ પ્રસરાય-
કે હિંચકાનો રંગ લાગ્યો રે ૨

સોહે છે ચન્દ્રમા ગગનના ગોખમાં,
તારલા ઝબુક ઝબુક થાય-
હિંચકવાનો રંગ લાગ્યો રે ૩

મુરલી મધુર શ્યામ બજવે તુફાનમાં,
આંખોથી અમૃત છલકાય-
હિંચકવાનો રંગ લાગ્યો રે ૪

સોળ સહસ્ર ગોપીઓ ટોળે મળી છે,
દિલમાં ધરતીએ રેલાય-
હિંચકવાનો રંગ લાગ્યો રે ૫

પૂનમની ચાંદનીના રાસ રંગ ખેલતા,
સુર ચોદે બ્રહ્માંડ સંભળાય-
હિંચકવાનો રંગ લાગ્યો રે ૬

## નવરાત્રિને આંગણે

શ્રી ઉમિયાશંકર ઠાકર

(છલકાતું આવે બેડલું—એ લય)

બ્હેની આવોને શક્તિ-પૂજને,
રેલવવા હેલો ધાર રે;
બ્હેનાં નવરાત્રિ આંગણે ૧

પાડો પગલી પુર પ્રેમથી
હર્ષે કુમકુમવર્ણી યાદ રે;
બ્હેનાં નવરાત્રિ આંગણે. ૨

ઘૂમો ઘૂમરડું હોંશથી,
દઈ-લઈ તાળી રસરાજ રે;
બ્હેનાં નવરાત્રિ આંગણે. ૩

અંબા-બહુચરને પૂજિયે,
સમજીને જીવન-સાર રે;
બ્હેનાં નવરાત્રિ આંગણે ૪

પૂજો અક્ષતને પુષ્પથી
કુમકુમ ચાંદલિયો ભાલ રે;
બ્હેનાં નવરાત્રિ આંગણે. ૫

વિહરો કાંઈ નવલા ગોતમાં,
ભૂલો જગ-મિથ્યા-ભાન રે;
બ્હેનાં નવરાત્રિ આંગણે. ૬

શક્તિની દીપક-જ્યોતમાં,
થઈએ તદ્રૂપ અપાર રે;
બ્હેનાં નવરાત્રિ આંગણે. ૭

માડી! દુઃખ સૌનાં કાપજો,
આવે ન બીજો અવતાર રે;
બ્હેનાં નવરાત્રિ આંગણે. ૮

સાચી શક્તિને આપતાં,
ગજવો શક્તિ-જયકાર રે;
બ્હેનાં નવરાત્રિ આંગણે ૯

★

## તલસાટ

લે શ્રી કેશવલાલ જ. સાયલાકર

સાખી–

ધણુંધુંણું ગાજે ગગનને સળગળ ચમકે વીજ.
જણાય એવું નવ હજી આજ અષાઢી બીજ !

વાદળો કે'જે સંદેશડો દેજે કે,
મેઘરાય ક્યારે પધારશો
વાટડી જોતી વસુધરા નાર,
મેઘરાય ક્યારે પધારશો ?...વાદળી૦

ગગન મંડળ ધણુંધુણું ગાજે,
ચમક ચમક વીજ થાય,
જળ વાદળ દળ બળ જોઈ ઓરયા,
ગૂરજનારણ સંતાય
ધારી મેઘ ધનુષના હથિયાર,
મેઘરાય ક્યારે પધારશો ?...વાદળી૦

સુસવાટાભેર વાયે વાયરા
વૃક્ષ વૃંદ ડોલતા થાય,
મચાવે ધમસાણ બનતા ઘેલા,
લળી લળી લાગે પાય,
હૈડે હરખે અપરંપાર,
મેઘરાય ક્યારે પધારશો ?...વાદળી૦

નદી, સરોવર તરુવર કેરી
લેવા આવો સંભાળ
પરગજુ પ્રાણ આધાર મેહુલા,
આવી પહોંચો તત્કાળ
વરસો વરસો મુસળધાર
મેઘરાય ક્યારે પધારશો ?. વાદળી૦

છલકે સર, મલકાતે સરિતા,
સાગરને ભરવા જાય,
યૌવન મરતી ધસમસતી,
તીર ભર્યાં નીર છલકાય
કરવા સ્થળ જળ એકાકાર
મેઘરાય ક્યારે પધારશો ?...વાદળી૦

નવ માસ વીત્યા, પારંગ ફીટયા
મનડું વ્યાકુળ થાય,
લીલા પાનેતર ઓઢવા મ્હારે
તમ વિણ ક્યાંથી પમાય
આવજો વ્હેલા ભુમિ ભરથાર,
મેઘરાય ક્યારે પધારશો ?...વાદળી૦

## ગાંધીજીની ગુજરાતણને



શ્રી કુસુમાકર

(ગરબી-ગીત)

ત્યારે હૈયાને હિંડોળ, ભાવશું રમણુ ચડયા ?
દિલ ફોરે શું ફુલદોલ, ઉરનાં સમણે ચડયા ?!
ત્હારે કાળજડે કલ્લોલ, આજ શું મસ્તી ભર્યાં,
ઊડે ઉરે વીરરસ છોળ, કલ્લોલ હસ્તીભર્યાં
શુ રાષ્ટ્રપિતાનુ સ્થાન, ઉર સન્માને ખોલે
એ તો રાષ્ટ્રવિધાતા સમાન, ભારત અર્પ્યાં ઓલે.
આજે આંગણે અમૃત ચોક, સ્વરાજના સ્વપ્નો ફળ્યાં
જીવે ગાંધીજી પુણ્યશ્લોક કોણ કહે એ તો ગયા ?

જેણે પ્રાટી તુજ આ શક્તિ, જીવતા જાણે છે,
આજે અભિનવ દેશ ભક્તિ તુજ પાસે માગે છે.
આજે સેવાનાં નવલાં ક્ષેત્ર, બહેના તું જાણે છે ?
ઊભા ગાંધી સન્મુખ નેત્ર ત્યાગ ભોગ માગે છે
ત્હારો સ્વપ્ન શિલ્પી તો આજ, જેને જીવનો છે,
કર્મયોગે અન્તર અવાજ, જાગતો જીવતો છે !
આજ ગાંધીજીની ગુજરાત, જગ સહુ જાણે છે.
ઉર સ્વપ્ન કાવ્ય ચિત્ત તુજ ઉર મણે છે !
કર્મ યોગિની, કયા આજ, તુજને તેડે છે,
પૂજ ઉરમાં ગાંધી મહારાજ પ્રાણ શુ રેડે છે !
ધર્મ, અર્થને મોક્ષનાં કાર્ય, ગાંધીજી માગે છે,
તુજ ઉર ગુજરાતણુ આજ, કાર્યરત જાણે છે !
પુત્રી પ્રિયા જનેતા રૂપ, તું તો આ શક્તિ,
અમરત અવતી કલ્પનત રૂપ, તું તો લોક શક્તિ
આજ નવ સર્જનો યુગ, ગુજરાતણુ યુગ લક્ષ્મી,
આજ ભારત ભાગ્ય છે યુગ ઝીલ રશ્મિ રશ્મિ.

## —: અબોલડાં :—

( સોરઠી લોકગીતનો રાગ   તાલ :-કેરબો )

છોડો, અબોલડાં છોડો, સોહાગણ !
          છોડો અબોલડાં છોડો;
હરસો રાખી થોડો થોડો સોહાગણ !
          છોડો અબોલડાં છોડો—(ટેક)

દિલમાં ડાઘડમાં દેખ્યો ? સોહાગણ !
          દિલમાં ડાઘ કયાં દેખો ?
શીદને સોગલાં શોકો ? સોહાગણ !
          શીદને સોગલાં શોકો !
          પ્રીતિના તાર કાં તોડો ?–સોહાગણ ! (૧)

હૈયાની હેલ છલકાતી, સોહાગણ !
          હૈયાની હેલ છલકાતી,
તોયે ના કેમ મલકાતી ! સોહાગણ !
          તોયે ના કેમ મલકાતી !
          વણ ખપ વખડાં ઘોળો ?–સોહાગણ ! (૨)

આવડી શી અવળાઇ ! સોહાગણ !
          આવડી શી અવળાઇ !
કાયાની વેલ કરમાઇ, સોહાગણ !
          કાયાની વેલ કરમાઇ;
          ખાલી બ્હાનાં શાં ખોળો !–સોહાગણ ! (૩)

એકલું એકલું લાગે, સોહાગણ !
          એકલું એકલું લાગે,
હૈયે હબોકા વાગે, સોહાગણ !
          હૈયે હબોકા વાગે;
          તૂટી જશે અંકોડો !–સોહાગણ ! (૪)

કેટલાક દી વળ ખાશો ? સોહાગણ !
          કેટલાક દી વળ ખાશો !
જો, જો પછી પસ્તાશો ! સોહાગણ !
          જો જો પછી પસ્તાશો !
          દરમાં શું કામ દોડો ?–સોહાગણ ! (૫)

શ્રી જયંતિલાલ દવે.

## નવરાત્રિના દિન



શ્રી જગુભાઇ રાવળ

નવલા નવરાત્રિના દિન કે નૌતમ શોભતા રે લોલ !
          ઉજ્જવલ ઓપતા રે લોલ !
મંગલ દીપાવલી સદેશ કે મીઠડા લાવતા રે લોલ !
          ઉર હરખાવતા રે લોલ !

શારદ વીણા બાજતી, દિવ્ય નાદ રેલાય !
રૂમ ઝુમ વ્યોમે ઉતરે, રસ ગીતો છલકાય !
સ્નેહલ ભાવ ભરંતા, ઊર્મિ વહેતા આવિયા રે લોલ !
          સુભગ સોહાવિયા રે લોલ !
પ્રતિભા પૂર્ણ પ્રતાપી, પ્રેમલ દિલડે ભાવીયા રે લોલ !
          જગત ઝગમગાવિયાં રે લોલ !

વર્ષાભીની વાદળી, ભીના જગના ચોક,
ભીંજ્યાં જગને ઓપવા, ઉતરી અવની ગોખ.
નવલી નવ સુંદરીઓ, સ્વર્ગ સદનથી ઉતરી રે લોલ !
          સંગીત રેલતી રે લોલ.
મલીનતા ઉર–ઉરની કરી દૂર. વિમળતા સિંચતી રે લોલ !
          વિશ્વ વિહારતી રે લોલ !

રસ છલકંતો રસનિધિ, રસ વ્હેતો સુસમીર.
રસ રેલંતી ચંદ્રિકા, ઉષા કોમલ કીર.
રસિક રસરાજ શરદની, રસ મંજરી શા આવિયા રે લોલ !
          સહુ મન ભાવિયા રે લોલ !
રૂમઝુમ રસ રણકારે, રસનાં પૂર વહાવિયાં રે લોલ !
          સુભગ સોહાવિયા રે લોલ !

## નાવલિયા ના'વ્યા



શ્રી રમણિકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ. એલ. એલ. બી વકીલ

પૂનમ પૂનમે વાટડી જોતી નાવલિયા ના'વ્યા,
હાં રે, સખિ, નાવલિયા ના'વ્યા

૧

કાર્તિક ચમકે દેવદિવાળી મંદિરિયાં અજવાળ્યાં;
દીપમાળના દીવડે દીવડે તેને પ્રીતમનાં ઢાળ્યાં;
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા.

૨

માગશરના શિશિર સુસવાટે થર થર કંપાવ્યાં;
સૂની એકલ રાતલડીએ પળ પળ ચમકાવ્યાં:
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા

૩

પોષે પોષક મકર સૂર્યના સંક્રાન્તિ ટાણાં;
પતંગ દોરે પિયુના છાના સંદેશા આણ્યા:
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા.

૪

આંબા ડાળે મંજરી મ્હોરી વન વન બહેલાવ્યાં;
વસંતની વાયુ લહરીએ નયણો તલસાવ્યાં:
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા.

૫

ફાગણ આવ્યો, કુપિયે કુપિયે, ફાગ ખેલનો ખેલ્યાં;
રંગ લીલામાં રસબસ થાતાં રંગસખીઓ રેલ્યાં:
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા.

૬

ચૈત્રી પૂર્ણિમા ચૌદ લોકનાં અમૃત વરસાવ્યાં;
સરિતા કંઠે અભિનવ રાગે કમળાં સરજાવ્યાં:
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા.

૭

વૈશાખે ધરતી ધમધગતી સૂરજને અકળાવ્યા;
તણખા ઝરતા તડકે ભડકે દાવ નળ સળગાવ્યા:
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા.

૮

જેઠ પૂનમની વાદળી દોડી વર્ષની છાયા;
નવસર્જનની લગન લગાડી મીઠી લાગે માયા:
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા.

૯

માસ અષાઢે વીજળી ઝબૂકી જલ તાંડવ મંડાયાં;
વિરહે જળતા અંતર કાજે મેઘ મલ્હાર ગવાયા:
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા.

૧૦

આવી શ્રાવણી ભાઈ બ્હેનનાં રક્ષણ બંધાયાં,
જમપગથારે સ્નેહબંધનો વ્હાણેરાં વાયાં:
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા.

૧૧

ભાદ્રપદે પૂનમ વિસરાવી પર્વ બીજાં અપનાવ્યાં,
હૃદય વિભૂતિ રાષ્ટ્રપ્રાણનાં પૂજન મંડાવ્યાં
ત્હોય સખિ, નાવલિયા ના'વ્યા.

૧૨

બંસરીનાદે નંદકિશોરે જીવનરાસ રમાડ્યા;
શરદ પૂનમની ધન્ય ઘડીએ પ્રીતમ પાસ પધાર્યા,
હાં રે સખિ, નાવલિયા આવ્યા.



## ગરબે રમે



ભોગીલાલ ખત્રી

ગરબે રમે, ગરબે રમે, આજ ગુર્જરીની બેનડી
ગરબે રમે.

પ્યારા પટકુલ પરિધાન કરી પ્રેમથી,
પંચમ મધુર ગાન ગાવા ગમે—
આજ ગુર્જરીની.

સોહન્તી સ્વર્ગ તણી દેવરૂપ અંગના,
ફરકંતી ફૂદડીએ ધરણી ધમે—
આજ ગુર્જરીની

મલકુંભ નારના એ છલકંતા ઉરમા,
હસકુંભ હારમાં નવલી નમે—
આજ ગુર્જરીની.

શરદ સોહામણીની રઢિયાળી રાતડી,
વનવનના ફૂલ મારા બાગમાં રમે—
આજ ગુર્જરીની.

હોઠે ભરેલ આશ, હૈયે વસી નિરાશ,
જીવનના દર્દ એના દિલને દમે—
આજ ગુર્જરીની—

ગરબે રમે, ગરબે રમે,
આજ ગુર્જરીની બેનડી ગરબે રમે.



## કવિને



શ્રી મધુરમ્

ગૌરવ મા ભોમનું ઉજાળજે
હો વીરલા, ગૌરવ મા ભોમનું ઉજાળજે.
સ્વાર્પણ સેવા તણી સોડમાં રાચજે.
ગૌરવ૦

દિશ દિશ ધરતીને આંગણિયે હોંશથી
વસુધાના ગીત ફૂંકી આવજે
ધરતી દાવાનળે દારૂણ સંહાર મહીં
શાંતિ સંદેશ ફૂંકી આવજે.
હો વીરલા૦

પગલેને હૈડે વીર, માનવના ભાવ પૂજી
જીવનના વિષ હણી આવજે
માનવ હૈયા મ્હોયા ઘર્ષણના ઝેર હણી
અમૃતના નીર સીંચી આવજે.
હો વીરલા૦

શાકના આ વિશ્વની પેલછા લડાઈની
"જુદ્ધ સામે જુદ્ધ"નું જમાવજે
માણસાઈ વિસર્યાથી રક્ત પીતા વિશ્વમાં
માનવતા જ્યોત તું જલાવજે
હો વીરલા૦

'મારા–તારા' મહીં લડતા અંધાર મહીં,
વિશ્વ વ્યાપી પ્યાર તું પુકારજે
જીવન મંદિરમાં વિશ્વ વ્યાપી દેવની
અદ્ભુત આરતી ઉતારજે
હો વીરલા૦

## તોડશો મા !

શ્રી ભૂપેન્દ્ર હ. વકીલ

તોડશો મા કોઇ તોડશો મા
મારા હૈયાના બીનને તોડશો મા.
ઊડો તો સાચવીને એને વગાડજો,
જીવનનાં સમ માની એને સંભાળજો,
નાજુક અંગુલીઓ ધીરે નચાવજો,
'તોડશો મા કોઇ તોડશો મા
મારાં હૈયાના બીનને તોડશો મા.
તૂટેલા તાર ફરી કદી સંધાય ના,
મધુરાં ગીત ફરી કદી સુણાય ના,
મીઠેરાં ગીત વિના જગમાં જીવાય ના
તોડશો મા કોઈ તોડશો મા
મારાં હૈયાનાં બીનને તોડશો મા.

## નવ જાણું

શ્રી ભાનુ પંડયા

વિશ્વ અનંત કાજ નવલ સર્જનની કામના
જગે ચગે એની ભાવના છે રે.
જગને દિગંત એનાં મનોરથો સ્વપનાં
સ્વપ્ન વહે છે ઉષા અટારીએ છે રે.
મેડી માળ ને આ અતરને ઝરૂખે
દીપી ઊઠી એની દિવ્ય ભાવના છે રે.
યુગ યુગ તણી નષ્ટ થતી તિમિર જ્યોતિ
રમવા વિરાટી સર્જનની રચના છેરે
અણુએ અણુએ સર્જનની દિવ્ય ધારા
વસુ પટે એના દોર દિગંત બન્યા છે રે.
માટ તિમિર નીંદમાંથી જાગૃત બનીને
જગત ક્રાન્તિ માર્ગે જીવન ઝુકાવવું છે રે.
સૂતેલી કલ્પના ના ખીલે મ્હેકી મ્હેંકીને
ને નવ જાણું કાવ્ય હૃદયે કેમ આવ્યું છે રે

## ગાંધી બાપુ

શ્રી દોલતરાય હ. ત્રિવેદી

(રાગ માથે રૂપેરી તજ મેરુનો.........)
ભૂમિ સૌરાષ્ટ્ર વળી ભાતનીરે,
જહાં સુર સાધુ સિંહ વાઘરે
ધન્ય હો ગાંધી બાપુરે
શોભે સુદામાપુરી સાગરે ને,
જેણે લીધો જનમ રૂડા ગામરે. ધન્ય૦
વિદ્યા વધારી અતિ વાંસથી રે,
ધરી હૈયામાં હોંશથી હામરે. ધન્ય૦
ખેડો વિદેશ ખરા ખંતથી રે,
જેણે દિવ્ય થયું કંઇ જ્ઞાનરે
દીન દશા હિંદ જાણી રે,
પૂરું ખાવા ન પામતા ધાનરે. ધન્ય૦
અંગે વાટિલ ફાટયાં ચૂથરા રે,
નહિ દામ અને ઘરબાર રે., ધન્ય૦
દુઃખ અતીવ થયું દેખતાં રે,
જેના ચિત્તમાં લાગી લાયરે. ધન્ય૦
ભૂમિ મારી સાવાણી રે,
જહાં ધાન કપાસ અપારરે. ધન્ય૦
ભેગાં મળીને બેની બાંધવા રે,
દીધો દેશ અંગ્રેજી આણુરે. ધન્ય૦
શસ્ત્રો સજ્યાં સત્ય આગ્રહના રે,
ધરી પીઠે અહિંસાની ઢાલરે ધન્ય૦
બાપુ બુદ્ધિ પ્રભાવ રાજવી રે,
જેણે તાજ વિના હતું રાજરે. ધન્ય૦
દાંડી પીટાવી બધે દેશમાં રે,
કીધો અસુરો સાથે સંગ્રામરે ધન્ય૦
કોઇ મરાયા કોઇ જેલમાં રે,
શૂરા સૈનિક માના ધવાયરે. ધન્ય૦
ઢીલા થયા અસુર બાપડા રે,
વળી ઢીલા થયા તેના પાયરે. ધન્ય૦
નાઠા બધાય નિજ રાષ્ટ્રમાં રે,
પછી પે'રી ભારતે જય માળરે. ધન્ય૦
આપી સ્વરાજ સાચું હાથમાં રે,
બાપુ સ્વર્ગે સધાવ્યા હે પ્રાણરે,
ધન્ય હો ગાંધી બાપુરે.

## ધન્ય મારી ભારત ભૂમિ



શ્રી ત્ર્યંબકલાલ મા. શુકલ

અવનીના અંક માંહી ઝૂલતી ને કંઇ
સંત સુભટ કેરી માતરે
ધન્ય મારી ભારત ભૂમિ—

ભારત ભૂમિ રે, મારી ભારત ભૂમિ,
તારું ધન્ય ધન્ય આજ સૌભાગ્ય રે,
ધન્ય મારી ભારત ભૂમિ.

મસ્તક હિમાલય શોભતો
કટિમેખલાયે વિન્ધ્ય કેરી હાર રે;
ધન્ય મારી ભારત ભૂમિ.

ઉત્તર દિશાએ અમરનાથજીને
દક્ષિણે સેતુ બંધ રામ રે,
ધન્ય મારી ભારત ભૂમિ.

પૂર્વે બંગાળ મા સોહી રહ્યા છે ને
પશ્ચિમે ગુર્જર-રાષ્ટ્રરે;
ધન્ય મારી ભારત ભૂમિ.

હૃદય-સ્થાને મા દિલ્હી રાજતું
અરબી પખાળે માત પાયરે
ધન્ય મારી ભારત ભૂમિ.

ઉત્તરમાં સિંધુ, પૂર્વે મા પદ્મા,
ગંગા-યમુના કેરાં નીર રે,
ધન્ય મારી ભારત ભૂમિ.

રેવા પશ્ચિમ, ગોદા દક્ષિણમાં,
કૃષ્ણા-કાવેરી રળિયાત રે,
ધન્ય મારી ભારત ભૂમિ.

સાચો ભૂમિ રે મારી સાચી ભૂમિ
તારી રિદ્ધિ સિદ્ધિનો નહીં પાર રે
ધન્ય મારી ભારત ભૂમિ.

પૂર્વે સુભાષવીર જાગ્યાં અરા મા,
પંજાબે લાલાજી વીર રે,
ધન્ય મારી ભારત ભૂમિ.

દક્ષિણમાં તિલક બાલ ગંગાધર,
વિઠ્ઠલ વલ્લભ ગુજરાત રે
ધન્ય મારી ભારત ભૂમિ.

નીરૂ જવાહર, મુકુટમણિ તારા,
રાજાજી ના કહી વીર રે
ધન્ય મારી ભારત ભૂમિ.

સત્ય, અહિંસાના શસ્ત્રો સજી લઇ
શહીદે જન્મ્યા કંઇ લાલરે,
ધન્ય મારી ભારત ભૂમિ.

તારાં સ્વાતંત્ર્ય કેરી ઝંખના, માડી
કરતાં તા કંઇ કંઇ યુગરે
ધન્ય મારી ભારત ભૂમિ.

તે તો માતા અમે પામિયાં,
કાંઇ પંદર ઓગસ્ટને દિનરે
ધન્ય મારી ભારત ભૂમિ.

ધ્વજ ફરફરતી ઊડી રહી મા,
અશોક ચક્ર અંકિત રે
ધન્ય મારી ભારત ભૂમિ.

વાધો વધો ને મા ફાલો ફૂલો તારાં
દેશ-વિદેશમાં માન રે;
ધન્ય મારી ભારત ભૂમિ.

કોટી પ્રણામ, મા કોટી પ્રણામ આજ
ગુર્જરી ધૂમે રળિયાત રે,
ધન્ય મારી ભારત ભૂમિ.

અમર તપોરે માત અમર તપો,
તેરી સ્વાતંત્ર્ય કેરાં રાજ્યરે
ધન્ય મારી ભારત ભૂમિ.

卐

## ચાંદલિયો



સખિ ! જૂઓ અનન્ત કેરો હાર રે,
ચાંદલિયો આભે હસે
એના આતમ ના ચમકાર રે
સખિ મારે હૈયે વસે.

ઝબમલ ઝળક તારલા જ્યોતિ ફરે જગમાંય;
શુભ્ર જ્યોત્સ્ના શોભતી—
એના સૌન્દર્યનો ક્યાં પાર રે ! ચાંદલિયો......
સખિ જૂઓ ........

શાન્ત યામિની ચિત્તમાં રેડે શાંતિ અપાર
શાન્તિ—ઉદધિમાં ઊછળે
રૂડાં આતમ ના પુષ્પો હજાર રે ! ચાંદલિયો...
સખિ જુઓ... ........

પુષ્પ છવાયું સ્વર્ગનું વસુધા બની ઉદાર
માનવ—મન મ્હાલે ઘણું
જાણે સ્વર્ગ બન્યો સંસાર રે ! ચાંદલિયો...
સખિ જુઓ અનત કેરો હાર રે
ચાંદલિયો..

એના આતમનો ચમકાર રે
સખિ મારે હૈયે વસે

'રેણુ' (ઝાલરા પાટણ)



## રેંટિયા રમતો રહેજે

શ્રી રતિલાલ રા અંગ્રહ્યું

લાંબા વખતના રિસામણા પછી,
આવ્યો તું ઘુમવા આજ રે—
રેંટિયા રમતો રહેજે !

વર્ષો ગયાં ને કંઈ સૈકા ગયા પછી,
થાયે દર્શન તુજ આજ રે—રેંટિયા૦

તારા વિના અમે ભૂલાં ભમ્યા ને કંઈ,
દુઃખો વેઠ્યાં છે અપાર રે—રેંટિયા૦

લાખો ગરીબોનાં ઝૂંપડાં તે કંઈ,
સૂનાં પડ્યાં શુનકાર રે—રેંટિયા૦

દુખો ભૂલાવા કંઈ દારૂ પીધા ને પછી,
ખોટાં વ્યસન લીધાં હાથ રે—રેંટિયા૦

એવે ગાંધીજી આવિયાને પછી,
રસ્તો બતાવ્યો છે આજ રે—રેંટિયા૦

લોકોએ વેદ લીધો પારખીને પછી,
લીધો સલાહો તે કાજ રે—રેંટિયા૦

લડતો લડ્યા ને વીર શહીદ થયા, પછી,
કાઢ્યાં પરદેશી રાજ રે—રેંટિયા૦

આળસ છોડીને અમે ઊઠિયાને હવે,
લીધા ઉદ્યોગ તુજ હાથ રે—રેંટિયા૦

ટળશે ગરીબી હિન્દની ને વળી,
ટળશે ઊંચ-નીચના ભેદ રે—રેંટિયા૦

નવરાને કામવળી આળસુને કામ દઈ
લઈશું અમારી જ સાથ રે—રેંટિયા૦

'મહેનત-બુદ્ધિ'નો મેળ સાધીશુંને પછી,
આવશે 'સમાનતા' સાથ રે—રેંટિયા૦



## સૌરાષ્ટ્ર

**શ્રી દેવકૃષ્ણ પિતાંબર જોષી**

સોહે, સોહામણો સૌરાષ્ટ્ર ગૌરવ ભર્યાં ગામડાં રે
લીલીવાડી લીલાં વનેવાટ ખેતર રળીઆમણાંરે..
સોહામણો.

પૂર્યાં ક્યારાને પૂર્યાં પાળીઆરે
ફૂલ્યાને ફાલ્યા ફાલ જમીન રસાળ
વર્ષાનાં વધામણાં રે—સોહામણો
ડોલે આંબાને ઝૂલે ગાળીઓરે
ટીંચી કોયલ કરે ટહુકાર મયૂરોની હાર
મીઠું બોલે નહીં ગમારે—સોહામણો
કૂદે કુરંગ ને શિયાળીઆ રે
કુદે કાળા કાળિયાર અજા બેસુમાર
પેટાળે અતિ ઘણાંરે—સોહામણો.
ન્હાનાં મંદિર ન્હાનાં માળીઆં રે
ન્હાનકડાં શેરીને ચોક, ગુરાઅણીનાગોખ
લીપ્યાં ગુંપ્યાં આંગણાં રે—સોહામણો.
ગાયો ચારે છે ગોંદરે ગોવાળીઆ રે
પીડાં ખેલવે કાઠીના બાળ, કરે લોકોની આળ,
અડપલા એવા ઘણા રે—સોહામણો.
વધુ વણજ કરે છે વાણીઆ રે
એનાં ચૌટે ચૌટે હાટ, નથી વિદેશી વસ્તુના ઠાઠ
છતાં નાણાં કરે છે ચોગણાં રે—સોહામણો.
મળે બાપુના ડેલિયે ડાયરા રે
પ્રવિણસાગર રામાયણ વંચાય, દુહા કવિત વંચાય
શોખીન જૂના સાહિત્યના રે—સોહામણો.
ચોરે સાધુ મળે છે રહાજના રે
મંજીરાને તંબૂરાથી ગાય, હરિરસ રેલાય
ભજનિમાં મીરાં તણાં રે—સોહામણો.
વીરા વાડિયે વગાડે વાંસળીએ
બહેની આંગણે રાસડા ગાય, સહિયર ઉજરાય
સહુ તેવ તેવડાં રે—સોહામણો.
સોને સાળુડે સોનલકોર છે કે
સોને બાંધરે ઘુઘરીનાં શોર, જુવાનીનાં જોર
સુંદરતામાં શી મણારે—સોહામણો.

★

## "માવડી માયા ભરી રે."

**શ્રી ભગવાનદાસ પરેખ**

સારા સંસારની વાડીએ
એક લીલી હુંફાળી કુંજ રે
માવડી માયા ભરી રે.
મમતા ભરી એની છાંયડી
જાણે દેવે ધર્યા શિર હાથ રે
માવડી માયા ભરી રે.
ચાહે હારે ધરા ધીકતી
એમ હારે તપેલાં ઉર રે
માવડી માયા ભરી રે.
ભાવે ભર્યા એના ઓરડા
ને વળી ભર્યું ભર્યું સદા દિલ રે
માવડી માયા ભરી રે.
ગુણે ભર્યા એના ઉમરા
ને જાણે જગનું વૈકુંઠ રહિયાત રે
માવડી માયા ભરી રે
વ્હાલે વ્હાલે વ્હાલ નીતરે
ને વળી વરસે સદા સદ્ભાવ રે
માવડી માયા ભરી રે.
હૈયું આનંદ ભર્યું રાચતું
ને સદા બોલે મીઠા મીઠા બોલ રે
માવડી માયા ભરી રે
દુઃખીઆરાં ભાળી કે સુખડાં
એને કાળજે કૈં કૈં ભાવ રે;
માવડી માયા ભરી રે.
હસતું રાખો સદા મુખડું
દુઃખો દુનિયા ભુલાવે રોજ રે
માવડી માયા ભરી રે.
ઉરના ઉચાટો ટાળવા
એને હૈયે ઉમંગ ના માય રે
માવડી માયા ભરી રે
પુરતી આશા સૌ ઉરની
એની ગોદે રમાડી બાળ રે.
માવડી માયા ભરી રે.
આવે વસંત ખીલે વાડીઓ
એવાં ખીલીએ સદા એને પેર રે
માવડી માયા ભરી રે.
દુઃખીઆરા દિલને ઠારવા
મીઠી માડી જગત અમી ઘાટ રે
માવડી માયા ભરી રે.

## રક્ષા બંધન



શ્રી મૂળજીભાઇ પી. શાહ

નથી સૂતર કેરા તાર
પણ ભાવભીના ઉપહાર

ગાખડી બાંધી વીરને હાથે, હૈયે હર્ષ અપાર,
શત શત શરદો જીવજો વીરા, બ્હેનીનો નિર્ધાર.
એમાં સાચાં કુલ સંસ્કાર નથી૦

પિતૃકુળનું જુગજુ સોહે, ભાભીનો મન મોર,
માવડલીની મધુરી માયા, ચમકે ચિત્ત ચકોર.
એમાં જીવનિયાનો સાર નથી૦

સૂરજ મારી રક્ષા કરજો, રક્ષજો સર્વ દેવ,
અગમ નિગમની છાયા હો જો, સદાય કરતી સેવ
પ્રેરો પુણ્ય વિચાર નથી૦

## પગલાં પનોતાં મહારાજ

શ્રી કાશીબહેન દ જોશી

ગરવા ! સાગરના બેટા મીઠા,
આવો મેહુલિયા મહારાજ (ટેક)
લે દને હિંડોળે તું હિંચતો,
ગાતો વેગ ગભીરાં ગીત
ભીડયો પવન કેરી પાવડી,
આવરી તેં તો આભની ભીત-ગરવા
દેહ તો માતેલા માતંગ શો,
તારી રમણે ચઢવાની રીત
ઓઢી પીળી કાળી ઝૂલડી,
ખૂંદે ગિરિવનને નિત નિત-ગરવા
મહીનો આખો માંડવો,
તરૂ તોરણ ચિત્ર વિચિત્ર
મોર ને બપૈયા તારે પોંખણે,
આજ દાદુરને તુંથી પ્રીત-ગરવા
આભે દુંદુભી તારા ગાજતે,
ચમકે વિદ્યુતના ચમકાર
પંખી જંપ્યાં છે તારા માનમાં,
તારે આવ્યે જય જયકાર-ગરવા,
બારને છાંટયો મહેરામણે આંબ્યો,
ગઢિ શીતળો સમીર
જ્યારે ભેટયો આવી ભોમને,
છાયું સુગમેથી શરીર-ગરવા.
ગભ્યો સૂરજ થંભ્યો ચાંદલો,
ને થંભ્યાં દુનિયાનાં કાજ
પલટયા આકારો તું એકમાં,
જ્યારે છાયું તારું સામ્રાજ્ય-ગરવા.
બંસરી બજાવે ગોવાળીઆ,
ને ખેડુત ગાય મલ્હાર
ગોપી ઝીલે બેડાં જોડવાં,
જાણે પુષ્પ ધાન્યના શિકાર-ગરવા.
ઊછળી સરિતા વધામણે,
ધારે ધરણી લીલુડો સાજ
સૃષ્ટિને ચેતન આપવા,
તારાં પગલાં પનોતા મહારાજ-ગરવા.

## એકલાં

### શ્રી પ્રેમીબ્હેન વિઠ્ઠલ ચૌહાણ

હારે સુણો માતાને તાતરે, સાસરિયા વાટ રે,
મારે જાવું કેમ એકલાં !
હારે સગાં-સંબંધી સાથરે, કહું એક વાત રે,
મારે જાવું કેમ એકલાં !
—હારે સુણો૦

બ્હેની-બંધુના સ્નેહ મારે છોડવા
સરખી સાહેલીતણા પ્રેમ હવે તોડવા
દિયર-નણંદીના સંગરે, મેળવવા તંન રે,
મારે જાવું કેમ એકલાં !—હારે સુણો૦

પાળી પોષી મોટી કીધી,
પરણાવીને પરઘર દીધી.
હારે દીકરીને ચાય રે, દોરે ત્યાં જાય રે,
મારે જાવું કેમ એકલાં !—હારે સુણો૦

માત-પિતાની માયા માણી,
સાસર-વાટ જણાય અજાણી.
શ્વસુર-સાસુ આધીન રે, રહેવું પરાધીન રે,
મારે જાવું કેમ એકલાં !—હારે સુણો૦

## સંધ્યાનું સ્વપ્ન

### શ્રી શિરીષ હ. મહેતા

આજ સંધ્યા રાણીએ એક શમણું જોયું.
પ્હેરીને પાનેતર વિહરતાં વાડીએ,
ફોરમતું એવું એક ફૂલડું જોયું ટેક
રૂપ રંગ વાસ સોયે વણપુરી વાસના,
જાણે જીવન-ધન એણે ખોયું-આજ.
કૂવાને કાંઠડે આંસુડાં સારતા,
જળમાં ઝંપલાવવાને દિલડું દોડ્યું,
સંધ્યા સંભરતીને આંસુડાં ચૂમતી,
ધીરેથી ધડકતું અંતર ખોલ્યું-આજ૦
કુંજે મધુકર આવ્યો'તો ગૂંજતો,
ગૂંજી મધુરું મારું મનડું મોહ્યું;
કલ્પનાની પાંખે રે આભલામાં ઊડતી,
પાછું વાળીને નહિ નયે જોયું-આજ૦
રસબસ બનીને હસે ઊડંતો એકલો,
એકલવાયું રે ભગ્ન હૈયું રોયું;
સાંભળીને રસિકા આંસુડાં સારતી,
વર્ષાએ આવી એનું મુખડું ધોયું.
આજ સંધ્યા રાણીએ એક શમણું જોયું.

## શેગાંવનો સંત

### ગરબાકાર "મુબોવસ્નાતક"

[ઢાળ—મારી હુંડી સુકાવો મહારાજ રે શામળા ગિરધારી]
મારા શેગાંવના સંત કે મહંત રે,
જુગ જુગ કીર્તિ જ્વલંત રે. (ધ્રુવ)
લીધો, સત્યને અહિંસા તણો પંથ રે.
જુગ જુગ કીર્તિ જ્વલંત રે.
તેનો, આણ્યો ગુલામી કેરો અંત રે,
જુગ જુગ કીર્તિ જ્વલંત રે.
ધન્ય ધન્ય કસ્તુરબા ..ના કંથ રે,
જુગ જુગ કીર્તિ જ્વલંત રે.

(સાખી) ૧

ધનધન સોરઠ ભૂમિ જ્યાં, પોરબન્દર ત્યાં ખાસ,
ભાદરવા વદ બારસે, જનમ્યા મોહનદાસ.
આફ્રિકામાં થયો હાહાકાર રે—જુગ જુગ૦

(સાખી) ૨

સત્યાગ્રહના શસ્ત્રથી, આવ્યો અંગ્રેજ કાળ,
રમઝટે હાથ મિલાવિયો, જાગ્યાં ભારત બાળ.
થઈ, સાબરમતીથી દાંડી કૂચ રે—જુગ જુગ૦

(સાખી) ૩

સત્ય, અહિંસા મંત્ર જપ, ભરિયાં કારાવાસ,
પ્રેમે હરિજન રેંટિયો, ધરિયાં નિજ ઉપવાસ.
પૂછે, દિલ્હીથી વર્ધા વાયસરાય રે,—જુગ જુગ૦

(સાખી) ૪

અંગ્રેજો પણ મિત્ર થઈ, પૂછે બાપુ હાલ,
દિલમાં દેશ વિરાજિયો, કયાંથી બીજો ખ્યાલ.
અંગ્રેજો હિંદ છોડી જાઓ રે,—જુગ જુગ૦

(સાખી) ૫

હથિયારો હેઠાં પડ્યાં, ઊગ્યું આજ પ્રભાત,
આઝાદી વસમી બની, ઝૂરે ભારત માત.
કલ્પાંતે દેશ ડુબ્યો હાય રે,—જુગ જુગ૦

(સાખી) ૬

દેજો બાપુ સ્વર્ગથી, અમને શુભ આશિષ,
ચરણે નમીએ આપના, મૂકી નિજનિજ શીશ.
કરીએ સ્વરાજ્ય રામરાજ્ય રે,—જુગ જુગ૦

卐

## વાદળી અષાઢની

શ્રીકાંતિલાલના પાઠક (શારદામંદિર)

કાળી વાદળી રૂપાળી આવી
એ વાદળી અષાઢની
તું તો પવનની પાંખે આવી, એ વાદળી અષાઢની
પેલી પર્વતની ટોચને ડોલાવી, એ વાદળી અષાઢની
સાથે ચમકતી વીજને લાવી, એ વાદળી અષાઢની
ધીર વાદળામાં કાયા છુપાવી, એ વાદળી અષાઢની
આવી દિલનાં તલસાટ જેવરાવી, એ વાદળી અષાઢની
પેલા તૃષિત માનવને રીઝવી, એ વાદળી અષાઢની
તેં તો તરસી પૃથ્વીને નવરાવી, એ વાદળી અષાઢની
કાળી વાદળી રૂપાળી આવી
એ વાદળી અષાઢની

## રંગ રંગી છીપ લો

શ્રી રમણિકલાલ દવે.

દરીઆ કાંઠે રમતાં નવી નવી છીપલો.
નાની નાની છીપ લો
રંગ રંગી છીપ લો
દરીઆ કાંઠે રમતાં નવી નવી છીપ લો.
અજવું ભરી છીપ લો.
થેલો ભરી છીપ લો
દરીઆ કાંઠે રમતાં નવી નવી છીપ લો.
ધોળી ધોળી છીપ લો
ભૂરી ભૂરી છીપ લો
દરીઆ કાંઠે રમતાં નવી નવી છીપ લો.
ચળક ચળક છીપ લો
ઝબક ઝબક છીપ લો
દરીઆ કાંઠે રમતાં નવી નવી છીપ લો.
બેન ગમતી છીપ લો
દેવ ગમતી છીપ લો
દરીઆ કાંઠે રમતાં નવી નવી છીપ લો.
હસતાં હસતાં છીપ લો
રમતાં રમતાં છીપ લો
દરીઆ કાંઠે રમતાં નવી નવી છીપ લો.
ધોયાં નમાં છીપ લો
મેડાં મેડાં છીપ લો.

## સ્વપ્ન

શ્રી પ્રજ્ઞાવિદ્યોપાધ્યાય

તૂટી રે ગયું ચંપલ, તૂટી રે ગયું
મારો મારગ મોટોને ચંપલ તૂટી રે ગયું
મારગ મોટોને વચ્ચે ઝાડીને ઝાંખરા
તૂટી વનરાજિ કાંટા મોટા રે કાંકરા
સ્વપ્નું હતું જે મારે તૂટી રે ગયું રે
મારો......
ઉપરથી ચંડભાનુ સંતપ્ત કિરણે
સતાવે મને તાપે તપાવી ભૂમિને
ધારી જે હામ હૈડે લુટીર ગયું રે
મારો......
વિકટ એ માર્ગ વચ્ચે કોઈના સમારે
બેઠું ના પાલવે ઉતાવળ મારે
પ્રાપ્યું જગનાથ હામ આપો રે ગયું રે
મારો......

## જયારે . . . . . . . . ત્યારે

શ્રી ઈન્દુકુમાર હ. ત્રિવેદી

( લવિંગ કેરી લાકડીએનો ઢાળ )

જ્યારે પ્રભાતે પૂષન પૂર્વ પ્રગટે છે,
ત્યારે તહારી યાદ મીઠી મીઠી આવે છે. ૧
જ્યારે મુકુલે મુકુલે મયંક મીટ માંડે છે,
ત્યારે તહારી યાદ મીઠી મીઠી આવે છે. ૨
જ્યારે વિપીને વૈશાખી વેણુ વાગે છે,
ત્યારે તહારી યાદ મીઠી મીઠી આવે છે. ૩
જ્યારે વસંતે કોકિલ કુહુ કુહુ કૂજે છે,
ત્યારે તહારી યાદ મીઠી મીઠી આવે છે. ૪
જ્યારે કદી કો' ગીત મધુરું ગૂંજે છે,
ત્યારે તહારી યાદ મીઠી મીઠી આવે છે. ૫
જ્યારે સરિત સિન્ધુને મળવા જાયે છે,
ત્યારે તહારી યાદ મીઠી મીઠી આવે છે. ૬
જ્યારે અનિલે સુરભિત ફૂલડાં ઝૂલે છે,
ત્યારે તહારી યાદ મીઠી મીઠી આવે છે. ૭
જ્યારે સૂનાળાં ઉરશું ઉર કો ભેટે છે,
ત્યારે તહારી યાદ મીઠી મીઠી આવે છે. ૮
જ્યારે અષાઢે ઝરમર વર્ષા વરસે છે,
ત્યારે..................

## જ્ઞાન મંદિરે

શ્રી એચ. શ્રી. દવે મદદ. એન. હાઇસ્કૂલ અમદાવાદ

બ્હેનાં પધારો જ્ઞાન મંદિરે લોલ,
જ્ઞાનનાં આસ્વાદ અણમૂલ જો—બ્હેનાં૦
મંદિર શણગાર્યું સ્નેહ મૈત્રીની રે લોલ,
મ્હેંક છે ભાવના સૂવાસ જો—બ્હેનાં૦
વ્હે છે સરિત અમીથી ભરી રે લોલ
છીપે ત્યાં દિલડાંની પ્યાસ જો—બ્હેનાં૦
સોહે છે સ્નેહ ભર્યું આંગણું રે લોલ,
રઢિયાળાં નિત્ય ગાય ગાન જો—બ્હેનાં૦
દેશના હેત ભરી બ્હેનડી રે લોલ,
કરવાં એ જ્ઞાન રસ પાન જો—બ્હેનાં૦
સેવાની ભાવના સમાનતા રે લોલ,
પ્રેરણા-પુનિત છે પ્રકાશ જો—બ્હેનાં૦
વાગે સંવાદી વીણા વ્હાલાપે રે લોલ.
અંતરમાં અમીના ઉલ્લાસ જો—બ્હેનાં૦
સંપ-સ્થિરત સાંકળે સમાજને રે લોલ,
રાષ્ટ્રભાવ બીજ રતો આજ જો—બ્હેનાં૦
આવોને જ્ઞાન ગીત ગૂંજવા રે લાલ,
લેવા સદ્ભાવના સુજાણ જો—બ્હેનાં૦

## ખીલવા માંડ્યું

શ્રી રતિલાલ ચાંપાનેરી

આજ મારા હૈયાને રોવું આવ્યું,
રોવું આવ્યું એને અનુભવની વાતમાં
સુમનશા હૈયાને રોવું આવ્યું...આજ
મહિયરનો મોહ તજી સાસરે સીધાવતાં,
સરખી સાહેલી તણા સાથને વિસારતાં,
વિરહભરી આંખડીમાં આંસુ આવ્યું...આજ
સખીઓનો સ્નેહ અને માનું હેત ખૂટતાં
સાસુ નણંદી તણાં મ્હેણાં વછૂટતાં,
સાસરિયું રહેવું મને વસમું લાગ્યું...આજ
પ્રેમે પ્રીતમના ઉહાલાને વધાવતાં,
શીતળ સમીર ભર્યા વ્હાલમ મન ભાવતાં,
કરમાતું ઉર-કુસુમ ખીલવા માંડ્યું...આજ

## ગોપીની વ્યથા



શ્રી કનૈયાલાલ જોષી

કે હું તો થાકી શોધી આજ,
સંતાયો ક્યાં નંદકિશોર ?
કે હું તો થાકી પૂછી પૂછી આજ,
સંતાયો ક્યાં નંદકિશોર ?
વહે વારિ વિમળ યમુના કેરાં,
વાયે સમીર લઈ સ્નેહ સદેશા,
મૂકી અટુલી તીરે કોડલી મોરી,
સંતાયો શ્યામ ક્યાં નઠોર ?
—કે હું તો થાકી......(૧)
ઝરંતી વ્યોમે ચારુ ચંદ્રિ રસ-તેજે.
કલ્લોલ કૂજન કોયલડી રેલે,
મૂકી સૂની અંતર કુંજ મોરી,
સંતાયો ક્યાં મન-મોર ?
—કે હું તો થાકી......(૨)
માલિકા સગુણી સોણલાની રચી,
અંતર થાળમાં આશા જ્યોત મૂકી,
સ્વીકારશો પ્રાણ પ્રેમ અંજલિ મોરી ?
સંતાયો ક્યાં ચિત્ત-ચોર ?
—કે હું તો થાકી......(૩)
કે હું તો થાકી શોધી શોધી આજ,
સંતાયો ક્યાં નંદકિશોર ?
કે વિરહની વેદના આજ ના ખમાય,
સંતાયો ક્યાં નંદકિશોર ?

## ચાંદલો



શ્રી વૃજલાલ દવે.

ચાંદલો, રે ! રમે રુપેરી ચાંદલો...
આભના અતાગ જળે તરતો એ ચાંદલો
નીરવ સરવરિયામાં સરતો કો હંસલો...
પૂરવ પટરાણીના મુકુલા શો ચાંદલો !
સરતી સંધ્યાને લલાટ લાલ ચાંદલો !
રે ! ભમે રંગભર્યો ચાંદલો !
ભાભીના મુખડાનો ભાવ ભર્યો ચાંદલો !
બ્હેનીના વ્રતમાનો વ્હાલભર્યો ચાંદલો !
અમિયાળી આંખડીનો દહાવ ભર્યો ચાંદલો
રે ! રમે ધરતીમાં ચાંદલો !
શુરવીરના શોણિતને સૂતાં જગાડતો !
(કોઇ) નરવીરના ભાલપર ભભકતો ચાંદલો !
(કોક) શહીદોની ચિતામાં ફારખાતો ચાંદલો !
રે ! જળે લાલચોળ ચાંદલો !
રે ! ઘૂમે લાલ ધૂમ ચાંદલો !
જગની જંજાળ, બાળી ખાખ કરે ચાંદલો !
'અહાલેક ! પુકાર કરી ભેખ ધરે ચાંદલો.
કોક જોગી જટામાં અટવાતો એ ચાંદલો !
રે ! રંગ રાખોડી ચાંદલો !
પુનમના અંધારિયાં ઊભો અજવાળતો !
અમૃત ધાર રેલી ધરણી ભીંજવતો !
કોક કાનુડા મુખડાનો .ભાભામી ચાંદલો !
રે ! મ્હાલે મોંઘો એ ચાંદલો !

## " ગોરીના ગરબા "

શ્રી હુરગોવિંદભાઇ યુ. દવે

સાહેલી મોરી સોનલ ગરબો સોહેજો
ગરબે તે ઘુમવાને વ્હેલી આવજો

સહેલી મોરી શરદ પૂનમની રાતજો
અજવાળાં ઉજાસે માણેકચોકમાં રે લોલ...

ઊભી મારા મંદિરિયાની પાસજો.
સહેલી આવેરે મુજને તેડવા રે લોલ...

સાહેલી મોરી, સસરાને જગાડજો,
સસરાજી મોકલશે રમવા આવશું રે લોલ...

સાહેલી મોરી સાસુને જગાડજો,
સાસુજી મોકલશે ગ્મવા આવશું રે લોલ...

સાહેલી મોરી, જેઠને જગાડજો,
જેઠજી મોકલશે રમવા આવશું રે લોલ...

સાહેલી મોરી, જેઠાણીને પૂછજો,
જેઠાણી મોકલશે રમવા આવશું રે લોલ...

સાહેલી મોરી સાહેબાની એ આણજો
સાયબાના ચસુઆમાં રમવા આવશું રે લોલ...

બેની મોરી, લાલ કસુંબલ ચીરજો,
ઓઢણો અલબેલી તમને ઓપશે રે લોલ...

બેની મારી, હળવે તાળી ઝીલજો,
હાથડિયા ચમચમશે ખંત્તા દુઃખશેરે લોલ...

બેની મારી હળવે દઇ ફૂદડી જો
ફૂદડી ફરતાં રે ફૂંગોળી જશેરે લોલ...

બેની મારી ગરવાં ગીતો ગૂંજે જો.
જીવનનો જીવણ જોવાને આવશે

## વૃંદાવન વાસી

**કૃ. હરિશ લાભશંકર માસ્તર**

વૃંદાવન વસી કાન, અંતર આવો ને;
ગીતા બંસીના ગાન, મીઠાં લાવો ને;
મયૂર મુકુટ ધર કાન, અંતર આવો ને.
ધનગનતા જીવન તાન, ડોલન લાવો ને,
પૂરણ પુરુષોત્તમ કાન, અંતર આવો ને.
સંસ્કારી સેવા ધ્યાન, નિતનિત લાવો ને
રાધાના રમણા કાન, અંતર આવો ને.
પ્રેમલ ભક્તિનાં ગાન, નિશદિન લાવો ને,
પારથના સાથી કાન, અંતર આવો ને,
રૂપ વિરાટ દેવા દાન, જ્યોતિ લાવો ને,
છો આતમ જ્યોતિ કાન, અંતર આવો ને.
કંઇ પ્રકાશ કિરણ લ્હાણ, એક દિન લાવો ને,
ધીર ધર્મધુરંધર કાન, અંતર આવો ને.
ધગધગતો ધર્મોત્થાન, ભારત લાવો ને,

卐

## ઉષા દર્શન

**સ્વ. શ્રીમતી બેન**

જાગી ઉષા !
જગાડી મ્હનેય સખીરી !
જાગી ઉષા !
જાગી જાગી જાગી ઉષાને હું જાગી ઊઠી ઝબકી
હું જાગી—૦

જલ ભરવા જમુના તટ ચાલી
ગાગર શિર પર ધરી ધરી. હું જાગી—૦
અનિલ લહરી અતિ વેગે ઊડતી,
સરિતા લહરી પૂરે વહતી,
પુષ્પોને નવવિકસિત કરતી
ચેતન રસ પાઈ હું જાગી—૦
અમને સુધાની વસ્ત્ર સજીને,
કુંકુમ મંગલ સાજ સજીને.
નવજીવન નવ તેજ ધરીને
જાગી ઉષા હું જાગી. હું જાગી

## રસરાજ

[ મહાકવિ ન્હાનાલાલ પછી રાસ સાહિત્યમાં તેમની કેડીએ પ્રસાર થવામાં ફક્ત એકજ વ્યક્તિને જે સફળતા પ્રાપ્ત થઈ છે એવા સ્વ. રાસકવિ કેશવ હ. શેઠનો આ 'રસરાજ' રાસ મેળવી આપનાર હિન્દુ દીપોત્સવી અંકના સંપાદક શ્રી દશરથ ગાંધીનો હું હાર્દિક ઉપકાર માનું છું. જે આશાસ્પદ યુવાને થોડા જ વખતમાં સાહિત્યના પ્રદેશમાં સારો વિહાર કર્યો છે. —સંપાદક ]

—સ્વ રાસકવિ કેશવ હ શેઠ

રસરાજ વરસે વાદળીએ,
વરસે કુંજલ-કળીએ કળીએ;
સ્પર્શે અબુરેળી ચૂંદડીએ,
...રસરાજ

રસરાજ ટમકે ડાંખળીએ,
પલકે પોયણીની પાંખડીએ;
મલકે અણુમોટી આંખડીએ:
...રસરાજ

રસરાજ છલકે છે દરિયે,
છલકે ભરતી ભવસાગરીએ;
છલકે રસછાલક અન્તરીએ,
...રસરાજ

રસરાજ! મીઠાં મરકલડે,
વિલસે પૂનમના પાલવડે;
હોરે ખોલશે મારે મોંઘવડે:
...રસરાજ

ધન્ય. આજ રૂડા અવસરીએ,
રસરાજ! પધારો મન્દિરિયે;
રસના જ ઉત્સવ આદરિયે:
...રસરાજ

o

## વ્હાલા આવોને

### શ્રી પ્રજારામ

આ અષાઢ આવ્યો કારમો ને કાંઈ ગરજે વાદળ ઘોર
થરથર થરથર કંપતી મારી કાળજડાની કોર !
—વ્હાલા

ઉપવનમાં અરધી રાતે આ ચમકી ઊઠે મોર
છળી મરું હું એકલી આ રાતમહીં ઘનઘોર !
—વ્હાલા

આ તળાવ છલકયાં જળે સર્યાં ને કોઈ નદી વહે ભરપૂર,
ધરા થઈ છે તમને ગમતી વર્ષામાં ચકચૂર !
—વ્હાલા

'આવીશ થોડા દિવસમહીં' કીધું તું મોઢું વેણ
થોડા દહાડા રહી પછી વળી જાજોને સુખચેન.
—વ્હાલા

ડાબી આંખ ફરકતી ને કાંઈ ફરકે ડાબો હાથ,
થોડા દિનમાં મળશે જાણે જીવણજીનો સાથ !
—વ્હાલા.

## ગામડિયાનાં છોરાં

### શ્રી મૂળસુખલાલ અ. દિવાન

અલ્યા હાલી આવોને આણીકોર રે,...
ગુણી-ગામડિયાનાં છોરાં રે

ઓલા શહેરીઓના સંગથી કોરા રે,
ગુણી ગામડિયાનાં છોરાં રે ..

ઉષા ઊગી દેખતો, ગામ ગોરી ઊઠતી,
ઘંટી ઘમકાર ગૂંજે ઘેરાં રે,
ગુણી ગામડિયાનાં છોરાં રે...અલ્યા

ડુંગરાને કોતરાં નીર નદી ખેતરાં,
ચારે સીમાડે ભીનાં ઢોરાં રે,
ગુણી ગામડિયાનાં છોરાં રે ...અલ્યા

આહિરને પેર પેગ, સોહે ગોધણ ઉઠેર,
છલકે ઘી દૂધથી કટોરા રે,
ગુણી ગામડિયાનાં છોરાં રે...અલ્યા

ચાકીને લોથ ચોથ, ચાનાં ખેડુ બપોર,
લેતાં શિગમણાં તે શાણાં રે,
ગુણી ગામડિયાનાં છોરાં રે ..અલ્યા

લોકો સુહાગીઆને, લાગે વગડાનિયા,
નવલાં દિનરાત એના ગાણાં રે
ગુણી ગામડિયાનાં છોરાં રે...અલ્યા

## કસુંબલ રંગ



### અ સૌ પ્રભાવતી આચાર્ય

મારા આંગણીએ કુંકુમ કયારી, ઝુલણું લે વણઝારી
વાવી મોગરો નિરખું ન્યાળી, ઝુલણું લે વણઝારી
મેં તો સોના ઘડુલો ઘડાવી, ઝુલણું લે વણઝારી
મે તો મઢાવી રૂપલા ઝાની, ઝુલણું લે વણઝારી
હું તો ઝરખાતી મલકાણી, ઝુલણું લે વણઝારી
મેં તો પાયા હેતનાં પાણી, ઝુલણું લે વણઝારી
ફૂટે ખીલ્યો મોગરો ભારી, ઝુલણું લે વણઝારી
મારો સસરો શેઠ જંજાળી, ઝુલણું લે વણઝારી
મારી સાસુ દીપતી ડાળી, ઝુલણું લે વણઝારી
પાન પાને સાહેલી રૂપાળી, ઝુલણું લે વણઝારી
આવે રૂપેરી રંગ રેઠ ધાગી, ઝુલણું લે વણઝારી
ગોરા સાસુ જાણે મોહાણી, ઝુલણું લે વણઝારી
એની મીઠી મ્હેંક સોહાણી, ઝુલણું લે વણઝારી
મારા મદભર જોબન ભાળી, ઝુલણું લે વણઝારી
ખુપ્યો કાયા અંબોડલે નિંદાળી, ઝુલણું લે વણઝારી
પીએ જોબનિયાં રંગ રસાળી, ઝુલણું લે વણઝારી
હું તો કસુંબલ રંગ રેડાણી, ઝુલણું લે વણઝારી
મારા દિલમાં ડોલન ભારી, ઝુલણું લે વણઝારી

## — માને હાલરડાં —

શ્રી પૂજાલાલ

રોજ રોજ માડી ! સુવાડે છે તું મને,
 આજ તો તને હું સુવાડું રે લોલ !
હૈયાનાં હેતનાં હાલરડાં મીઠડાં
 ગાઈ ગાઈ સંભળાવું રે લોલ !
મોંઘેરી માવડી, મોંઘેરી માવડી,
 લાડકી માવડી મારી રે લોલ !
અમૃત અનેરાં પિવાડનારી માવડી
 નંદિનીઓથી ય ન્યારી રે લોલ !
પ્રેમતણે પારણે મારે તું પોઢ મા !
 હરખના હીંચકા ખાતી રે લોલ !
સુવાનું કહું ત્યારે આંખો ઉઘાડી
 મીઠું મીઠું મલકાતી રે લોલ !
પોઢી જા, પોઢી મા ! પારણિયે તારે
 તારાનાં ઘુમ્મર ટિંગાવું રે લોલ !
સૂરજ ચંદ્રનાં ઝગમગ રમકડાં
 રમવા તારે કાજ લાવું રે લોલ !
દેવોના બાગના વાયુને વીંઝણે
 શીળો પવન તને ઢાળું રે લોલ !
સ્વર્ગતણી ગંગાનાં પ્રેમલ કમળની
 પાંખડીઓએ પંપાળું રે લોલ !
વાદળની વીજળીઓ ગરબે ઘુમાવું,
 મેઘનાં મૃદંગો વગાડું રે લોલ !
ભાતે સુન્દર રંગ ઇન્દ્ર ધનુષના
 આંખોને અંજને સજાવું રે લોલ !
પતંગિયાંની પાસ નૃત્યો કરાવું,
 પંખીડાં પાસે ગવાડું રે લોલ !
તરુઓનાં પાંદડાંની તાળીઓ પડાવું,
 નેહને નુપૂરે નચાવું રે લોલ !
પોઢી જા, પોઢી મા હિંચાવે છે લાડકો,
 થાક્યો છે હાથ હવે મારો રે લોલ !
મારા છે સમ, વ્હાલી પોઢી જા માવડી !
 નહિ તો મારો ય છે વારો રે લોલ !

## વિદાયશીખ

શ્રી. બાલમુકુંદ દવે

(અત્યાર સુધીમાં આપણે લેવેલી કૃતિઓમાં તેની તળપદી વિશિષ્ટતાથી નોખું તરી આવતું આ બાલમુકુન્દ દવેનું આ 'લગ્નગીત' રજૂ કરતાં મને ખરેખર આનંદ થાય છે.

આશિષે વિદાય થતી પુત્રીને તેની માતા આપણા આર્યત્વની મંગલ ભાવના પ્રબોધતી જે શિખામણ આપે છે તેમાંથી આજની કહેવાતી પ્રગતિશીલ સમ-પ્રશ્નને એક નવું દર્શન મળે છે. —સંપાદક)

વિદાય વેળાએ બ્હેની થોડેરાં થોભજો,
 માડીની શીખ મોંઘી સાંભળજો લાડકી;
માઝામાં રહેતાં બ્હેની ઝાંઝરે શોભજો.

કુળની મરજાદા બ્હેની ક્યારે ના લોપજો
 મોટાંના ઘરની રીતે રહેજો હો લાડકી
માઝામાં રહેતાં બ્હેની ઝાંઝરે શોભજો.

શીલની શોભાએ બ્હેની સાદેરાં ઓપજો
 સાચું ઘરાણું એને ગણજો હો લાડકી
માઝામાં રહેતાં બ્હેની ઝાંઝરે શોભજો.

ઘરનો આધાર બ્હેની મોટેરો મોભ જો
 નરનો આધાર તેવો નારી હો લાડકી
માઝામાં રહેતાં બ્હેની ઝાંઝરે શોભજો.

વનની રખવાળે બ્હેની છાયાઓ રોપજો
 પંથીને પાજો પુરણ વારિ હો લાડકી
માઝામાં રહેતાં બ્હેની ઝાંઝરે શોભજો.



## બંસીના કામણ

વૃન્દાવનમાં વેણુ વાગતીરે......

બ્હાવરી દોડું સુણી સૂર, તોયે વ્હાલો દૂર ને દૂર,
પ્રિતમ પાસે તોયે જડે નહિ રે...વૃન્દાવનમાં૦

તૃષા નેણાંની છીપે નહિ રે......

આતુર શોધે મારા નેણ, ચિત્તનું ખોટું સઘળું ચેન,
કામણગારો શોધું કાનજી રે...વૃન્દાવનમાં૦

છોડ્યું ઘર ને ફોડી ગોરસી રે...

મેલી અળગી લોકની લાજ, ઘેલું ગોકળિયું સહુ આજ
સુણી નટવર વરની વાંસળી રે...વૃન્દાવનમાં૦

ખીલી શરદ પૂનમની ચાંદની રે...

રૂડી દૂધમલ રૂપેરી રાત, પેલા જળજમુનાને ઘાટ,
વનની લીલી કુંજ–નિકુંજમાંરે...વૃન્દાવનમાં૦

રાચે ગોકુળની ગોવાલણીરે—

નાચે નટવર નંદકિશોર, નાચે વનમાં થનગન મોર
હૈયે હૈયે નાચે રંગમાં રે...વૃન્દાવનમાં૦

દશરથ ગાંધી



## જમુના તટ પર

ખેલે છે રસરાજ વ્રજમાં
જમુના તટ પર રાસરંગમાં......ખેલે છે૦

મુખ પર મોરલી નુપૂર બાજે
બાજે તાલપખાજ વ્રજમાં......ખેલે છે૦

સોળે કળાએ ચંદ્ર ખીલ્યો છે
અમૃતનું રસપાન વ્રજમાં......ખેલે છે૦

મોર બપૈયા પિયુ પિયુ બોલે
કોયલડી કરે ગાન વનમાં......ખેલે છે૦

ડાળે ડાળે પંખીઓ નાચે
પૂરાવે કંઈ તાલ રંગમાં......ખેલે છે૦

હરણાં હરખ્યાં ખેલે આનંદમાં
સમીર બને મસ્તાન વ્રજમાં......ખેલે છે૦

—રજનિકા હ. પંડયા
(બી. એ.)

## 'એને ટોકમાં'



શ્રી નિરંજન ભગત

શ્રાવણના સરવડિયાં વરસે મારા ચોકમાં
નીર આભેથી આવીને ઉતરે આ લોકમાં

શ્રાવણના૦

નીલમશી અમરાઈ ન્હાય છે છલી છલી
વેરે છે રહી રહી ફૂલ ઝીણાં બોરસલી
મ્હેકી ચંમેલી ભરે વનની ગલી ગલી
રોવતી બોલે છે શોકપોકમાં

શ્રાવણના૦

આકાશી ઝાંઝરની ઝમ્મક ઝીણી ઘુઘરી
આઘેરી કોઈ વેણુ વાય છે ધીરી ધીરી
મનનાં તે અમરતને ન્હાય રે ઝરી ઝરી
વીજળી ઝબકીને એને રોકમાં

શ્રાવણના૦

આથમણે આભલે વાદળની ઝારીએ
રંગ ઝરે મ્હેલ કેરી ઉંચી અટારીએ
છાનું છુપાય કોઈ અધખુલ્લી બારીએ
પેલા દેખા ઓ એને ટોકમાં

શ્રાવણના૦

## નારાયણી



શ્રી. હિંમતલાલ ઉમિયાશંકર દવે.

નિરખી નારી નારાયણીના રૂપમાં,
નિત નિત પાતી રસદર્શનનાં પાન જો;
કુમકુમ પગલાં કુમારિકાનાં ઓપતાં,
રૂડાં છલકે નીતિ નીર નવાણ જો

—નિરખી. ૧

અંક સુહાવે વિષ્ણુ જગ સંરક્ષના
દુઃખ વિદારે તારી શીતળ છાંય જો
રસ બસ ભરતું હૃદય સરોવર ઝૂલતું
દૈત્ય શિકરે જગ દુખડાં વિહરાય જો.

—નિરખી. ૨

યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે ના સૂત્રથી
દેવ, ઋષિ, સુસંત સુણાવે સરજો,
વિશ્વકુંજની લજ્જામણી શી વેલડી
માર્દવ મ્હેકે, પ્રણય પરિમલ પૂર જો.

—નિરખી ૩.

સહરાનાં રણ શા સંસારે એકલી,
અમી ઝર વીરડી પાતી શીતળ પાન જો;
તુજ વિણ સ્વર્ગ સદન મંદિર રણ લાગતું !
ગૃહ સંસારે જીવન જ્યોત અખંડ જો.

—નિરખી. ૪.

સભર ભરી, રસ ફૂલડે સૌમ્ય સુવાસિની
પસર્યાં ઉર ઉર તારાં પરિમલ પ્રાણ જો.
સૃષ્ટિ વિધાતા જગ માનવ ઉદ્ધારિણી.
નરને દીધાં નારાયણનાં દાન જો.

—નિરખી. ૫.

(વિભાગ ૪ થો)

# શક્તિ ભક્તિ ઉપાસના

ભારત એ સંસ્કૃતિ પ્રધાન દેશ છે, તેમાંયે બંગાળા અને ગુજરાત એ વિશેષે કરીને શક્તિપૂજક છે. ગુજરાતની રક્ષા કરતી મહાદેવીઓને કવિ નર્મદાશંકરે યાદ કર્યાં છે. એનું સાચું દર્શન મને જ્યારે હું અંબાજી ગયો. ગબ્બરનાં દર્શન કર્યાં અને સાંજે આરતી સમયે અંબિકાના દ્વારે જ્યારે ઘંટના નાદ થયા, આંખોની વેદ ધોવણા શરૂ થઈ ત્યારે આત્મા જ બોલી ઊઠયો કે ધન્ય કવિ !

"ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત"

બસ આ બે લીટીઓનું સ્મરણ અને અનુભવનું દર્શન પ્રત્યેક યાત્રિકને અવશ્ય થતું હશે !

અંબિકાની ઉપાસનાનું મહાન પર્વ તો નવરાત્રિ છે. આ નવરાત્રિના નવલા દિવસોમાં ભેગા મળી સ્ત્રી-પુરુષો સાથે રાસ, ભજન, કિર્તન કરે અને આનંદ કરે. આવો બીજો સુભાગી અવસર ક્યારે મળે છે ?

શક્તિ-ભક્તિનો ગાયક તો કવિ વલ્લભ ધોળા. જેમના ગરબા ગરબી ગુજરાતણનાં કોકિલ કંઠમાં ગૂંજી રહ્યા છે. આ ગૌરવશાળી કવિમાં શક્તિની ભવ્ય ઉપાસના હતી. તે ફક્ત મૈયાના સ્થૂળ સ્વરૂપમાં જ રમણ કરતો ન હતો મૈયાની સૂક્ષ્મ શક્તિમાં તે ઓતપ્રોત બન્યો હતો, "ભક્ત વલ્લભના ગરબા એ મધ્યકાલીન સાહિત્યના સુદ્દી કે નથની જેવા ગૌણ પણ ચિત્તહર અલંકારો છે." વિજયરાય વૈદ્ય

'મા તું પાવાની પટરાણી !' ગાતો સ્થૂળ ભાવી દેહ આનંદના ગરબામાં કોઈ મહાન તત્ત્વજ્ઞાની ન હોય તેવો જણાય છે !

"જળ થળ શાખા પત્ર પુષ્પ ફળે ફળતી મા,
પરમાણુ એક માત્ર રસ મધ્યે વિચરતી મા,"

વલ્લભ લોકમાનસનો પારખુ કવિ હતો. ભોળ ભોગ્ય રાસ ગીતો આપી ગુર્જરી રાસ સાહિત્યની અમૂલ્ય સેવા કરી છે. આ વખતે આપણા બીજા કવિ તે સ્વ રણછોડભાઇ (જુનાગઢ) જેમણે આખી સપ્તશતી રાસ ગરબાના રૂપમાં ઉતારી છે. અને બીજા છુપાયેલા કેટલાક શક્તિ ભક્તોએ આરાસુરની અંબિકા, પાવાગઢની મહાકાળી, ચુંવાળની ચામુંડા અને નવદુર્ગાનાં નવપૂજન અને આરાધન કર્યાં છે. વાણી દ્વારા વ્યક્ત પણ કર્યાં છે. આવી શક્તિ સ્વરૂપા જગન્મા અને આદ્ય મહાદેવીનાં પૂજન કરી અને આપણું જીવન ધન્ય બનાવીએ. આજથી શરૂ થ[illegible] આ નવરાત્રિના પવિત્ર દિવસે મૈયા અંબિકાનાં ગુ[illegible] દર્શન સ્મરીએ અને જીવનમાં આનંદ, સુખ, અ[illegible] સામર્થ્યનો સંચાર કરીએ

આ વિભાગમાં આવેલા શક્તિ ભક્તિના જે [illegible] ગરબા, રાસ તથા બીજી કૃતિઓ છે. તેમાં પ્રત્યે[illegible] ભક્તકવિહૃદયનું સારું દર્શન મળે છે. તેને સાચ[illegible] શુદ્ધ રાગમાં ભાવપૂર્વક ગાઇએ તથા જગતજનની [illegible] દેવીઓની આરાધના શરૂ કરીએ. અને એ પરામ્બા[illegible] સ્મરણ કરી તેની શરણાગતિને સ્વીકારીએ.

"હવે સહાય કરો આરાસુરવાળી અંબિકા
કે મ્હેર કરો મનવાસી મુજ પર માત જો."

અને છેલ્લે પ્રાર્થીએ કે—

ન મંત્રં નો યંત્રં તદપિ ચ ન જાને સ્તુતિમહો
ન ચાહ્વાનં ધ્યાનં તદપિ ચ ન જાને સ્તુતિકથા
ન જાને મુદ્રાસ્તે તદપિ ચ ન જાને વિલપનં
પરં જાને માત સ્ત્વદનુસરણં ક્લેશ હરણં ॥૧

સંપાદક



## (આનંદની ગરબીમાંથી)



( ભટ્ટ વલ્લભ )

ચાર ખુંટ આખાણ્ય ચરચા એ ચાલી મા
જનજન પ્રત્યમુખ વાણ્ય બહુચર બરદાળી મા
ઉદોઉદો જેકાર કીધા નવ ખંડેમા,
મંગળ વરતા ચાર ચૌદે બ્રહ્માંડે મા,
ગાજ્યા સાગર સાત હુધે મ્હે ઉઠયા મા,
અધમ અધર્મ ઉતપાત તેં કીધા જુઠામા
હરખ્યા સુરિનર નાગ સુખ જોઈ માનુમા,
અવલોકી અનુરાગ મનમુનિ સરખાનું મા
અવશહ નમવા પાય પાય પજિ આવ્યાના,
ઉપર વારંવાર મણિ મુકતા લાવ્યા મા
દશ દિશાના દિગપાળ દેખી દુખ વામ્યા મા,
જન્મ મરણ જંજાળ છુતિ સુખ પામ્યા મા
ગુણ ગાંધર્વ જશગાન નૃત્ય કરે રંભા મા,
સ્વર સુણતાં તે કાન ગત થઈ થઈ થંભા મા
ગુણ નિધિ ગરબો એ બહુચર મા કેરો મા,
ધારે ધરિને દેહ સફળ ફરે ફેરો મા
પામે પદારથ પાંચ શ્રવણે સાંભળતાં મા,
ન આવે ઉની આંચ દાવાનળ બળતા મા,

## —આસોની અજવાળી રાતે—

શ્રી લાભશંકર ઉમિયાશંકર દવે

આજે આસોની ઉજળી રાતડી રે,
હરખી હૈયાં થનં ગન થાય;
બ્હેનાં, શરદ રાત સોહામણી રે.
ચંદા નિરખીને ખીલે પોયણાં રે,
એવા ભકત હૃદય હરખાય-બ્હેનાં૦
ચંદા-હોડી ઘૂમે આભ સાગરે રે,
જીવન-નૈયા તરવાં જાય-બ્હેનાં૦
ચંદા જેમ કાપે અંધારને રે-
મારા પાપીલા પડ છેદાય-બ્હેનાં૦
ચંદા સોળ કળાએ મહાલતી રે,
આવજો સોળ સાહેલી સાથ-બ્હેનાં૦
ચંદા રૂપારેલી જમ ઓપતું રે,
જીવન જળહળ કરજો માંડી-બ્હેનાં૦
ચંદા આભ-કનકવો ઉડતો રે,
આતમ ઉડે અનંતને પાર-બ્હેનાં૦
ચંદા ચમકેને સાગળ ઉછળે રે,
છલકે પ્રેમ સરોવર પાળ-બ્હેનાં૦
ચંદા ઘૂમે આકાશે તારલા રે,
વિંટળે વૃત્તિ મૈયાની મ્હાંય-બ્હેનાં૦
ચંદા દિને દિને બહુ ખીલતી રે
વધજો પુણ્ય પુનિત મહિમાય-બ્હેનાં૦
ચંદા જળે જમીનને આભમાં રે,
બગલે પંચભૂત મુજ કાય-બ્હેનાં૦
ચંદા મોતીડાં ઝીલતી માછલી રે,
સાચા સાધુ રતન પરખાય-બ્હેનાં૦
ચંદા વિરાટ પ્રકાશતો ચાંદલો રે,
ચમકુ મૈયા લલાટની માંય-બ્હેનાં૦
ચંદા ફુવારો અમી સિંચતો રે
જડમાં ચેતન પૂર ઉભરાય-બ્હેનાં૦
ચંદા જગત જનની બ્હેનડી રે
મૈયા તારા બાળક બધાય
બ્હેનાં શરદ રાત સોહામણી રે

## -આધા-

( મારું રૂમક ઝુમક ઝાંઝર ઝણુકે )

શ્રી કૌશિક

તારા રથના જ્યાં ઘુઘરા વાગે;
નીંદરતી માનવતા જાગે ! (૧)
તારી મંગલ મૂરતિને ન્યાળે
કુદરત શિર ચરણોમાં ઢાળે ! (૨)
તારું તેજ ત્રિભુવન-પટ પ્રસરે,
રવિદેવ હું પદ, મેધા, વિસરે ! (૩)
તારા લલાટમાં ચંદ્રક ચળકે,
શશિયર વાદળ-પાછળ સરકે ! (૪)
તારે સેંથલડે સિંદૂર સોહે;
સલુણી સંધ્યાનું મન મોહે ! (૫)
તારી આંખડીઓ અમી વરસાવે.
શીતળ ચંદાને શરમાવે ! (૬)
તારાં ચરણોનાં નેપૂર બાજે,
દઈ તાલ મેઘ નભમાં ગાજે ! (૭)
તારા કર-કંકણના રણકારે,
ઝબકે વિદ્યુત નભ ઓવારે ! (૮)
તારી ગર્જનના પડઘા પડતા,
તવ માત પ્રલયનાં પૂર ચડતાં ! (૯)
તું જરીક મુખડું મલકાવે,
મલયાનિલ લહરી લહરાવે ! (૧૦)
તું જ્યારે સ્હેજ અસિ-સમણે,
બ્રહ્માંડ ચડે આધા રમણે ! (૧૧)
તું મા જગઝળતી જ્યોત દીસે,
જડ-ચેતન-અણુ અણુમાં વિલસે. (૧૨)

## અંબા નામ

શ્રી કમળ

રટિલે મૂરખ પ્રાણુ રે, અંબા માનું નામ
એક નામમાં અદ્ભૂત શક્તિ પામે નહિ કો પાર, (૨)
પાપી પણ જો નામ ભજે તો કરી દે બેડા પાર (૨)
તું દિસે સકળ સંસાર રે......અંબા માનું નામ
જડ ચેતન્યમાં ઘટઘટ વ્યાપી દુઃખીયાનો આરામ (૨)
સુંદરતા શું વર્ણવું તારી તું સુખનું છે ધામ (૨)
તું જીવન તરણી નાવ રે......અંબા માનું નામ
જીહ્વામાં તું વાણી રૂપે, કંઠે મધુરે સુર (૨)
નયનોમાં નિશદિન વસ્યા છે તારા રૂપ મધુર (૨)
કહે દાસ કમળ પ્રણામ રે......અંબા માનું નામ



## શંખલપુરવાળી

શ્રી : નંદુભાઇ લીંબડીવાળા

જય જય શંખલપુર વાળી
છો દુઃખડાં બહુ હરનારી
જય જય—૦
દૈવ મંખ સોહે, ભક્ત હૃદય મોહે;
દર્શન કરવા માનવ ઉલટે,
સાગર જાયમ વારિ—જય જય૦
આદ્ય શક્તિ અંબા, સરસ્વ ને ગંગા,
વિધવિધ રૂપે વિલસી રહી છે,
તું જ્યોતિ ન્યારી !—જય જય૦
નામ ન હું જાણું, કંઇ નથી માણું;
ચર્મ ચક્ષુથી સ્મરણ કરું જે,
સિંહ સ્વરૂપ સ્વારી—જય જય૦
રખડ્યો રખડ્યો મૈયા, તારો મુજ નૈયા;
નંદુની છે હરદમ હૈયે,
માત છબિ તારી–
જય જય શંખલપુરવાળી.
છો દુઃખડાં બહુ હરનારી.

## ઝરણાં



અમુબેન

( આજ રાધાવર કહાન રાસ મંડળ રમે એ રાગ.)

આજ સતીઓની વાત મને સારી લાગે છે;
સારી લાગે છે પ્રેમ ઝરણાં વહે છે —આજ.

(સાખી).

પૃથ્વી ખંડ નવખંડ છે, ને તેમાં ભરતખંડ.
ભારતી નામે જાહેર છે.

તેના કરતી શ્રીમુખે-વખાણ—આજ.

(સાખી).

સુદિયર સર્વેને કહું, ને સાંભળજો બે બોલ;
વીરાંગના પોતે બનો.

બનો શક્તિ સ્વરૂપ જગદંબ—આજ.

(સાખી).

સત્ય નીતિ સહુ રાખજો, ને સદર પવિત્ર એક,
તેના દિલમાં જો સખી,

આપું બુદ્ધિ અપાર...આજ,

(સાખી)

નિયમ ધર્મને સાચવો, ને પતિ એ પોતે ઈશ;
એવું માને જે કઈ,

ત્યાં તો પ્રભુ ધરે અવતાર-આજ.

(સાખી)

વીર ધીરની માવડી, ને સતી ખરે કહેવાય;
લખ્યું વેદ પુરાણમાં,

હું તો જાહેર કહું જગદંબ-આજ

(સાખી)

બ્રહ્મા વિષ્ણુ દેવની, ને શંકર જોડે હાથ;
એવા દેવની માવડી.

એ તો અનસૂયા નામે જાહેર-આજ.

(સાખી)

એવી સતીઓ બહુ થઈ; આ ભરતખંડની માંહ્ય,
સીતા સતી ને નમઈ.

કર્યું એવું પતિનું પૂજન-આજ.

(સાખી)

નવરાત્રિના દિનમાં, ને ગરબા ગાવા આમ,
આવી સર્વે બેનડી,

રંગ તાળી લેજો મારી જોડ-આજ;

(સાખી)

હાર છે મારા હાથમાં, બોધ બતાવું પાક,
વચને જો વિશ્વાસ તો,

પ્રભુ દિલમાં અંબા જગદંબ-આજ,



## અંબિકા પૂજન



[શ્રી. અરવિંદા બહેન જયંતિલાલ મહેતા]
(જનનીની જોડ સખિ ! નહિ જડેરે લોલ)

પ્રેમે પૂજુ હું આજ અંબિકા રે માત,
વિશ્વથી અનેરી એની જ્યોત જો
પ્રેમે પૂજું હું ..

પ્રકૃતિ કાવ્ય ગાન ગાયિકા રે માત,
મોંઘા બધાં છે કંઠ સૂરજો
પ્રેમે પૂજું હું...

આત્મ તણાં ઓજસો પ્રસારિકા રે માત,
તેજોમય જ્હાલ ભર્યું ઉર જો,
પ્રેમે પૂજુ હું ..

ત્રણે તું કાળની ત્રિકાલિકા રે માત,
સૌમ્ય, દિવ્ય, રૌદ્ર ત્હારા દર્શ જો;
પ્રેમે પૂજુ હું ..

સ્થૂલ, સૂક્ષ્મ, ભેદ જગ દર્શિકા રે માત,
મૂર્ત છે અમૂર્ત એ રહસ્ય જો;
પ્રેમે પૂજું હું...

જડમાં ચૈતન્ય પૂર્યાં સર્જિકા રે માત,
સઘળે પ્રસારી તેં સુવાસ જો;
પ્રેમે પૂજું હું...

જીવન-સાગર તણી તું તારિકા રે માત
નાવડું ચલાવ તારી પાસ જો;
પ્રેમે પૂજું હું ..

વિશ્વમાં વિરાટ ઝૂલે આત્મિકા રે માત,
શક્તિના મંત્ર જંત્ર પાઠ જો,
પ્રેમે પૂજું હું...

## રણાંગણે મહાકાળી

શ્રી આરૂણિ
( રાગ—બહુ કરંતી વાર અંબે )

રણાંગણે મહાકાળી, આવ્યા પાવાગઢ મહાકાળી;
ધરતી ધમ ધમ ધ્રૂજવનારી મહિષાસુરને મારી
આવ્યાં પાવાગઢ મહાકાળી (૨)

ચંડમૂંડને નાખ્યા ચાળી, દાનવ દળ સંહારી;
ડગલે ડગલે પાપ પ્રજાળી, દુષ્ટોને દમનારી
આવ્યાં પાવાગઢ મહાકાળી (૨)

સાત સમુંદર જળ ઊછાળી, ગરજે નવખંડાળી;
પૃથ્વીના પડછંદા પાડી, ખમા ખમા કૃપાળી
આવ્યાં પાવાગઢ મહાકાળી (૨)

કરાળ વદની પલંચકારી, તામ્ર લોચનિયાળી,
શોણિત છલકયા ખપ્પરધારી,સ્વરૂપ અષ્ટ ભુજાળી
આવ્યાં પાવાગઢ મહાકાળી (૨)

ગગન મંડળે વિહરનારી, અલબેલી ટોડાળી,
પૂર્વ દિશાની રક્ષાવાળી, તુંહી તુંહી દયાળી
આવ્યાં પાવાગઢ મહાકાળી (૨)

અરવાની એ ગૂંજવનારી, નવરાત્રિમાં ન્યાળી;
નમું નમું ઓ નવ દુર્ગાળી, આરુણીએ બિરદાળી
આવ્યાં પાવાગઢ મહાકાળી (૨)

## નવરાત્રિ દર્શન



રુડાં અશ્વિન કેરાં દિવસો રે લોલ,
સુંદર સોહંત નવરાત જો.—ટેક

મૈયાના ગુણગાન ગૂંજતા રે લોલ,
મૂરતિ મધુર મોરી માત જો—રૂડાં

સોળે કળાએ ચંદ્ર ખીલતો રે લોલ,
મનડાંને શાંત રમ્ય ભાવજો—રૂડાં

શ્યામલ રાતને ઝળાંઝળાંવવા રે લોલ,
તારક તેજ સાથ લાવજો—રૂડાં

રૂપ-રસ રંગ તવ રેલજો રે લોલ,
હૈયામાં હર્ષ કેરાં પૂરજો—રૂડાં

મહા પર્વનાં શુભ ચિહ્ન દિસતા રે લોલ,
ભાવના શુભ કાર્યની ઉરજો—રૂડાં

વદી તેરસે લક્ષ્મીને પૂજતાં રે લોલ,
ભંડોળ અખૂટ રાખે માત જો—રૂડાં

ચૌદસે ભોગ સૌ આપતા રે લોલ,
શુભાશુભ મંત્રની સાથ જો—રૂડાં

અમાસ દિન છેલ્લો ગણો રે લોલ,
દિલડામાં આનંદ અપાર જો—રૂડાં

રજની દિસે દીપક તણી રે લોલ,
નૂતન વર્ષ ભાસે તે વાર જો—રૂડાં

બાબુલાલ રેવાશંકર આચાર્ય



## જય અંબે !

(સાખી)

અંબિકા જગદંબિકા ! તેજ તણો અંબાર !
પાવાગઢની કાલિકા ! રૂપ-રૂપનો ભંડાર !

(રાગ—સારંગ)

આજે આનંદ મ્હારા અંતરે રે લોલ,
આવી ઊભો છું ત્હારી પાળ રે—આજે. ટેક

અંબા બિરાજે આરાસુરમાં રે લોલ,
પાવાને ગઢ કાલિ માત રે—આજે. ૧

અંબા ને બહુચરા બે બહેનડી રે લોલ,
ઝળકે છે ઝળહળ જ્યોત રે—આજે. ૨

અંબા બેઠાં છે હરિ-કેસરી રે લોલ,
કરમાં ગ્રહી છે તલવાર રે—આજે. ૩

મરઘાની સ્વારી કરે બહુચરા રે લોલ,
માન—સરોવરની પાળ રે—આજે. ૪

ખપ્પર લીધે છે માત કાલિકા રે લોલ,
કરવા દાનવનો સંહાર રે—આજે. ૫

આશ્વિન માસ નવરાત્રિ રે લોલ,
ગરબે ઘૂમે છે મોરી માત રે—આજે. ૬

માતા ! તું શક્તિનો ભંડાર છે રે લોલ,
લીલા છે ત્હારી અપાર રે—આજે. ૭

આવ્યો શરણ જગદંબિકા રે લોલ,
પૂરજે શિશુના અભિલાષ રે—આજે. ૮

મૂર્તિ ત્હારી છે મ્હારા અંતરે રે લોલ,
'શંકર'ના સંગમાં શ્રી 'રામ' રે—આજે. ૯

દલસુખરામ ત્રિવેદી



## છુટક વેચાણ તેમ વાર્ષિક ગ્રાહકો મેળવી આપનારને

---

અમોએ હવે દરેક શહેરમાં "સ્ત્રીબોધ" નું છુટક વેચાણ કરી શકે તેવા એજન્ટો નીમવાનું અને કમીશન માટે ઉદાર શરતો આપવાનું વિચાર્યું છે તો અત્યારેજ વેચાણના એજન્ટની શરતો મંગાવી તમારા શહેરના વેચાણની એજન્ટ બનો. સંતોષકારક કામ આપનારને તે શહેરના સોલ એજન્ટ પણ નીમીશું અત્યારેજ લખો.

બીજું ચાલુ ગ્રાહકો અને અન્ય ગૃહસ્થ ભાઈ "સ્ત્રીબોધ"ના ગ્રાહક બનાવવા માટે દરેક શહેરમાં કેળવાયલા કુટું; બમાં જઈ નવા ગ્રાહક બનવા માટે પ્રચાર કરી નવા ગ્રાહકો મેળવી શકે છે અને તેમાં પૂરતો રસ લેનારને અમારૂં કાર્યાલય ઉદાર રીતે મહેનતનો બદલો આપે છે તો તે માટે આપ કામ શરૂ કરી અને શરતો મંગાવો. જરૂર જણાશે તો "સ્ત્રીબોધ" આપને મોકલશું જેથી સરળતા રહે. અત્યારેજ વિચાર કરી ઉપરનું કામ હાથ પર લ્યો અને અમોને લખો અમારો 'ગરબા અંક' તમને માસિકની શ્રેષ્ઠતા પૂરી પાડશે

લિ
વ્યવસ્થાપક, ખાનગી વિભાગ
"સ્ત્રીબોધ" કાર્યાલય
પીરમશા રોડ. અમદાવાદ.

## આમંત્રણ

રૂમઝુમ રૂમઝુમ માનો ઝાંઝરિયાં બોલે,
ઘુઘરિયે ઘમ્મરકારે રે;
અંબિકા સૌમ્ય સ્વરૂપ છો ! (૧)

ચાચરના ચોકથી, ગબ્બરના ગોખથી;
આવો અમારે ધામરે,
અંબિકા ક્યારે પધારશો ? (૨)

ઊતારા દઈશું ઓરડાઓ આપને,
દઈશું મેડીને મ્હેલરે;
અંબિકા આસન ઊજાળજો ! (૩)

દાતણ દઈશું લીલી દાડમડી,—
દઈશું રુપેરી ઝારરે;
અંધારાં આવી ઉલેચજો ! (૪)

નાવણ દઈશું ત્રાંબાળી કુંડીઓ,
દઈશું ગંગાનાં નીર રે;
ચાચરથી ક્યારે પધારશો ? (૫)

ભોજન દઈશું પકવાન-પેંડા,
દઈશું સાકરિયો કંસાર રે,
દુર્ગા મંદિર દીપાવજો ! (૬)

લવીંગ સોપારીને એલચીના દાણા,
દઈશું પાન-પચાસ રે,
અંબિકા સ્નેહલ સ્વરૂપ છો. (૭)

શણગાર્યાં આંગણાં પૂરીને સાથિયા,
ઊડે છે અબીલ ગુલાલ રે,
જગદંબે જ્યોતિ સ્વરૂપ છો. (૮)

કંચન કંકાવટીને મોતીએ વધાવતી.
લળી લળી વંદુ હું પાય રે,
અંબિકા આનંદ રૂપ છો ! (૯)

શોભે છે ચાંલ્લો ચંદનના ચોકમાં,
રમજો નવરાત્રિ રાસ રે,
અંબિકા મંદિરના સાથમાં ! (૧૦)

કુ. ભાનુમતિ અમૃતલાલ રાવળ

★

## આસોમાં ઓજસ



સદાશિવ મણિશંકર ભટ્ટ

આસોમાં ઓજસ ચંદ્રનાં, આ સૃષ્ટિમાં
કંઈ રૂપેરી રંગ છવાય, સોહે પૃથ્વીમાં
અંધારાં જાણે આથમી, આ સૃષ્ટિમાં
કંઈ ઘર ઘર દીવડા થાય, સોહે પૃથ્વીમાં
સુંદર ખીલી ચાંદની, આ સૃષ્ટિમાં
જ્યાં રત્ન દિસે ગરબાય, સોહે પૃથ્વીમાં
અંબાને બહુચર જોડલી, આ સૃષ્ટિમાં
આવે સૌ સજી શણગાર, સોહે પૃથ્વીમાં
નૂતન દિન નવરાત્ર છે, આ સૃષ્ટિમાં
ચાચર ખેલે મંમ માય, સોહે પૃથ્વીમાં
ચંદ્રને સૂરજ જગમગે, આ સૃષ્ટિમાં
બહુચર અંબેની જોડ, સોહે પૃથ્વીમાં
તારલા ચમકે વ્યોમમાં, આ સૃષ્ટિમાં
ચોસઠ યોગિની તેમ, સોહે પૃથ્વીમાં
તિમિર હરે રવિ દેવના, આ સૃષ્ટિમાં
દૈત્યો હણ્યા અંબે એમ, સોહે પૃથ્વીમાં
તાંડવ નૃત્ય કરે શિવજી, આ સૃષ્ટિમાં
બહુચરમાં ચાચર તેમ, સોહે પૃથ્વીમાં
સુર સરી ગૂંજન મીઠડાં, આ સૃષ્ટિમાં
માત ગરબા ગૂંજન તેમ, સોહે પૃથ્વીમાં
સુરવર મુનિવર સેવતા, આ સૃષ્ટિમાં
સેવે શક્તિ સદાશિવ તેમ, સોહે પૃથ્વીમાં

*


### જાહેરખબર મેળવનાર

## એજન્ટોને

*

અમારૂં માસિક "શ્રીબોધ" આજે ઘણાં વરસથી નીકળે છે તે તો આપ પેપરનું કામ કરો એટલે જાણતા હશો અને સાથે બાળવિભાગ પણ આપવામાં આવે છે. એટલે સ્ત્રીઉપયોગી તેમ બાળોપયોગી જા૦ખ૦ આપ મેળવો તો અમો તમોને એજન્ટ તરીકે નીમીએ અને સારૂં કામ આપવાનો કોન્ટ્રાક્ટ કરો તો તે શહેરના અમો આપને સોલ એજન્ટ નીમીએ એટલે અમારા પર સીધી આવતી જાહેરખબરો પર પણ આપના કમીશનનો હક્ક રહે. તો આજેજ વિચાર કરી શરતો અને નિયમો મંગાવી લ્યો.

અત્યાર સુધી અમોએ તે ક્ષેત્રમાં બહુ રસ લીધો ન હતો પણ બહુ વિચાર પછી આ વિચાર પર આવ્યા છીએ.

સારૂં કમીશન, ઉદાર શરતો, અને જૂનું માસિક હોવાથી બહોળો ગ્રાહકોમાંજ ફેલાવો હોવાથી જા૦ખ૦ મેળવવામાં ઓછી તકલીફ પડે ચાલુ આવકમાં થોડા માસિક વધારો થાય તો અત્યારેજ શરતો નિયમો અને કોન્ટ્રાક્ટ ફોર્મ મંગાવી આપના શહેરના સોલ એજન્ટ બનો.

લખો:—

વ્યવસ્થાપક, જા૦ખ૦ વિભાગ
"શ્રીબોધ" કાર્યાલય
પીરમશા રોડ, અમદાવાદ.

# જ્વલંત જ્યોતિ

શ્રી હિંમતલાલ ઉમિયાશંકર દવે

(સોનાની સુંદર દીવડી રે લોલ—એ રાગ)



સૌમ્ય સોહંતા માઈ અંબિકા રે લોલ,
અંબિકા રે લોલ, અંબિકા રે લોલ,
અંબિકારે લો.......લં
સૌમ્ય સોહંતા માઈ અંબિકા રે લોલ (ટેક)
શિરે સોહે શ્યામ કુન્તલો રે લોલ,
સુરેખ સજ્યા તેં દિવ્ય અંગને;
જ્યોત જ્વલંત જગ જ્યોતિકા રે લોલ
જ્યોતિકા રે લોલ ૩
સૌમ્ય સોહંતાં૦

ભૂત ભાવિ વર્તમાન જાગતી રે લોલ
દ્રષ્ટા સ્રષ્ટા જન્મે હાઈ જો
જ્યોત જ્વલંત જગ જ્યોતિકા રે લોલ,
જ્યોતિકા રે લોલ ૩
સૌમ્ય સોહંતાં૦

વિશ્વે પ્રસાર આત્મ કિરણો લોલ,
હૃદયે તું ચાંપ એક જ્યોત જો;
જ્યોત જ્વલંત જગ જ્યોતિકા રે લોલ
જ્યોતિકા રે લોલ ૩
સૌમ્ય સોહંતાં

મૂર્ત સ્વરૂપ ચહું અંબિકા રે લોલ
તૃપ્તિના ઓઘ તારૂં દ્રવજો;
જ્યોત જ્વલંત જગ જ્યોતિકા રે લોલ
જ્યોતિકા રે લોલ ૩
સૌમ્ય સોહંતાં

નિરખું ચૈતન્ય–જડ, શક્તિઓ રે લોલ
સકળ સંસારમાં સુવાસ જો
જ્યોત જ્વલંત જગે જ્યોતિકા રે લોલ
જ્યોતિકા રે લોલ ૩
સૌમ્ય સોહંતાં

નિષ્કામી કર્મયોગી ઇશ્વરી રે લોલ
તારૂણી તાર ભવ પાર જો
જ્યોત જ્વલંત જગ જ્યોતિકા રે લોલ
જ્યોતિકા રે લોલ જ્યોતિકા રે લોલ
જ્યોતિકા રે લોલ ૩
સૌમ્ય સોહંતાં માઈ અંબિકા રે લોલ

## કહે, મા! તું ક્યાં?

તુ છે આગાસુરની ટોચે, કે પાવાને પ્હાડ,
ચુંવાળના એ રમ્ય ચ્યાચરે, તારો ક્યાં છે ગ્હાડ,
કહો મા ! તારો ક્યાં આવાસ ! હરદમ હૈયે એ અભિલાષ.
કોણ કહે તું જન્મ અજન્મા, ક્યાં નથી તારો વાસ ?
આખું અબ્ધુમાં એ વિલસી રહ્યો છે, તારો પુણ્ય પ્રકાશ
નમુ હું જગજનની ઓ માત ! ક્યારે દર્શન દ્યો સાક્ષાત.
સ્થૂળ—સૂક્ષ્મમાં વસનાગ ઓ, ગહન તત્વનાં જ્ઞાન,
સ્થળ સ્થળ તારી જ્યોતિ નિરખી, અંતર ઉપજે માન;
મારી વાણીનાં મૂક લ્હાવ, સ્વીકારો અંતરનાં એ ભાવ. હરિપ્રસાદ શ. દવે

## — હિંડોળે ઝૂલો —

આશા ને પ્રેમના ઐક્યથી મા, જોયો હિંડોળો મેં આજરે
અંબે ઝૂલો ઝૂલોરે–ટેક

ઈંગલા પિંગલાના દોર ગ્રહીમા, કેવા ઝૂલો દિનરાતરે...અંબે.
ધર અધરની બીચમાં મા શોભો છો નૌતમ શાનરે...અંબે
સાંકળ ગ્રહી મેં સ્નેહની મા હિંચોળું હિરદામાંયરે...અંબે.
આદ્ય શક્તિ તમેં આપ છો મા, જડ–ચેતનની સમુદાયરે...અંબે.
ભરી સુંદરતા નિરખી મા, આનંદ દિલ ઊભરાયરે...અંબે.
દશ દિશાના સૌ દેવતા મા, દર્શન કરતા આજરે...અંબે.
નયન તૃપા નાં છીપતી મા, દેવાધિ દેવના તાજરે...અંબે
સર્વ જગત–સર્વેશ્વરી મા, શાં શાં ગાઉં ગુણગાનરે...અંબે.
સર્વ સખીઓ આજ નીકળી, કંઇ નવલા સજી શણગારરે...અંબે.
અબીલ ગુલાલ પ્રેમ પુષ્પથી, આજ વધાવો અંબે માતરે...અંબે.
નવરાત્રિમાં હૈયે રમો મા, નિશદિન રહેજે સાથરે...અંબે.

ધનજીભાઇ બાલુરામ

## — અંબા આરાધન —

( ખાસ કરીને ગોર્યો ઉપર ગાવાનો ગરબો )

આવો આવો ને આજ સખિયો આજ, રંગે રમવાને,
સહુ સજી લો સુંદર સાજ, મનને ગમવાને.

રમવા જમવા આનંદ કરવા, કૂડ કપટ પરહરવા રે,
હરવા ફરવા સંપી સુધરવા, શુભ ગુણ ઉરમાં ધરવા–
રંગે રમવાને આવો. ૧

આ રમવાનું ટાણું જાણ્યું, અંબા આરાધનનું રે,
સુખ સંપત સૌભાગ્ય વધારે, કષ્ટ હરે તનમનનું–
રંગે રમવાને આવો. ૨

ભાવ ધરીને પૂજન કરીએ, ધ્યાન હૃદેમાં ધરીએ રે,
પ્રસન્ન કરવા ગૌરી માને, ભાવે ભક્તિ કરીએ–
રંગે રમવાને આવો ૩

કૂડ વચન તોફાનો તજીને, ગૌરીનાં ગુણ ગાઇએરે,
શુભ સંસ્કાર હૃદયમાં રોપી, લ્હાવો અનુપમ લઇએ–
રંગે રમવાને આવો. ૪

ગૌરી માના ગુણ આરે તો, એ વ્રત કીધું સાચુંરે,
પાસે જતા પણ જો લાગ્યો, તો વ્રત કીધું કાચું–
રંગે રમવાને આવો. ૫

જગજીવનદાસ દયાળજી મોદી

## — કનકેશ્વર દાદા —

રચયિતા—ચંદન બહેન

જય જય કનકેશ્વર દાદા, તમે દર્શન દો મહારાજ,
દાદા, કનકપુરમાં વસિયા, છો ભક્ત હૃદયના રસિયા—જય જય
દુર્ગા—કનકેશ્વર ઘાટે ચડશે, તેને અડસઠ તીરથ ફળશે—જય જય.
શિવ સાન્નિધ્યમાં છે બગીચો, તમે અમરત રસથી સિંચ્યો—જય જય.
એનાં ફૂલડાં દાદા ઝીલો, કરે રક્ષણ તરુનું કિલ્લો—જય જય.
નીર. નિરમળ વહેતી સરિતા, કંકાવટી શા નામ પુનિતા—જય જય.
ભર્યાં ભર્યાં દામોદર કુંડે, રૂડાં અમૃત ઝરણાં ફૂટે—જય જય.
શ્રાવણ માસે તે પૂજા ઘણેરી, વિધિ વિવિધ થાય અનેરી—જય જય
ચર્ચે ચંદન ચડે બિલીપત્ર, દાદા ભક્તોતણા શિરછત્ર—જય જય.
અર્ચે વિભુતિ પુષ્પ ધતૂરો, સાંબ મનના મનોરથ પૂરો—જય જય.
પંચભૂતોના આતમ તરવા, પંચદેવ આરાધન કરવા—જય જય
દાદે વાંઝીઆને પારણાં બંધાવ્યાં, દાદે પાંગળાને ગિરિ ચડાવ્યા—જય જય.
નમું શીતળા મૈયા પાસે, મૈયા દુખડાં સૌના વિદારે—જય જય
વંદુ વંદુ આ પાર્વતી માતા, સૌના હૈયને દેજો શાતા—જય જય
કહે ચંદન ચરણે નમતાં, ગુણ દાદા ગાવા ગમતા—જય જય.

ટીપ—ગ્રામ્ય પ્રવાસમાં એક શાંત સંધ્યા સમયે રળિયામણી સરિતાને તટે મહાદેવના મંદિરમાં સૌમ્ય સ્વરૂપા બહેનના કંઠમાંથી ઝીલેલું આ અંતરની પ્રાર્થનારૂપ મંગળ કાવ્ય એમની અનુજ્ઞાથી અમે પ્રગટ કર્યું છે. વંદનીય વૈધવ્યના પાવિત્ર્ય વિના આવી પ્રાર્થના ક્યાથી ઉદ્ભવે ?

—સંપાદક

## જય જગદમ્બે

શ્રી માતાજીની સ્તુતિ

(ને. ના. મર્હૂમ ઠાકોર શ્રી મૂળવાજી સાહેબ, સં.. કોટડા સાંગાણી)

ભાવે ભવાની ભજી લે
સમજ મન ભાવે ભવાની ભજી લે
પ્રેમ ધરીને પ્રણામ કરીને
માજી માજી તું રટી લે . સમજ
કઠણ યુગ આ કાળ તણો છે,
નેહથી નામ જપી લે....સમજ
શીશ ધરી તું પાય પડીને
જન્મ કૃતાર્થ કરી લે... સમજ
નૃપ મુળવાજી નેહે નમે છે
કષ્ટ સૌ તેનાં હરી લે....સમજ
જીવન જુગમાં એક અંબેને
હરહર મુખથી ક્હી લે... સમજ

★

## રાસ રમીએ

ચાલો સખી ચાલો સખી ગરબ રમીએ
સખી રાસ રમીએ. (ટેક)
ભાગત મૈયાની શોભા વધારીએ,
શણગાર સદ્ગુણ અંગપરે ધારીએ,
દેવીના ચરણે નમી નમી, હસી હસી
મૂર્તિ નિહાળીએ રે—ચાલો.
સખી સાહેલી મળી ગરબાં ગૂંજે ગીત
નંદનવન શા ચોકમાં, અંતર અમૃત નિત
નમી નમી, ગળી નમી ગરબા ગંજાવીએ રે—ચાલો.
ચમકે ચાંદલિયો અજવાળી રાતમાં,
ટમકે છે તારલા અંધારી રાતમાં,
ઝણકે ઝાંઝર, શિર પર ગાગર,
નવરાતે નવરંગ લાવીએ રે—ચાલો.
બચુભાઈ સી પરમાર.

★

# વિવિધ કાવ્ય પંકિતઓ

એક પ્રશ્ન સહેજે થાય કે ' ગરબા–અંક 'માં સળંગ કાવ્યો લેવાને બદલે આવી કાવ્ય પંક્તિઓ લેવાની શી જરૂર !

પરંતુ મને એવો વિચાર આવ્યો કે ઉત્તમ કાવ્યો તો ઘણાં છે. અને તેટલાં બધાં કાવ્યો આવા નાનકડા અંકમાં લઈ શકાય પણ નહિ, તો પછી રાસ–ગીતોમાં રહેલું સત્ત્વ સોહામણું જે કાવ્યતત્ત્વ છે જે ગેયતામાં એવું તો પ્રવાહિત બની જાય છે કે આપણને તેની અર્થઘનતા જરાપણ ખૂંચશે નહિ. રાસ ગીતોમાં જે તત્ત્વ જોઈએ તે સઘનતા વગર સરળ રીતે રજૂ થયું છે. તે જોઈ આપણને આવાં રાસગીતો અને તેની પંક્તિઓ ખૂબ ગમે છે. પ્રત્યેક પંક્તિમાં કાંઈક નાવિન્ય અને નવીન ભાવના મૂર્તિમંત રીતે આપણને નજરે પડે છે.

રાસયુગના પિતા મહાકવિ ન્હાનાલાલની અમર કૃતિઓમાંથી આવી પંક્તિઓ લેવાની અનુમતિ આપવા બદલ. ભાઈશ્રી આનંદ ભાઈનો હું ખૂબ ઋણી છું.

( સંપાદક )

## (૧) રાસ

આભે લખ્યો કંઈ અક્ષર ઉકેલનાં
હાથમાં આવ્યા તારલા જીરે;
રસની રસીલી કાંઈ સજનીઓ ! આવજો
કંઠે ઝુલાજવજો એ હારલાજી રે !
ચાંદની રાતને કેસરિયા તારલા;
રૂમઝૂમ રૂમઝૂમ ખેલજોજી રે;
ઉરને આંગણ ધમકે ધમકતાં
અઢળ આનન્દે રેલજો જીરે !

અ. ફ્રે. ખબરદાર



## (૨) તલાવડી

અમીરસ પાણીડાં પાંખાળી પાવડી
બીજું ત્યાં આભને વાંછળે જી રે;
ભીંજે સુરજને ભીંજે ચાંદલિયો
નવલખ તારલા નીતરે જી રે;
ઝપકતી ઝપ ઝપ સોનેરી વાદળી
ફરે ગગનમાં ફૂંદાંે જી રે,
રસબસ હૈયાં ભીંજે રસીલાં
ભીંજે મારી નવરંગ ચુંદડીજી રે.

ત્રિભુવન ગૌ. વ્યાસ



## (૩) આત્મ ગુંજન

તૂટો, ઓ આભ ! ફૂટો ધરતીના રસકૂપ,
ધોધ દિગન્ત ઢાળવીજે જી રે,
પ્રલયને પૂર સ્વયંનૂર તરે હંસલો,
સનાતન સત્યથી જ ભીંજે જીરે. મેઘલી

કેશવ હ. શેઠ



## (૪) અટુલો

સૂના સરવરિયાની સોનેરી પાળે
હંસોની હાર મારે ગણવી હતી
ડાળે ઝુલંત કોક કોકિલાને માળે
અંતરની વેદના વણવી હતી.

ઉમાશંકર જોશી



## (૫) ગરબો

ઘુમેછે સૂરજને ઘુમેછે ચાંદલો .
ઘુમેછે નવલખ તારલા જીરે,
ધરતી ઘુમેને રહેનો ધારનાર ઘુમે
ઘુમે કલાનાથ ન્યારા જીરે ઘુંપે.

સૌ. જયમનગૌરી પાઠકજી



## (૬) આવા ગમન

જીવનનાં જેમ ભરી આવી'તી વાદળી,
માગ્યા તે મેહુલા અરપી ગઈ;
ધરતીના તાપને દુનિયાના દુઃખને
આતમના ભોગથી તરપી ગઈ;
\+ + + + +

અંતરનાં પુણ્ય ભરી આવ્યો'તો વાવરો,
પગલાંથી પાપને ફૂંકી ગયો
રગરગના તાનને ઉરના ધબકારમાં,
મુક્તિની વાંછના મૂકી ગયો.

રામપ્રસાદ શુકલ

## ૭

માતાની ગોદમાં પોઢેલા બાળના
ભાલ પર સોણલાંનાં ચુંબન કરું;
સૂરજના સારથિના ડચકારા આવતા,
ફુલ વાડે ધરણીમાં પાછી ફરું
રૂપેરી વાળ મ્હારે સોનાની પાંખ બે,
પાતળી કન્યકા હું સોનાપરી;
બાળકોની મશ્કરી હું રોજ રોજ આદરું
આથમતી રાત કેરી મુસાફરી

કૃષ્ણલાલ શ્રીધરાણી

## ૮ સંદેશ

પૂરે સૂર્યોદયના પીંછાં પોપટિયાં
રંગેડે દેવનાં ઉનારા રે લોલ
પશ્ચિમ પતગિયાની પાંખો રાસકડાં
વીંઝે અહીં સ્વર્ગ પલકારા રે લોલ
ચંદાની દૂર દૂર ચમકે કોડી ત્યાં
ઉકળે મહેરામણુ ખારા રે લોલ

\+ + + + +

હૈયાના હોજ આ હેલે ચડયા હો !
રેલેછે આત્માના ઓવારા રે લોલ
આવો, આવો રસ આંગણુ રસિકડાં !
ઝીલજો સંદેશ અહીં ન્યારા રે લોલ !

અં' ફે. ખબરદાર

## ૯ ગોવાલણુ

દેવોની ભોમનીરે માથે છે મટકી,
ગોરાં ગોરસવાળી
ગોવાલણુરે ! ગોકુળ ગામની
સાકરની છીપોને હેડાં માનવનાં,
ગોરસ પાઇ પાઇ ઠારું ! ·
ગોવાળણુરે ! ગોકુળ ગામની

રામનારાયણુ પાઠક

## ૧૦ જળઝીલણી

ચન્દાને ચોક ચડી ચાંદની રે, સહિયર ! આવો.
આશાભરી ઉભરાય રે, સહિયર ! આવો.
થીજી શી શારદ રાતડી રે, સહિયર ! આવો.
મીટે મીટે મલકાય રે, સહિયર ! આવો.
પ્રીતિને પૂર જગતઝીલણી રે, સહિયર ! આવો.
સેરે સેરે નવાં નીર રે સહિયર ! આવો.
હૈયે તરંગ રૂડાં હીંચતા રે, સહિયર ! આવો.
તેજે ભર્યાં એનાં તીર રે, સહિયર ! આવો.

દા. ખુ. બોટાદકર

## ૧૧ શરદનો રાસ

પ્રાણુને ઉંડળ એ જમકે અનેરી
હરિ એને જગને ઓઢાડી તેજ-કન્થાઃ
હો ! ચન્દા જો ! આભકેરે ઠાઠડે ઊગેઠ !

\+ + + + +

વિશ્વ-વાંસળીમાં આજ પ્રેમ-સુર વાગે
હાંરે એના હૈયે પડે પડછન્દાઃ
હો ! ચન્દા જો ! આભ કેરે ઠાઠડે ઊગેઠ !

સ્નેહરશ્મિ

## ૧૨ વિશ્વ રમણા

દેવોનાં પુણ્ય તણા પરિમલ પ્રગટે છે;
આવો, સુગન્ધ લેનારાં!
કે વિશ્વ આજ રમણે ચઢે છે

વિશ્વનો મહાન કલાકાર ચીતરે છે
આવો, એ ચિત્રનાં જોનારાં!
કે વિશ્વ આજ રમણે ચઢે છે

સુમન સુમન-માટે પરાગ પાંગરે છે;
આવો, પ્રકૃતિ પૂજનારાં!
કે વિશ્વ આજ રમણે ચઢે છે.

જનાર્દન પ્રભાસ્કર

## ૧૩ હૈયા સૂનાં

નિર્જન વનવગડે, અલિ વાદળી!
જળ શાં ઢોળવાં અમથાં?
રચે રમઢોળવાં અમથાં!

એવાં હૈયાં સૂનાં સમીપ
વિતક શાં બોલવાં અમથાં!
હૃદય શીદ ખોલવાં અમથાં!

સાખી:
ચાતક જળવણ ટળવળે મેઘ ચાહ્યો ઘનઘોર;
ગર્જન કિંતુ જુઠાં જમ એવુંજ નઠોર.

કેશવ હ. શેઠ

## ૧૪ અગોચર દેવમંદિર

સાખી:
અદ્ભુત ને ઓજસભરી ભારી મૂર્તિ શ્યામ,
જ્યોતિમાં જ્યોતિ મળી;
જીવન જપ્યું શાંતિનું વિશ્રામે, રે
સાહેલડી! દેવનાં

નાનાલાલ દ. પટેલ

## ૧૫ વસંતની વનદેવી

આજ કૂંપળને પાન, પગ દેતી રમવા નિસરી;
રમવા નીસરી કુંકુમ પાથરી રે
+ + + + +
આજ સોળે શણગાર, શોભન્તી રમવા નિસરી
રમવા નીસરી સુખભર સુન્દરી રે.
આજ વનદેવી નાર, નવ રૂપે રમવા નીસરી
રમવા નીસરી, વિશ્વની ઇશ્વરી રે

ઝવેરચંદ મેઘાણી



## ૧૬ પ્રયાણ—ઘડી

ભરશે પ્રભુ-પ્રેમની જ્યોત પંથ પ્રકાશે રે!
રે! વિરાટ કેરા ઘાટ સ્વાગત ગાશે રે!
નહિ, રજની! આંસુ સાર, દિશાઓ! રોશો મા!
આ પ્રયાણ-ઘડી અભિરામ: પાછું જોશો મા!

સ્નેહરશ્મિ



## ૧૭ સ્વયંવર સોહામણુ

હૈયાને હોજ રોજ રમતેલો હંસલો
એની વાટે કંટક કોઈ વાવશોમા—ગોરી
સૌન્દર્ય અંધ, સ્થૂલ સ્નેહના શિકારી!
કનક, રૂઢિના ચાપે ચઢાવશો મા—ગોરી

કેશવ હ. શેઠ



## ૧૮ ફુલની પાંખડી

ફૂલની પાંખડી લ્યો પ્રાણ,
ઉરની એ અધૂરી લ્હાણ,
અમીમય આંખને અહેસાન
ફૂલની પાંખડી લ્યો, પ્રાણ!
+ + + + +
અનંત દલ પર વ્હાલાં વ્હાલે
અમરવેલ સુરતરૂ સમ ઝૂલે
પ્રતિલક્ષ્મી પ્રભુમય પ્રકટે
ત્યાં પ્રભુતાનાં રસપાન! ફૂલની.

લલિતજી

## ૧૯ અંતર્જ્યોતિ

જે કાંઇ જેવું છે તેવું બતાવતી
ભ્રાંતિને ટાળીને સ્વરૂપને જણાવતી
અન્ય સર્વ આસક્તિ ત્યાગી, વિરાગી ! કોઇ
રશ્મિ ઝીલો, રશ્મિ ઝીલો ! મ્હારા૦

ઉપેન્દ્રાચાર્ય

O

## ૨૦ જ્ઞાન–ગોરસ

વિશદ અવિચ્છિન્ન બ્રહ્મ-ધ્યાન ઉરે રાખો;
ગોરસ ચાખી ગોરસનિ ફોડો નાંખો
હેળે ધીરે ઉતારી મટકી મ્હારી, રસવિહારી ! ભલાં
ગોરસ લ્યો, ગોરસ લ્યો. કોઇ૦

ઉપેન્દ્રાચાર્ય

## ૨૧ બંસુરી

બંસુરી, તૂ કવન ગુમાન ભરી ?
સોનેકી નાહિ, રૂપેકે નાહિ.
નાહિ રતન જરી......બંસુરી
જાતસિફત તેરી સબ કોઈ જાને ?
મધુબનકી લાકી......બંસુરી
પ્યારી ભયો જબ હરિમુખ લાગી !
બાજન બિરહ ભરી......બંસુરી
સુરશ્યામ પ્રભુ ! અબ કયા કરિયે ?
અધરન લાગત રી......બંસુરી

સુરદાસ

## ૨૨ શ્યામ રંગ સમીપે

શ્યાના પ્રિતમ સાથે સુખે નીમ લીધો
મન કહે પલક ના નિભાવું-મ્હારે આજ૦
ઘણી શ્યામ રંગ સમીપે ન જાવું -

દયારામ

## ૨૩ ભારતી સંગીત

સાખી:–ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર;
રમે સિન્ધુ, કાવેરી જ્યાં રમ્ય નર્મદા નીર,
ગુર્જરીને બંગ સુંદરી મળી રે લોલ
કાશ્મિરી, દ્રાવિડી, મહારાષ્ટ્રિ. રજપુતાણીઓ
રે લોલ.
આવો બ્હેની ! એકતાન વાઇએ રે લોલ

રામમોહનરાય જશવંતરાય

## ૨૪ સમ્ભારણાં

ફુલડાએ છલકાતી છાબડી રે,
સ્મરણો એ છલકાતું ઉર રે, સાહેલડી
છલકાતાં નિંદર સોણલાં રે

સ્મરણોજ સંયોગ સાંપડે રે,
દિલનો દિલાવર દૂર રે સાહેલડી !
દર્શન વિણ દિન દોહ્યલા રે !

કેશવ હ શેઠ

O

## ૨૫ જોગીરાજ

દેહે મહેલ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સુવર્ણ શા વિશુદ્ધ, અલબેલડી !
ધર્મે પિતુશા નમ્ર એક જોગીરાજ એ,
શૌર્યે સિંહશું શોધ દ્ધે અલબેલડી !

\+ × +

જોગી પરભોગી લુખા ભૂખ્યે નારાજ છે,
જોગીને વહાલો જીવનભોગ : અલબેલડી !
મુક્તિને પન્થે મળ્યો એક જોગીરાજ એ,
માનવ ઉર મન્દિરને મોહ : અલબેલડી !
જોયા બ્રહ્માન્ડ ઘૂમી એક જોગીરાજએ.

કેશવ હ. શેઠ

☆

## ૨૬ કલાપીને સંબોધન

આજે ને અજવાળે આંખલડી સખિ !
અંતર ઉપર ઉઘડે આલમનૂર જો !
હેત હૈયાની વહતી વાજે વાંસળી,
ઉડે સ્વર આકાશી અંદર દૂર જો ! સુરતાની૦
નંદનવનના પ્રાસાદોની ટોચથી
મધુરી કેકા આજે શી ઊભરાય જો !
સુરભીઓની સાથે સંસારે સરી,
અંતર્દ્વારે ગીતા શી અથડાય જો ! સુરતાની૦

મણિશંકર ર. ભટ્ટ (કાન્ત)

●

## ૨૭ વ્યોમ વિહાર

વ્હાલા ! ચાલો કરિયે વ્યોમવિહાર જો !
બીજ ચન્દ્રનું કરી અનેરું હોડલું
ધૂમકેતુનું લઇ હલેસું હાથ જો !
રસનાવિક થજો, પ્રિયતમ ! ત્હેમાં હમે,
ધ્રુવતારક પ્રતિ ધપશું આપણ સાથ જો—વ્હાલા

જનાર્દન પ્રભાસકર

☆

## ૨૮

" આવેલ આશા ભર્યાં રે "
આશા ભર્યા તે અમે આવિયાં,
તે મ્હારે વ્હાલે રમાડયા રાસ રે.
આવેલ આશા ભર્યાં રે.
શરદ પૂનમની રાતડી ને
કાંઇ ચાંદો મ્હાલ્યો આકાશ રે—આવેલ

નરસિંહ મહેતા

○

## ૨૯ સન્દેશ

બીજે હૈયાનો હીરલો,
મ્હારા ભીંજાય નવરંગ ચીર રે : આંખડી૦
ચન્દા ચટકતી ચાલતા
જરી સુણજે વિજોગની વાત રે : આંખડી૦
એક સન્દેશડો આપજે.
મ્હારી ઝૂરી મરે જનાં માત રે : આંખડી૦

દા. ખુ, બોટાદકર

○

## ૩૦ માનીતોની આંખ

શોકયના સાહ્યબાને જઈ એટલું કે' જો,
તારી માનીતીની ફૂટી આંખ રે, મેંદી૦
હાલો, સિપાઈઓ ! હાલો બાધબંધીઓ !
હવે હલકે બાંધો હથિયાર રે, મેંદી૦

રઢિયાળી રાત

○

## ૩૧ કાનુડો કામણગારો

કાનુડો કામણગારો રે, સાહેલી !
આતો કાનુડો કામણગારો રે !
કાનુડો કામણગારો રે રસસાવેની રૂપાળો,
આ શું આંખલડીનો ચાળો રે ! સાહેલી૦
રંગે રાતો મદ માતો વાંસળીમાં ગીતો ગાતો
નયણાં શું કરે વાતો રે ! સાહેલી૦

દયારામ



## ૩૨ અભાનોર્મિ

સાંભળી- કોણ કે' રે ! શ થકી વખાણી લેશે !
ન કહ્યે કે'વાઈ રે'શે રે ગમને૦
પ્રેમ જે કહી બતાવે પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવે રે ગમને૦

મણિલાલ નભુભાઇ



## ૩૩ નીંદ ભરી

છીપોની વેલડીને જોડયા જળઘોડલા,
બેસીને બ્હેન જાય મુસાફરી !
...બ્હેની બાની૦
સાતે સિંધુને તીર શફરી રે કીધી,
સૂરજ ઉગ્યોને બ્હેન આવ્યાં ફરી
બ્હેની બાની૦

ઝવેરચંદ મેઘાણી



## ૩૪ "મેહુલો અને માધવ"

મહુલો ગાજેને માધવ નાચે,
　　રૂમઝુમ વાગે પાય ઘુઘરડી રે.
તાલ પખાજ વગાડે રે ગોપી.
　　કૃષ્ણ વગાડે વેણુ વાંસલડી રે:—મેહુલો.

\+ x +

ધન્ય બન્સીવટ, ધન્ય જમુના તટ,
　　ધન્ય વૃન્દાવન અવતાર રે:—મેહુલો૦
ધન્ય નરસૈયાની ઝીભલડી જેણે
　　ગાયો રાગ મલ્હાર રે:—મેહુલો૦

નરસિંહ મહેતા

## ૩૫ "રાધાજીની નથની"

નાગર નન્દજીના લાલ! રાસ રમન્તાં મ્હારી
　　નથની ખોવાઈ,
કૃહાના! જડી હોય તો આલ, રાસ રમન્તાં મ્હારી
　　નથની ખોવાઈ—નાગર૦

\+ + x

વૃન્દાવનની કુંજગલીમાં ટૌકા કરે છે મોર
રાધાજીની નથનીનો શામળિયો છે ચોર ચોર—નાગર૦

નરસિંહ મહેતા

## ૩૬ હો વાંસલડી

વેર ઘણું છે ત્હારી ઉપરમાં હો વાંસલડી!
ભલા તું'થી ભાલા-તલવાર રે, હો વાંસલડી—મીઠી૦
એકીવારે તું હણી નાંખતી, હો વાંસલડી!
ભૂંડી! થોડે થોડે મા માર રે, હો વાંસલડી—મીઠી૦

દયારામ.

## ૩૭ દિવ્ય સુન્દરીઓનો ગરબો

ચંદ -સાખી-

પ્રેમી જોડાં કલહમાં રીસાએ ક્ષણવાર
રહેતાં હૃદયે રોતી ચઢ હું પ્રેમ અમીની ધાર
　　રસીલી ધાર અમીની તેને પાયાં

નરસિંહરાવ ભો. દિવેટિયા,

## ૩૮ દિયોર

દરિયો ડોલેરે સાંઝમ રાતનો
　　ઝુલે જાણે પારણે મ્હારો વી
　　　　મધરાતે
　　સૂતા વીરાની દોરી ત
છલકે મોજાંને છોળો મારતી
　　ખૂંદે જાણે ખોળલા મ્હારો વી
　　　　—મધરાતે
દરિયો ગાજેરે સાંઝમ રાતનો
　　માવડી જાણે વીરને હાલાં ગા
રોતા વીરાની દોરી તાણતી—મધરાતે
દરિયો મલકે ને ડેલર ફીણ વળે,
　　મલકે જાણે વીર મ્હારાનાં મુખડે!
　　　　મધરાતે મ
રોતા વીરાની દોરી તાણતી

ઝવેરચંદ મેઘા

## ૩૯ ચુંદડી

ચૂંદડી ચાર રંગમાં બોળી!
લાલ પીળા પરભાતમાં બોળી,
ચાંદલી પૂનમ રાતમાં બોળી
મેઘધનુના ઘોધમાં બોળી
　　—ચૂંદડી

\+ ÷ +

ચુંદડી ચાર છેડલે ફાટી
　　રાસડાં લેતા તાળીઓ દેતા
સાગરે નાં'તા નીરમાં ફાટી—ચુ

ઝવેરચંદ મેઘા

## ૪૦ અષાઢી સ્હાંજ

અષાઢી સ્હાંજના અંબર ગાજે
　અંબર ગાજે મેઘાડમ્બર ગાજે! અષા

\+ + +

વીરાની વાડીઓમાં અમૃત રેલે
　　અમૃત રેલે, ભાભી ઝરમર ઝીલે અષા
ભાભીની રાતી ચોળી ચુંદડી ભીંજે
　　ચુંદડી ભીંજે, ખાજ બેટા રીઝે અષા

ઝવેરચંદ મેઘાણી

## ૪૧ ચાંદલિયા

મેઘે અભોંજિયા રે કે અમીએ ભીંજાવો–ચાંદલિયા
પથ્થરના ઉરથીરે કે ફૂલ પ્રગટાવો–ચાંદલિયા
હાસ્ય અમી વેરતા રે કે જગત બધે પળજો, ચાંદલિયા
વરસ પીતે ન ત્યાં રે કે મ્હેલા વગજો ચાંદલિયા

રામનારાયણ પાઠક



## ૪૨ બંસીની ધુન

ક્હાન ભાન ભૂલાવેજો ! બંસીની ધૂનમાં;
બંસીની ધૂનમાં, બેસે રસતાનમાં—ક્હાન

\+ \+ \+

ફરકે અલકલટ બંસીની ધૂનમાં
નયને જાદુના પ્રકાશ, રાજ—ક્હાન
થંભ્યાં પંખેરૂં ક્યાંય પંખીની ધૂનમાં
ઉડે અજબ ક્યાંય સુરરાજ—ક્હાન

સૌ. દીપકબા દેસાઇ



## ૪૩ રામનામ

સીતા રામનાં સંતાન !
પુણ્યભૂમિનાં સંતાન !
પુનિત પગલે ગૃહે ગૃહે સીતા સતી પધારે
પત્ની ભક્ત પતિરામ જીવનમાં ઉતારે
હિંદ સ્વર્ગને સમાન
રામ સીતાને ગાન
સહુ ભારતી સન્તાન
આવો હો રામ નામ ઝીલવા

ગો. હા. રાયચુરા



## ૪૪ ભારેલો અગ્નિ

જો ! જો ! અગ્નિ ભર્યો છે અહીં રાખમાં
એમાં ભારમે ધૂપ્યાં છે અંગાર જો ! જો !

× × ×

[illegible]
કરી દેશે દુનિયાને ખુવાર જો જો.
બધે પ્રલયની જ્વાળા ફેલાવશે
એની સાથે રમતાં ખાશે હાર જો જો !

જનાર્દન પ્રભાસ્કર



## ૪૫ શરદનો રાસ

સૌન્દર્યના કિરીટ શો અભિરામ ચંદ
ઉછાળતો હૃદય ઊર્મિંથી પોયિંસાનું
જે સાંભળે પ્રથમ મંગળ ઘોળ લગ્ને
શરદ–વિરાટ કેરો
પ્રગટ ઉઘાડ ખૂલ્યો
અંતરનો એક રંગ
આજે જગાવરે આજ

દેશળજી પરમાર



## ૪૬ મધુવનમાં

અમો અંજન નયને કરી રસમય કીધાં ઉર
દૈત સ્મૃતિપથથી જતાં વહે સ્નેહનું પૂર
આવો, આવો, રસિયે વહાલાં, સ્નેહ રસે ભેલી લ્યોરે;
મધુ વનવિટપે ભમતાં ભમતાં કુસુમ મોદ શું ઝીલ્યોરે

હારમલન



[ નંબર ૪૭ થી ૫૭ સુધીની કાવ્યપંક્તિઓ રાસગીતના સર્વોન્નત શિખરે વિરાજતા મહાકવિ ન્હાનાલાલના 'ન્હાના રાસ'માંથી ઉધૃત કરી છે. ]

## ૪૭ રાત

જ્યહાં સિંહણ નિજ સન્તાન ધવરાવે જાણે,
જ્યહાં સાગર ઊછળે નીર મોતીની પાણે;
જ્યહાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને આપ્યાં,
જ્યહાં સ્થળ સ્થળમાં ઇતિહાસ શૂરના સોહાન;
એ અદ્‌ભુત દેશની બાળ, સમરીને વીર સતી,
સૌરાષ્ટ્ર તણી સન્નાર! પધારો ભાવવતી.



## ૪૮ હૈયાની વાંસળી

હૈયાના હેત ભરેલી વાંસળી વાગી !
વાંસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી;
દુનિયાના દંશ દેતી વાંસળી વાગી.



## ૪૯ શિયળ

સખિ ! આત્માના આંગણું મં વાળો,
શિયળને સંભાળો, સંભાળો:
સખિ ! દેહના કલકી મોહ ટાળો,
શિયળને સંભાળો, સંભાળો:
સખિ ! સોહાગ સ્વામીનો રૂપાળો,
શિયળને સંભાળો, સંભાળો:



## ૫૦ એ દિવસો

પલ્લવનાં પલ્લવનાં પાલવ પાથરી
પંખી પ્હોડમાં ઓઢીને પાંખ શું પાળજો ।
વિલસે આજ જગત સહુ રસના અંકમાં,
અજબ વિલસતી અલબેલી તુજ આંખ જો ।
એવા રસદિવસો યે
પ્રિયતમ ! વહી ગયા.

## ૫૧ ફૂલડાં કટોરી

ચન્દ્રોએ અમૃત મોકલ્યાં, રે બ્હેન !
ફૂલડાં કટોરી ગૂંથી લાવ;
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

+ x +

ફૂલડાંમાં રેવની હયેળીઓ, રે બ્હેન !
રેવની કટોરી ગૂંથી લાવ
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

## ૫૨ મ્હારું પારેવું

મ્હને પછું આણીને પેલું આપો રે પ્રાણ મ્હારૂં પારેવું:
પેલી પુરવે હો ! બાંધેલી પાંખ : પ્રાણ ! મ્હારૂં પારેવું:
મલ્લિકુલ જેવી ફૂલગી નયનનું રે પ્રાણ ! મ્હારૂં પારેવું
લાવો મારી એ નેહ ભરી આંખ, પ્રાણ ! મ્હારૂં પારેવું

## ૫૩ સૂનાં સૂનાં સ્નેહધામ

સ્નેહધામ સૂનાં સૂનાં રે :
પાનાં પ્રારબ્ધનાં ફેરવું,
મહીં આવે વિયોગની વાત રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે

## ૫૪ પૂછશો મા

જગના જોદ્ધા ! એક આટલું સુણી જજો:
પ્રારબ્ધનાં પૂર સ્હામે ઝૂઝશો મા :
મારા હૈયાની વાતડી પૂછશો મા:



## ૫૫ અષાઢી વાદળી

વીજે ભરી હો ! વીજે ભરી
આ અષાઢી વાદળી વીજે ભરી
ચોમેર ચમકે છે દૃષ્ટિની દામિની
આંખડીની આશ એ શું ચારુ ચીતરી !
આ અષાઢી વાદળી વીજે ભરી,



## ૫૬ બ્રહ્મ વીંઝણો

નીલો કમલરંગ વીંઝણો, હો નન્દલાલ,
રઢિયાળો રતન જડાવ, મોરા નન્દલાલ,
બ્રહ્મા વીંઝે બ્રહ્મ વીંઝણો હો નન્દલાલ.

+ + +

દાંડી બ્રહ્માજીના હાથમાં, હો નન્દલાલ,
માનવીના ભાગ્યના એ બેત, મોરા નંદલાલ
બ્રહ્મા વીંઝે બ્રહ્મ વીંઝણો હો નન્દલાલ



## ૫૭ હું તો સન્યાસિની

કન્થા ધરી મારા કન્થની
હું તો સન્યાસિની,
મ્હારે અંગ અંગ ઊપડે સંસાર
રહો ! હું તો સન્યાસિની
જાપ જપું મ્હારા સ્વામીના,
હું તો સન્યાસિની.
એના પડઘા ઝીલે નરનાર.
–રહો ! હું તો સન્યાસિની.



# નારી જગતનાં × × × × ×

## સ્વાસ્થ્ય અને સૌંદર્ય માટે—




+ **ભૃંગરાજ તેલ:**—વાળને કાળા અને લંબા બનાવે છે મગજને ઠંડક આપે છે ખરી પડતા વાળ અટકાવે છે શાન્ત નિંદ્રા લાવે છે

+ **અશોકારિષ્ટ:**—સ્ત્રી સુલભ દર્દો જેવા કે —
  * પ્રદર, * અનિયમીત માસીક,
  * સુવારોગ * વંધ્યત્વ વગેરે
  મટાડે છે

+ **દંતમંજન:**—દાંતનુ સ્વાસ્થ્ય અને સ્વચ્છતા જાળવે છે દુર્ગંધ દુર કરે છે

+ **સૌરાષ્ટ્રીય બિન્દુ:**—ગાભમા ગયા ના વાથી આમો મા ઠે ડ અને ત ા ન

# -જામનગર શાર્ઙ્ગધર લેબોરેટરી લિ.-

## ——જામનગર (સૌરાષ્ટ્ર)——

અમદાવાદ એજન્ટ — એમ નારણદાસની કુંપની રાયપુર ચકલા

સુરત એજન્ટ — શ્રી જગદંબા મેડિકલ સ્ટોર, નાણાવટ, મેનરોડ

ભરૂચ એજન્ટ — ગાંધી મેડીકલ એન્ડ જનરલ સ્ટોર્સ

વડોદરા એજન્ટ — શ્રી સ્ટોર્સ મામાની પોળ સામે, રાવપુરા રોડ

ગૃહસ્થકુટુંબો, સ્ત્રીઓ અને બાળકોનું માનીતું જૂનામાં જૂનું માસિકપત્ર




વર્ષ ૯૨ : નવેમ્બર : ૧૯૪૮ અંક ૧૧ મો

# નૂતન વર્ષાભિનંદન

આજના મંગળમય પ્રભાતે ગુજરાતનું જૂનામાં જૂનું સ્ત્રીબોધ માસિક આપને અભિનંદન પાઠવે છે. આપને નૂતનવર્ષ મંગલકારી નિવડે, આપની તન, મનની સુખાકારી વધે, કુટુંબ ક્યારી નવવિકસિત બને એવા આશીર્વાદ આપને વિક્રમ સંવત ૨૦૦૫ના મંગળ પ્રભાતે સ્ત્રીબોધ પાઠવે છે.

સ્ત્રીબોધ પોતાના ભૂતકાળ તરફ મીટ માંડી જુએ છે તો જણાય છે કે તે વખતે એટલે આજથી લગભગ બાણું વર્ષ પહેલાં ગુજરાતમાં કેળવણીનો અંધકાર હતો. ચારે બાજૂ અજ્ઞાનતા અને રૂઢિના ચોકઠા તૈયાર થયેલાં હતાં. કોઈનામાં રૂઢિના બંધનો તોડવાની તાકાત ન હતી, એ સમયે સ્ત્રીબોધે ગુજરાતની ઘણી જ ઊંચા પ્રકારની સેવા કરી છે.

તેણે ચડતી અને પડતીના રંગ જોયા છે, બ્રિટિશ સલ્તનતનો વીંઝાતો કોયડો નિહાળ્યો છે, પૂજ્ય બાપુજીના સાબરમતી આશ્રમની આનંદ લહરી જોઈ છે, અને કેટલીયે વીરાંગનાઓની શહાદતનાં વર્ણનોગાર્યાં સ્ત્રીબોધના પાનાં આજે ફોરે છે. સ્ત્રીબોધને આજે પોતાનું ભૂતકાળનું સ્મરણ નવાં નવાં રોમાંચ ઊભા કરે છે. નવી નવી ભાવના અને આદર્શોનાં ઉત્કટ સંવેદનો જાગે છે.

આજના નવસર્જનના ઈતિહાસમાં સ્ત્રીબોધ પોતાનું સ્થાન મેળવવા કટિબદ્ધ બને છે, આજના પરમ મંગલકારી પુનિત દિવસે એના વિચારો આપ સર્વની સમક્ષ રજૂ કરે છે. ઈશ્વર ઇચ્છા હશે તો તે વિચારો જરૂર મૂર્તિમંત બનશે. અને પોતાના આદર્શોને તે વાસ્તવિકતામાં રજૂ કરી શકશે.

તેનું મન આજે ગુજરાતની પ્રત્યેક બહેનના હાથમાં જાય તે જોવાનું છે, તેની પ્રસિદ્ધિ માટે તે સર્વસ્વ સ્વાર્પણ કરવા કટિબદ્ધ છે. તેમાં આપ સર્વનો યત્કિંચિત્ સાથ માગે છે. આશા છે કે આપની સેવા અવશ્ય સ્ત્રીબોધને મળશે.

વિશ્વનો નિયમ છે કે દરેક ઉપર કાળનો પંજો એક વખત આવે છે, તે નિયમે કાગળની અતિશય મોંઘવારી અને બેહદ પ્રિન્ટીંગ ખર્ચ તથા ગ્રાહકોની અગવડતા વગેરે કારણોને લઈ સ્ત્રીબોધ જરા નરમ પડ્યું છે. તેની અમને સંપૂર્ણ જાણકારી છે. પરંતુ

આજના શુભ દિવસથી તેણે પ્રતિજ્ઞા કરી છે કે દેહં પાતયામિ વા કાર્યં સાધયામિ। એક વખત શ્રીબોધ પોતાની મૂળ સ્થિતિએ પાછું તૈયાર થાય તે માટે કોશીશ કરવા કમ્મર કસે છે, છતાંયે એટલું તો અવશ્ય કહેવું પડશે કે શ્રીબોધે ગુજરાતની ઘણી સેવા કરી છે. ગુજરાત તેનું ઋણી છે, અને શ્રીબોધ ગુજરાતનું ઋણી છે, પરસ્પર એક બીજાના ગુણથી જકડાયેલા છે, એ પુરાણો સંબંધ જળવાઈ રહે તે માટે આજ તમારી સાથે શ્રીબોધ સહકાર માગે છે.

અને ગુજરાતના સાહિત્યકારો, કવિઓ, લેખકો, કથાકારો અને સાહિત્યપ્રેમીઓ પાસે પણ તે સારા સાહિત્યની માગણી કરે છે. શ્રીબોધના પાનાં સાહિત્યથી ભરપૂર હોવા જોઈએ કારણ કે તે કાંઈ આજનું માસિક નથી, તે તો પ્રૌઢ છે: તેમાં વેવલા સાહિત્યને જરાપણ સ્થાન નથી. એની શોભા વધારવી તે આપ સૌની નૈતિક ફરજ છે.

શ્રીબોધના આર્થિક વિભાગમાં મદદ કરનાર જાહેરખબર આપનાર ભાઈઓનો પણ આજે આભાર માને છે. અને શ્રીબોધની સાથે અવિરત સંબંધ ચાલુ રાખે તે માટે માગણી કરે છે.

છેલ્લે આપ સૌનું આ નૂતન વર્ષ પરમ મંગલકારી અને યશસ્વી નિવડો, તેમ પરમ કૃપાળુ પરમેશ પાસે યાચના કરે છે.

'નૂતન વર્ષ પરમ મંગલ નિવડો'

## નૂતન વર્ષે

(શાર્દૂલવિક્રીડિત)

વાયે મંદ સમીર આજ નભમાં ઉષા નવી ઊગતાં,
સોહાવી કંઈ ન્હાી હેમવરણી આશીષ વર્ષાવતાં,
આજે નૂતન વર્ષ દિન વહતી સ્મિત પ્રકાશી મુખે
વિતો આ તમ વર્ષ નૂતન ઘણા આનંદમાંહી સુખે.

આનંદે ઊજવો સ્વતંત્ર દિન એ આવે પ્રતિ વર્ષમાં
પામો સંપતિ સર્વદા, સહુ તણા દિનો વિતે હર્ષમાં,
ચાહો હિત તમેય ભારત તણા હંમેશ ઉત્કર્ષમાં,
વિતાવો તમ આયુ દેશ હિતકાર્યો વિષે સર્વદા.

પામો કીર્તિ અનંતની રવિ સમી ઓપંતી એ ઉજ્વળી
બુદ્ધિ દે વિભુ સર્વને ચમકતી, જેવી નભે વીજળી,
રાધેશ્યામ પ્રતિ વિનમ્ર વિનતિ પ્રાર્થી ભણી જે શકી,
વંદીને 'રતિલાલ' એમ વિનવે જોડી દ્વિ હસ્તો થકી'

રતિલાલ એમ. ચાંપાનેરી

# સ્ત્રી બોધ

## લેખકોને

(૧) સ્ત્રીબોધમાં આરોગ્ય વિજ્ઞાન, ગૃહજીવન શાસ્ત્ર, નવલિકા, નિબંધ, નિબંધિકા, આત્મકથા, પ્રવાસ, વર્ણન, ટૂંકાં સંવાદો, બાળ વાર્તાઓ, કાવ્યો, બાળકાવ્યો, મુક્તકો, રાસગીતો, ઊર્મિગીતો વગેરે સાહિત્ય સામગ્રી મોકલી આપવા નમ્ર વિજ્ઞપ્તિ છે.

(૨) આપનું લખાણ કાગળની એક બાજુ તેમજ સ્વચ્છ અક્ષરે લખેલું હોવું જોઈએ.

(૩) લેખકને તેની કૃતિ મુજબ યોગ્ય પુરસ્કાર આપવામાં આવશે.

(૪) માહે જાન્યુઆરી માસનો અંક "નવલિકા અંક" તરીકે બહાર પડશે માટે આપ તા. ૧૦ મી ડિસેમ્બર પહેલાં આપની નવલિકા મોકલી આપશો.

(૫) સ્ત્રીબોધ આપનો સહકાર ઈચ્છે છે.

(૬) લેખ અગર કાવ્ય અપ્રસિદ્ધ રહેશે તો ટિકિટ બીડનારને તેમની કૃતિ પાછી મોકલી આપીશું.

(૭) જે લેખકની કૃતિ પ્રસિદ્ધ થઈ હશે તેને સ્ત્રીબોધનો અંક મોકલવામાં આવશે.

## એજન્ટોને

સ્ત્રીબોધનો પ્રચાર બહોળા પ્રમાણમાં થાય તે માટે ગામડે ગામડે એજન્ટો જોઈએ છે. એજન્ટોને યોગ્ય કમીશન આપીશું તે માટે 'સ્ત્રીબોધ કાર્યાલય'માં રૂબરૂ મળો અગર વિગતવાર પત્રવ્યવહાર કરો.

## જાહેરખબર

સ્ત્રીબોધમાં જાહેર ખબરમેળવવા માટે એજન્ટો નીમવાના છે. તેમને કાર્યાલય ઉદાર ધોરણે કમીશન આપશે. જાહેરખબરની વધુ વિગત જાણવા ઇચ્છનારે કાર્યાલય સાથે પત્રવ્યવહાર કરવાથી સર્વ હકીકત મળી શકશે.

## સભાર સ્વીકાર

સ્ત્રીબોધમાં હવેથી નવાં પુસ્તકો માસિક વગેરેનો સ્વીકાર કરવામાં આવશે, તો સમાલોચનાર્થે મોકલવા ઇચ્છતા લેખકોએ પોતાની કૃતિ કાર્યાલયમાં મોકલી આપવી.

સ્થળ :

**સ્ત્રીબોધ કાર્યાલય** : પીરમશા રોડ, અમદાવાદ.

# શ્રી. હિંમતલાલ દવેના સન્માન સમારંભ સમયે શ્રી. હંસરાજ પ્રાગજી હૉલમાં

# શ્રી. જયંતિલાલ દવે (વિશ્વરથ) નું વ્યાખ્યાન

માનનીય પ્રમુખ સાહેબ, સન્માનિત ગૃહસ્થો, સન્નારીઓ તથા મિત્રો !!

આપની સન્મુખ પ્રસંગ પરિચય કરાવતાં મને ખૂબ હર્ષ થાય છે.

શ્રી. હિંમતલાલ દવે મારા અનન્ય મિત્ર છે; અને જાંગન સંબંધી છે. એમના પરિચયમાં હું છેલ્લા દશ વર્ષથી આવેલ છું. અમો બન્નેને અમદાવાદના અમારા મિત્રો સહોદર તરીકે જ લગભગ પિછાણે છે. એમની શક્તિને પિછાણી આજે શ્રી. ચંદ્રકાંત જીવણલાલ મહેતા (સુબોધના મંત્રી) અને શ્રી નંદલાલ શેઠ (લીંબડીવાળા) સત્કારે છે તેથી હું ખૂબ આનંદિત બનું છું. મારા જેટલો હર્ષ ભાગ્યે જ કોઈને થતો હશે. ભાઈશ્રી હિંમતલાલ રાજકોટ ટ્રેનિંગ કૉલેજના ઉચ્ચ શ્રેણીના સેકન્ડિયર છે અને પી. આર. ટ્રેનિંગ કૉલેજમાં શ્રી. અંજારિયા સુવર્ણચંદ્રક તથા રા. બા. મહિપતરામ રૂપ ચંદ્રક મેળવી સાહિત્યમાં પ્રથમ નંબરે પાસ થયેલ પ્રથમ શ્રેણીના ઉત્સાહી ટ્રેઈન્ડ શિક્ષક છે. હિંદુસ્તાની કોવિદ, આયુર્વેદ વિશારદ, સ્કાઉટ, ફર્સ્ટ એઈડ, વ્યાયામ વિ. ની પરીક્ષાઓ એમણે ઉચ્ચકક્ષાએ ઉત્તીર્ણ કરી છે. તદુપરાંત મોન્ટેસોરી ડિપ્લોમા મેળવ્યો છે, અને સાહિત્ય ઉત્તમાની પરીક્ષા દ્વિતીય શ્રેણીમાં પાસ કરી છે, એક પ્રાથમિક શિક્ષક આવી અનેકવિધ પ્રવૃત્તિઓમાં રસ લે અને ઉચ્ચ શ્રેણીમાં ઉત્તીર્ણ થાય એ શું ઓછી મહત્ત્વની પ્રગતિ છે ! છેલ્લાં ત્રણેક વર્ષોથી એમણે સાહિત્યના ક્ષેત્રમાં ઝડપી પ્રગતિ કરી છે. તેઓશ્રી પ્રેમધર્મ માસિકના તંત્રી વિભાગમાં ઉત્સાહથી કાર્ય કરે છે. સાહિત્યસમુચ્ચય, નિબંધ પ્રવેશિકા, નિબંધ પ્રવાહ અને સંક્ષિપ્ત લેખન તથા કાવ્ય વિવરણ નામના પુસ્તકોના લેખક તરીકે તેમણે સુંદર સફળતા પ્રાપ્ત કરી સાચી સાહિત્ય સેવા અપનાવી છે.

છેલ્લા થોડા માસથી તેઓશ્રીએ સુબોધના બાલક વિભાગનું સંપાદક કાર્ય હાથ ધર્યું છે, અને ક્રમિક વિકાસ તેમાં કરતા જાય છે. સુબોધ ગરબાઅંકનું સંપાદન કરવામાં તેમણે ખૂબ જહેમત ઉઠાવી છે, અથાગ શ્રમ સેવ્યો છે, લબ્ધ પ્રતિષ્ઠિત લેખકોના સંપર્કમાં આવી સચોટ સાહિત્ય મેળવી ગરબા અંક તૈયાર કર્યો છે. પત્રકારત્વમાં પ્રથમ જ પ્રયાસ હોવા છતાં સંપાદકનું તેમણે કરેલું નિવેદન આપણ સૌને આશ્ચર્યમાં મૂકી દે તેવું નથી ! એજ બતાવી આપે છે, કે તેઓશ્રીએ ગરબાઅંકમાં પોતાનો પ્રાણ રેડયો છે. અને એનું પારિતોષિક આકસ્મિક આજે એમને પ્રાપ્ત થાય છે. કામ કરનાર તો કરેજ છે પણ કદર કરનાર ક્યાં છે ? એ પ્રશ્નનો જવાબ ચંદ્રકાન્તભાઈશ્રીની આજની કદરદાની જ આપી રહે છે. સુબોધ એ ઘણું જ દીર્ઘજીવી માસિક છે. ઘણી જાહોજલાલી અને તડકા છાંયડા એણે જોયા છે. શિષ્ટમાં શિષ્ટ સાહિત્ય પણ એણે ઘણાં વર્ષો સુધી જનતાને પીરસ્યું છે. પિતાએ પ્રાપ્ત કરી સાચવી રાખેલી શાખ આજે ચંદ્રકાન્તભાઈ વધુ ઉજ્જવળ બનાવે છે. એ લેખકવર્ગ માટે આદરણીય અને પત્રકાર જગત માટે ગર્વ લેવા જેવી વાત છે. વેપારી હોવા છતાં શ્રી. નંદલાલભાઈ સાહિત્યની અને સાહિત્ય સંપાદકની આવી કદર કરી શકે છે તે પણ સરસ વાત છે. હું એ બન્ને ભાઈઓને હાર્દિક ધન્યવાદ આપું છું. છેવટે હું શ્રી. હિંમતલાલ દવેને સૂચન કરું છું, કે સુબોધના સંચાલકોએ આજે તમારી તરફ જે માનભર્યું વર્તન દાખવ્યું છે તે ભૂલશો નહિ. સુબોધના વિકાસમાં તમારો સક્રિય મહત્ત્વનો ફાળો હવે તમારે આપવાનો રહે છે. અને મને સંપૂર્ણ વિશ્વાસ છે કે તમે જરૂર પ્રયત્નશીલ રહેશો જ. આપ સૌનો ઘણો અમૂલ્ય સમય મેં લીધો છે. હવે વધુ સમય ન લેતાં હું સન્માન પામનાર અને સન્માન આપનાર બન્નેને અભિનંદન આપી વિરમું છું.

જયંતિલાલ દવે. (વિશ્વરથ)

## સ્ત્રીબોધને અવિરત સેવા આપનાર ભાઇશ્રી કેશવલાલ ચ. પટેલ આજના શુભ દિને પોતાનું નિવેદન રજૂ કરે છે—

ભાઇશ્રી વિશ્વરથે આપને આજના પ્રસંગ વિષે કહ્યું છે. હું હવે સ્ત્રીબોધ વિષે કહીશ. સ્ત્રીબોધ સ્ત્રીઓ માટેનું જૂનામાં જૂનું ૯૨ વરસનું માસિક છે અને હું માનું છું કે આખાએ હિંદમાં સ્ત્રીઓ માટેનું આ જ સૌથી જૂનું માસિક છે. એથી આપણે અને ગુજરાતે ગૌરવ લેવા જેવું છે. સ્ત્રીબોધે ગુજરાતી સ્ત્રી સમાજની ઉન્નતિ માટે ભારે સેવા બજાવી છે સ્ત્રીઓના આર્થિક, ધાર્મિક, રાજકીય અને સામાજિક પ્રશ્નોની તેમાં સતત છણાવટ કરતી વાચન સામગ્રી ગુજરાતી સમાજને ભેટ કરવામાં આવી છે.

સ્ત્રી એ જીવનનું મીઠું અને મધુરું સાજ છે એ સાજ જેટલું સારું તેટલું સમાજને ઊર્ધ્વગામી બનાવવામાં વધુ સરળતા પેદા કરે છે. ધોમ ધખતા તાપમાં ઝાડની શીળી છાંયડી, તપ્ત હૃદયને સુધામયી ચાંદની અને ગ્રીષ્મમાં ટહુકતી કોકિલા કેટલું સુખ અને આનંદ આપે છે ! એ સૌ પણ સ્ત્રી જાતિનાં જ પ્રતીક છે ને પણ જેમ સામાન્ય ઝાડની છાંયડી કરતાં ઘટાદાર ઝાડની છાંયડી, સાતમ આઠમની ચાંદની કરતાં પૂર્ણિમાની ચાંદની જેમ વધુ સુખ અને આનંદ આપે છે તેમ વધુ કેળવાએલી નારી સમાજ સંસારને વધુ સુખી અને સુખદ બનાવે છે. આમ નારી શાન્તિ, સુધા અને સંગીતની ત્રિવેણી છે.

આ સ્વાતંત્ર્યના જમાનામાં સ્ત્રીઓ સ્વાવલંબી બને અને સમાજમાં ઉત્તમ નારી તરીકે નામના મેળવી શકે એ માટે સ્ત્રીબોધે સતત સાહિત્ય પીરસ્યું છે, જેમ સૂરજ ઊગતાં અંધારી રાત્રિનો ઘોર અંધકાર પણ ઝડપભેર ઓગળી જઈ ઊડી જાય છે અને સર્વત્ર પ્રકાશ ફેલાય છે. એમ જ્ઞાન પણ એક જાતનો પ્રકાશ છે. આ પ્રકાશ જેટલા પ્રમાણમાં નારી સમાજમાં પ્રવર્તતો હશે એટલા પ્રમાણમાં સમાજ સુખી અને પ્રગતિકારક હશે. કારણ કે નારી સમાજ અને સંસારની ઉત્પત્તિનું સ્થાન છે.

આજે જગતમાં જે પ્રચંડ દાવાનળ સળગે છે અને હજારો નિર્દોષોનાં લોહી રેડાય છે તે ફક્ત આપણા પુરુષોનાં જ કારસ્થાન છે. જો સત્તાની લગામ સ્ત્રીઓના હાથમાં હોત તો આમ બન્યું જ ન હોત. સ્ત્રી સાચે જ પ્રેમની પ્રતિમા છે. એટલે જગતને સુખ, શાન્તિ જોઇતાં હોય તો સ્ત્રી વર્ગને વધુને વધુ શિક્ષિત અને સર્વ હક્ક સમાનવાદી બનાવવો પડશે.

હવે હું આપને ફરીથી વિનંતિ કરતાં જણાવું છું કે સ્ત્રીબોધે ગુજરાતી સમાજની જે સેવાઓ બજાવી છે તે બદલ આપણે અને આખા ગુજરાતે ગૌરવ લેવા જેવું છે.

સ્ત્રીબોધ માસિકની સેવાઓની કદર કરતા હું આપ સૌને વિનતિ કરું છું કે એનો બહોળો પ્રચાર થાય અને તેને બની શકે તેટલી સહાય કરતા રહેશો તો ઘણું જ સારું લેખાશે.

## સુવર્ણચંદ્રક આપનાર શ્રી નંદલાલભાઇનું ટૂંક પ્રવચન

આજના માંગલિક પ્રસંગે આપે મને જે મોટો કર્યો છે તે બદલ હું આપ સૌનો આભાર માનું છું. મેં જે સુવર્ણચંદ્રક તૈયાર કરાવી શ્રી હિંમતલાલને આપવાનું નક્કી કર્યું તે પહેલાં મને ત્રણ દિવસ થયાં એમ જ થયા કરતું હતું કે મારે આ ભાઇને કેવા પ્રકારનું ઇનામ આપવું ? પરંતુ છેવટે હું આ સુવર્ણચંદ્રક આપવાના નિર્ણય ઉપર આવ્યો.

ભાઇશ્રી હિંમતલાલ દવેએ આ અંકમાં જે મહેનત લીધી છે તે મને ખૂબ ગમી છે. ઉપરાંત રાસ સાહિત્યને વધારે મજબૂત બનાવનાર તો જૈન સાહિત્ય પણ છે. અને તેમણે કરેલી આ ખોજ મને ખૂબ ગમી છે. આવી રીતે સાહિત્યમાં તટસ્થવૃત્તિ રાખી જે ભાઇ સાચી ખોજ કરે છે. તેના તરફ કોઇને માન ઉપજે.

સામાન્ય માણસને પણ ખબર પડે અને સમજાય એ રીતે એ ભાઈએ ગરબા અને રાસ ચૂંટ્યા છે. તથા તેના જુદા જુદા વિભાગ પાડયા છે. તે ખરેખર તેમની મહેનત બતાવે છે. આવા મહેનતુ માણસની યોગ્ય કદર કરવી જોઈએ તેમ હું માનું છું. અને મારી સેવાની આપને જ્યારે જરૂર પડે ત્યારે આપવા હું તૈયાર છું. આપના જેવા વિદ્વાનો પાસે મારે બીજું શું કહેવાનું હોય! મેં તો એક અલ્પ પુષ્પ-પાંખડી અર્પી છે. ભાઈશ્રી દવેની પ્રગતિ ઇચ્છું છું.

## ગુજરાત પ્રાથમિક શિક્ષક સંઘના પ્રકાશન મંત્રી શ્રી હરિપ્રસાદ દવે પોતાનું વક્તવ્ય રજૂ કરે છે

માન્યવર પ્રમુખ મહાશય સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો; આજને પ્રસંગે શ્રી હિંમતલાલ ઉમિયાશંકરનો જે સત્કાર કરવાને આપણે એકત્ર થયા છીએ એ મારે માટે તો ખાસ કરીને અત્યંત આનંદનો વિષય છે. કારણ કે પ્રાથમિક શાળાના છેલ્લા ધોરણના મારા એ એક વિદ્યાર્થી હતા ઉપરાંત અત્યારે પણ તેઓ મારી શાળામાં મારા મદદનીશ શિક્ષક તરીકે કામ કરે છે એટલે એમનું સન્માન એ મારે મન ગૌરવનો વિષય છે.

પ્રાથમિક શાળાના શિક્ષકોએ સાહિત્યની સેવા કર્યાના અનેક દાખલાઓ છે, તેઓ પાઠ્યપુસ્તકો નવલકથાઓ ઇતિહાસ વગેરે ઘણું લખે છે. પરંતુ મને અત્યારે એક જ વાતનું દુઃખ થાય છે કે કયાં પહેલાનાં અભ્યાસક્રમો અને તેને શિખવનારા મહાન શિક્ષકો! કયાં અત્યારના વિષયો! અત્યારે કોલેજોમાં જે રીતની ભરતી કરવામાં આવે છે, જે રીતનું શિક્ષણ આપવામાં આવે છે, તેમાંથી ભવિષ્યમાં સાહિત્યકાર થવાની આશા ઓછી થતી જાય છે.

ભાઈશ્રી હિંમતલાલે પોતાની નાની ઉંમરમાં જે પ્રગતિ સાધી છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. અને એમના જેવા ઊગતા લેખકને પ્રોત્સાહન મળે માટે સ્ત્રીબોધના સંચાલક શ્રી. ચંદ્રકાન્ત જીવણલાલ મહેતાએ તેમની કદર કરી છે તેમજ શ્રી. નંદલાલભાઈ લીમડીવાળાએ તેમના કામથી આકર્ષાઈ જે સુવર્ણચંદ્રક એનાયત કરવાનું યોગ્ય માન્યું છે. તે પ્રશંસાપાત્ર છે.

ઊગતા લેખકોને પ્રોત્સાહન મળે એ માટે આવા પ્રસંગો વારંવાર ઉપસ્થિત કરવા જોઈએ અંતમાં ભાઈશ્રી હિંમતલાલને વધુને વધુ સાહિત્યની સેવા કરવાની પ્રભુ શક્તિ આપે એમ ઇચ્છી તેમની કદર કરનાર ગૃહસ્થોને મુબારકબાદી આપી મારું વક્તવ્ય પૂર્ણ કરું છું.

## સ્ત્રીબોધ મંત્રી શ્રી ચંદ્રકાન્તભાઈનું ટૂંક પ્રવચન

મહેરબાન પ્રમુખ સાહેબ અને સજ્જનો,

આજના પ્રસંગે આપ સૌએ પધારીને સ્ત્રીબોધ પ્રતિ જે આદર અને પ્રેમ બતાવ્યો છે તે બદલ હું આભાર માનું છું. સ્ત્રીબોધ માસિકે સ્ત્રી સમાજની ઉન્નતિ અને સ્ત્રીઓના ન્યાયી હકોની પ્રાપ્તિ માટે છેલ્લાં ૯૨ વરસથી ગુજરાતી સમાજની યથા યોગ્ય સેવા બજાવી છે.

માસીકની ઉન્નતિ અને બહોળા પ્રચાર માટે અમે માસિકનું સાહિત્ય આમજનતાને તેમજ શિક્ષિત સમાજને પણ અનુકૂળ બને એ રીતનું ૯૩ મા વરસથી એટલે કે જાન્યુઆરી ૧૯૪૯ થી કરવા નક્કી કર્યું છે. અને મને આશા છે કે આપ સૌ પણ માસિકના બહોળા ફેલાવા માટે ઘટતો પ્રચાર કરશો અને આપનો લેખન સામગ્રી વડે સહકાર પણ આપશો.

માસિક તેના લેખકો પ્રતિ પૂરતું માન ધરાવે છે અને તેને સહકાર આપનારાઓનો આભાર માને છે.

બોધ બો માટેનું જૂનામાં જૂનું માસિક છે એ બદલ હું ગૌરવ લઉં છું અને ગુજરાતે પણ ગૌરવ લેવા જેવું છે કારણ કે મારા માનવા પ્રમાણે આખા હિંદમાં સ્ત્રીઓની સેવા કરતું આટલું જૂનું માસિક બીજું કોઈ નથી.

બોધ આ પ્રસંગે તેના ગરબાઅંકના સંપાદક શ્રી હિંમતલાલ દવેને રૂા. ૧૦૧) ની નાણાંકુ ભેટ આપી તેમની કદર કરે છે અને શ્રી લીંબડીવાળા તેમને સુવર્ણચંદ્રક ભેટ આપે છે તે બદલ હું શ્રી લીંબડીવાળાનો આભાર માનું છું.

અંતમાં હું ઇચ્છું છું કે આપ સૌ બોધને હરેક જાતનો સહકાર આપશો અને એના પ્રચાર માટે પણ ઘટતું કરશો.

આજનું પ્રમુખસ્થાન સ્વીકારવા બદલ બોધના મંત્રી તરીકે હું, કેશવરામ શાસ્ત્રીનો આભાર માનું છું.

ચંદ્રકાન્ત જીવણલાલ મહેતા.

આજની સભાના વિદ્વદ્વર્ય પ્રમુખશ્રી કેશવરામ કા. શાસ્ત્રીએ પોતાના વરદ હસ્તે શ્રી હિંમતલાલ દવેને સુવર્ણચંદ્રક પહેરાવી, તથા બોધ કાર્યાલય તરફથી-પુરસ્કાર નિમિત્તે એકસો એક રૂપિયા આપ્યા. બાદ પોતાનું વક્તવ્ય રજૂ કર્યું હતું.

**આજના સન્માન સમારંભના વિદ્વાન અને ભાષાશાસ્ત્રી પ્રમુખશ્રી કે. કા. શાસ્ત્રી ઉદ્‌બોધન કરે છે.,**

શ્રી. હિંમતલાલ જ હિંમતવાન છે. તેમણે જે ગરબા અંકનું સંપાદન કર્યું છે તે ઘણું જ ઉત્તમ છે. અને ખૂબ પરિશ્રમ કર્યા પછીનું છે. તે વસ્તુ ગરબાઅંકના સાહિત્ય તથા તેમાં રહેલી વિવિધતા ઉપરથી જાણી શકાય છે. આવા સંપાદનમાં કેવી અને કેટલી મુશ્કેલી હોય છે તે તો સ્વયં સંપાદક જ જાણે છે. ઘણી વખત માનભૂખ્યા લેખકોની પાસે ચાર-પાંચ વખત જવું પડે છે. તેમના ઘરના પગથિયાં પણ ઘસી નાખવા પડે છે. આ બધી મુશ્કેલી વિતાવ્યા પછી જ સાચું સાહિત્ય તેમને મળે છે.

આ વખતે લેખકોને પણ મારે કહેવું છે કે યુગે યુગે લેખકો તો નીકળે છે. કેટલીક વખત તો ચોમાસાના અળસિયાં માફક ફૂટી નીકળે છે, ઘણાં પુસ્તકો બહાર પડે છે. પરંતુ સાચું સાહિત્ય હોય છે તે જ ટકી રહે છે અને બાકીના તો પેલા અળસિયા માફક અલ્પ આયુષ્ય ભોગવી મરણ પામે છે. ઉચ્ચ પ્રકારનું સાહિત્ય જ શાશ્વતતા મેળવી શકે છે અને આવા ઉચ્ચ સાહિત્ય પ્રાપ્ત કરવા લેખકે પણ ખૂબ જ્ઞાન સંપાદન કરવું પડે છે. તેણે દીર્ઘ અભ્યાસ કરવો પડે છે. ત્યાર પછી જ કલમ ઉપાડવાની હોય છે.

ભાઈશ્રી દવેને, પણ હું અંતરના આશીર્વાદ આપું છું કે તમે સારા લેખક બનો પરંતુ ઉચ્ચ પ્રકારનું સાહિત્ય તમારે પ્રાપ્ત કરવાનું છે. તેમનો પત્રકારત્વમાં પ્રથમ જ પ્રસંગ પ્રાપ્ત થયેલ છે છતાંયે તેમના શ્રમથી તે સિદ્ધિ પ્રાપ્ત કરી શક્યા છે. અને મને જણાવતાં ઘણો જ આનંદ થાય છે કે, શ્રી નંદલાલભાઈ તરફથી તેમને જે સુવર્ણચંદ્રક મળે છે તે પણ એક દાખલો લીધા જેવું છે.

અને ખાસ કરીને આવા મધ્યમ પ્રકારના લેખકોને આવા ઉત્તેજનોની જરૂર છે. આપણા ગુજરાતમાં આવા પ્રસંગો વિશેષ પ્રમાણમાં યોજાય એ આનંદની વાત છે. અને બીજી રીતે આનો દાખલો લઈ લેખકોને પુરસ્કાર મળવા જોઈએ તે તરફ સંસ્થાના સંચાલકોને ધડો લેવા જેવું છે.

આ બાબતમાં મહારાષ્ટ્રમાં તો એવું છે કે સારા લેખકને તેની ઉત્તમકૃતિ બદલ સોળસમુદાયમાં સન્માનવામાં આવે છે. ગુજરાતમાં પણ આવી શુભ શરૂઆત થાય એ જોવા આપણે ઇચ્છીએ. આવી રીતે યોગ્ય માણસની યોગ્ય કદર થતાં તે પોતાના કાર્યમાં વધારે ઉત્તેજિત બને છે. અને આવા પ્રકારનો લેખક સદા જાગૃત અને વિદ્યાર્થી બની સાહિત્યની વધારે સેવા કરે છે.

આ વખતે મારે એક વાતની સ્પષ્ટતા કરવી પડે છે અને—સામાન્ય રીતે એવું માનવામાં પણ આવે છે કે સંપાદક ડિગ્રી ધારી જ હોવો જોઇએ. પરંતુ તેની ડિગ્રી કરતાં ઉત્સાહી અને અભ્યાસી સંપાદક ઘણું સારું કામ કરે છે. તેની ખંતમાં જ તેના કાર્યની સિદ્ધિ હોય છે.

સુવર્ણચંદ્રક એનાયત કરનાર ભાઇશ્રી નંદલાલભાઇને હું અભિનંદન આપું છું. તેમણે પણ યોગ્ય વ્યક્તિની યોગ્ય કદર કરી છે. આવી રીતે દરેક ગૃહસ્થ આ દિશામાં રસ લેતા અને અને સાહિત્યની સાચી સેવા કરે તો અવશ્ય આપણા ગુજરાત ઉપરનો मज्ञ कलदारनो રોષ દૂર થાય તેમજ સ્ત્રીબોધના મંત્રી શ્રી ચંદ્રકાંત ભાઇએ પણ સંપાદક શ્રી દવેની સારી કદર કરી છે, અને એકસો એક રૂપિયાનો જે પુરસ્કાર આપે છે તે ખરેખર પ્રશસ્ય છે. તેમના પિતા શ્રી જીવનલાલ અમરશી મહેતા સાચા વિદ્યાપ્રેમી હતા તેમના પગે ચાલી તેમણે જે ભાવના બતાવી છે તે પણ ઘણો આનંદ ઉપજાવે છે.

ઉપર્યુક્ત વક્તવ્ય રજૂ કરી શ્રી શાસ્ત્રીજીએ શ્રી હિંમતલાલ દવેને પોતાના વરદ હસ્તે સુવર્ણચંદ્રક પહેરાવ્યો હતો અને ત્યારબાદ સ્ત્રીબોધના મંત્રી શ્રી ચંદ્રકાન્ત ભાઇએ પ્રમુખશ્રીને એક સો એક રૂપિયાનું કવર આપ્યું હતું તે રકમ પણ તે વખતે શ્રી દવેને સોંપવામાં આવી હતી, અને પ્રસન્ન મુખમુદ્રાથી શાસ્ત્રીજીએ આશીર્વાદ આપી (વધારે પ્રગતિ કરો) તેવા શુભ શબ્દો કહી પોતાના સ્થાને વિરાજ્યા હતા.

ત્યારબાદ શ્રી હિંમતલાલ દવેએ પોતાને મળેલા માનનો પ્રત્યુત્તર નીચે પ્રમાણે આપ્યો હતો.

## સ્ત્રીબોધના ગરબાઅંકના સંપાદક શ્રી. હિંમતલાલ દવે પોતાનું નમ્ર નિવેદન રજૂ કરે છે :

પ્રમુખશ્રીના વરદ હસ્તે સુવર્ણચંદ્રક પહેર્યા બાદ તથા સ્ત્રીબોધ કાર્યાલય તરફથી ગરબાઅંકના સંપાદકની કાર્યવાહી નિમિત્તે રૂપિયા એકસો એક મળ્યા પછી શ્રી હિંમતલાલ દવેએ સર્વનો આભાર માનતાં નીચે મુજબ પોતાનું વક્તવ્ય રજૂ કર્યું હતું.

આપ મારા યત્કિંચિત્ કાર્ય તરફ સદ્ભાવ બતાવી મને જે બહુમાન આપો છો, તે આપની મારા પ્રત્યેની એક શુભ લાગણી સિવાય હું બીજું કશું પણ જોતો નથી. અત્રે પધારેલા સર્વ વડિલો પાસે તો હું ઉંમરમાં તેમજ જ્ઞાનમાં બાળક છું. હું તો જ્ઞાન ભૂખ્યો માણસ છું. મને પૈસાની કે બીજી લાલચો જરાપણ નથી. સાહિત્યના અભ્યાસ તરીકે જીવવાની બહુ હોંશ છે. મેં રાસ સાહિત્યની ઝોળી લીધી છે. તે સાહિત્ય દીક્ષામાં આપની પાસે તો હું સાહિત્ય ભિક્ષા માગું છું. મને આશા છે કે આપ મને નિરાશ નહિ કરો.

આજના પ્રમુખશ્રી શાસ્ત્રીજીને તો હું મારા મોટાભાઇ ગણું છું. આજે મને જે માન મળે છે તેના મૂળમાં પૂજ્ય શાસ્ત્રીજીની મારા ઉપરની પરમ કૃપા વસેલી છે. ગરબા સાહિત્યનો મને જરાપણ અભ્યાસ ન હતો. છતાંયે જ્યારે મારા ઉપર તેની જવાબદારી આવી એટલે હું સીધો ગુજરાત વિદ્યાસભામાં ગયો. શાસ્ત્રીજીને વાત કરી તેમણે મને આ સાહિત્ય ઉપરના પુસ્તકો સૂચવ્યા અને વાંચવા કહ્યું.

આ અંકના સંપાદન વિશે મારે બે બોલ કહેવાના છે. ચોથી પ્રથમ સ્ત્રીબોધમાં મેં એકાદ કાવ્ય મોકલેલું, પછી ચંદ્રકાન્ત ભાઇએ મને પકડી પાડ્યો અને તેમના આ માસિકનો બાલવિભાગ મને સોંપ્યો ત્યાર પછી ત્રીજે જ મહિને આ ગરબાઅંકનો સંપાદક બનાવ્યો. ગરબાઅંકના સંપાદન પાછળ કેવી અને કેટલી જવાબદારી છે તે વસ્તુથી હું તે વખતે અજ્ઞાન હતો. પરંતુ જ્યારે

કાર્યાલયમાં ક્રમશઃ જેટલાં કાવ્યો આવ્યાં, મેં વાંચ્યાં અને મને જે ઉદાસીનતા થઈ ત્યારે મેં ખૂબ વિચાર કર્યો. અને પછી મારી પીછી લઈ હું સાહિત્ય ભિક્ષા માટે નીકળ્યો. દરેક મિત્રો અને વડિલ પાસે જાતે ગયો, કાવ્યો એકત્ર કર્યાં અને ગરબાઅંકને યોગ્ય કાવ્યો તેમાંથી મૂકી શકાયો. બાકી કાર્યાલયની ઑફીસમાં આવે તે જ કાવ્યો મૂકીશું એ ભાવના તો હવાઈ કિલ્લા જેવી છે.

સાહિત્ય મેળવવા પાછળ મને શ્રમ પડયો છે. પરંતુ આ કાર્ય મેં મારી કર્તવ્યબુદ્ધિથી કર્યું હતું. મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે આ કાર્યનું ફળ મને આવી રીતે અનુમાનમાં મળશે, પરંતુ ગીતાનો શ્લોક છે ને कर्मण्येवा धिकारस्ते मा फलेषु कदाचन। મેં મારું કાર્ય એ નિયમે કર્યું હતું. મારા કાર્યનો વિશેષ આનંદ તો ત્યારે થયો કે આ ગરબા અંકમાંથી શ્રી દશરથ ગાંધી, શ્રી નાથાલાલ બ્રહ્મભટ્ટ તેમજ બીજાના રાસ–ગીતો પોળોમાં ગવાતા સાંભળ્યા એટલે મને તો મારા કાર્યથી સંતોષ થયો હતો.

મારા આ કાર્યં તરફ મમતા રાખી શ્રી નંદલાલભાઈએ મારી જે કદર કરી છે. મને ઉત્સાહ આપવા સુવર્ણચંદ્રક એનાયત કર્યો છે તે બદલ તેમનો આભાર શબ્દોમાં તો કેવી રીતે માની શકું!

આ સુવર્ણચંદ્રક તો પદ્માગી આજે લેતો હું ત્યારે મારી સાહિત્ય દિશાની અને તેના પૂર્વ જીવનની ઝાંખી ઝાંખી કલ્પની ઝલક યાદ છે. સૌથી પ્રથમ મને કાવ્ય લખવામાં ઉત્સાહ આપનાર શ્રી વિશ્વરથ (જયન્તિલાલ દવે) છે. તેમણે મને કાવ્યો લખતા કર્યો કાવ્યો લખ્યા પછી તેને સુધારનાર પણ તે હતા. એ વખતે કોઈ કવિની કે મિત્રોની ઓળખ ન હતી. શ્રી વિશ્વરથ મારા કાવ્યને ઉત્તેજે સુધારા કરે અને માર્ગદર્શન કરે એટલે મારા કાવ્ય ગુરુ તરીકે તો હું વિશ્વરથને ગણી શકું. ઉલટા થોડા સમયથી આપ જેવા વડિલોનો સહચાર અને સહકાર મેળવી શક્યો છું. એ પહેલાં તો મારે વિશ્વરથનો સહકાર હતો. મારી ઉન્નતિ જોઈ તેમનું હૈયું વધારે ઊછળે છે તે હું આજની તેમના કાર્ય કરવાની પ્રસન્નતા ઉપરથી પણ જોઈ શક્યો છું. આજે મારું જૂનું ઋણ અદા કરી ભાઈ શ્રી વિશ્વરથનો આભાર માનું છું.

મારા આ કાર્યમાં વધારે સગવડતા અને સગવડતા કરી આપવા બદલ સ્ત્રીબોધના વ્યવસ્થાપક લીંબડીવાળા શ્રી લાભશંકર જટાશંકર દવેનો આભાર માનું છું તેમના તરફની મળેલી સગવડતાવડે મને ખૂબ સરળતા મળી છે. તે એક બાહોશ કાર્યકર છે સ્ત્રીબોધ પરત્વેની તેમની લાગણી ઉચ્ચ પ્રકારની છે, તેમની ભવ્ય યોજનાઓ જોતાં જણાય છે કે આ સ્ત્રીબોધ થોડા જ વખતમાં દરેક ગુજરાતણ બહેનોનાં હાથમાં વંચાતું થઈ જશે આજે ઇશ્વરનાં હાથમાં છે. આવા કાર્યકરો મેળવવામાં શ્રી ચંદ્રકાન્ત ભાઈ તથા પિતા તરફથી મળેલી ચાતુર્ય બુદ્ધિમત્તાને વધારે આભારી છે

છેલ્લે મને શક્તિ ભક્તિનો વાળનાર ભગવતી સાત્વિક મંડળના પ્રમુખ શ્રી સદાશિવ મણિશંકર ભટ્ટનો હાર્દિક આભાર માનું છું. તેઓશ્રીએ મને બે દિવસ પહેલાં માનપત્ર આપી સિંહવાહિની અંબિકાની દીપમૂર્તિ આપી છે. તે મારા પ્રત્યેની લાગણી સિવાય બીજું શું હોઈ શકે અત્રે પધારેલાઓ મારા તરફ લાગણી અને ભાવના બતાવનાર સર્વ વડિલોનો આભાર માનું છું અને પરામ્બા મહાશક્તિને વંદના કરી મારા સ્થાને બેસી જવાની રજા લઉં છું.

# ત્યાગમૂર્તિ

તારે યે નિત નિત ઝરે ઉષ્ણ નિશ્વાસ ધારા,
તારે નેત્રે સતત ઝરતા બ્હેન ! અશ્રુ જ ખારાં,
આનંદે ના અવ કંઈ રહ્યો ભાગ્યમાં લેશ તારા,
નૌકા ડૂબી તુજ જીવનની, સૂઝતા ના કિનારા.

વ્હાલાંઓ જે પ્રથમ ગણતા પ્રેમમાંગલ્યમૂર્તિ,
શાને હાવાં અતિ અવગણે બ્હેન, ગંગા સ્વરૂપા ?
ધિક્કારોને સ્વજન સહુના શાંતિથી તેં પચાવ્યા,
દુઃખો નાનાં ઉર જલવતા ના કદી તેં ગણાવ્યાં.

ધુત્કારે છો જનપદ તને અંધ, બંધોથી બદ્ધ,
તારો આત્મા તદપિ સમજું હું ઘણેરો વિશુદ્ધ;
તુંથી દીપે તમસલીન આ દુષ્ટ સંસાર ખારો,
નિશ્ચે બ્હેની, જગતભરમાં ત્યાગ તારો જ ન્યારો.

તારા અશ્રુ વસુપતિ તણાં ઐશ્વર્યોથી અમોલા,
સામ્રાજ્યોના વિભવ તુજ નિશ્વાસથી છેક મોળા;
આંસુ તારા મલિન જગનાં પાતકોને શમાવે,
નિશ્વાસો યે જનદુઃખ ઢગો બ્હેન ! તારા પ્રજાળે.

ફોરે તારી ચરણરજમાં શીલની મંજરીઓ,
મ્હેકે તારા કદમકદમે ત્યાગનાં ફૂલડાંઓ;
વંદુ બ્હેની નિત પુનિત પાવિત્ર્ય કારુણ્ય મૂર્તિ
ભક્તિપ્રેમે જગતજનની તાપસી ત્યાગમૂર્તિ !

'राजेन्द्र'

સન્માન સમારંભ સમયે મળેલા

# શુભેચ્છાના સંદેશા

સુજ્ઞ ભાઈશ્રી ચન્દ્રકાન્તભાઈ,

આ વખતના સ્ત્રીબોધના અરમાઅંકના સંપાદનમાં ભાઈ શ્રી હિમ્મતલાલ ઉમિયાશંકર દવે એ જે જહેમત લીધેલી છે તે સ્તુતિપાત્ર છે. ભાઈ હિંમતલાલ નમ્ર વિનમ્ર વ્યક્તિ છે. સાહિત્યનું એમનું રસાસ્વાદન આનન્દદાયક છે. લાયક વ્યક્તિની લાયકાતની આપનું કાર્યાલય યોગ્ય કદર કરે છે, તે જાણી ખૂબ રાજી થયો છું આપનું પત્ર વધારે કારકિર્દી પામો એવી શુભેચ્છા સાથે.

આપનો સેવક,

કુસુમાકરના (પ્રોફેસર શંભુપ્રસાદ છેલશંકર જોષીપુરા) જયહિન્દ

ø

પ્રમુખ શ્રી,

'સત્કાર સમારંભ'

આજના સત્કાર સમારંભ પ્રસંગે ભાઈશ્રી હિંમતલાલ દવેને હું અંતરથી અભિનંદન પાઠવું છું. તે ભાઈ સાહિત્યવિષયક જે પ્રવૃત્તિ હાથ ધરે છે તેની તલસ્પર્શી માહિતી અને અંતર્ગત અભ્યાસ માટે ઘણો શ્રમ ઊઠાવે છે. આવા પ્રશંસનીય કાર્યના પ્રતીક તરીકે તેમનો આજે જે સત્કાર કરવામાં આવે છે તે ખૂબ ઉચિત છે. તેમને તેમ જ તેમનો સત્કાર કરનાર બને ગૃહસ્થોને મારાં અભિનંદન આપશો.

લિ.

કાલિદાસ વ. દવે પ્રિન્સિપાલ ગર્લ્સ ઓનર હાઇસ્કૂલ અમદાવાદ

●

ભાઈ હિંમતલાલ દવેના સન્માન સમારંભમાં આવવા માટેનું આપનું કાર્ડ મળ્યું; પરંતુ આકસ્મિક રોકાણને લીધે મારાથી હાજર રહી શકાય તેમ નથી, તો ક્ષમા કરશો.

મારી માન્યતા મુજબ તો શ્રી. દવેને આ માન આપીને આપ આપની કદરદાન સજ્જનતા જ બતાવી રહ્યા છો, અને એ રીતે હીરાની પરીક્ષા કરનાર ઝવેરી તરીકે આપને હું અભિનંદન આપું છું.

આશા છે કે આ પ્રોત્સાહન ભાઈ હિમતલાલને જરૂર પ્રેરણાદાયી નિવડશે.

સમારંભને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું.

તા. ૨૦-૧૦-'૪૮

આપનો

મૂળશંકર પ્રાણશંકર જોષી મંત્રી સમસ્ત ગુજરાત પ્રા. શિક્ષક સંઘ

卐

प्रिय श्री शास्त्रीजी,

कृपया आप मेरी ओरसे श्रीयुत हिंमतलाल उमियाशंकर दवे को अभिनंदन देंगे। मैं कार्यभार वश इच्छा रहने पर भी आनेमें असमर्थ हूँ। आज हमारे दफ्तर के दोनों साथी महिला पाठशाला के समारंभ में गये हुवे हैं।

आपका

जेठालाल जोषी मंत्री गुजरात प्रान्तीय राष्ट्र भाषा प्रचार समिति

卐

ડૉ. સાહેબ શ્રી. હરિપ્રસાદ દેસાઈ તથા અન્ય વડિલોના શુભેચ્છા દર્શક સંદેશા આપેલા છે. સ્થળ સંકોચને લીધે આપ્યા નથી.

# શ્રીબોધ બોલે છે

મારા પ્રિય ગ્રાહકો, ગ્રાહિકો, વાચકો, વિવેચકો, વૃદ્ધો, યુવાનો, યુવતીઓ, સુકુમળાં બાળકબાળિકાઓ, પત્રકારિત્વમાં પ્રાણ પાથરનારા સાચા સમાજ સેવકો તથા મારા આત્માને અજવાળનારા લેખકો, કવિરાજો અને ચિત્રકારો ! !

મેં બાણું દિવાળી નિરખી છે અને બાણું પ્રગટ થતાં વર્ષોનાં પ્રભાત પેખ્યાં છે. એક વૃદ્ધ અને વડિલ તરીકે આજે હું આપ સૌને નૂતન વર્ષાભિનંદન પાઠવું છું.

ગયા વર્ષનું જીવન સરવૈયું આપ સૌએ તપાસ્યું હશે. નવા વર્ષનું જીવન વહેણ આપ સૌનું એવું નિર્મળ પ્રભાવભર્યું અને નિયમિત વહે કે જે જીવન-ઉત્કર્ષના બોધ અર્પી શકે.

સાહિત્ય અને સંસ્કારિતા તરફ અભિરુચિ ઉત્પન્ન કરાવી કલ્યાણમયી કલમ વડે જનતા અને જનાર્દનની સાચી સેવામાં સફળતા પ્રાપ્ત કરાવે.

હું ઇચ્છું છું, કે ગત વર્ષ આપને ફળદાયી જ નિવડ્યું હશે. કદાચ કોઈને મુંઝવણમાં મૂકનાર બન્યું હોય, તો પણ લગારે નિરાશ થવાની કોશીશ ન કરશો. જીવનમાં તડકો અને છાંયડો આવ્યા જ કરે છે. એકધારા જીવનમાં રસ પણ શો છે ! ચમત્કારિતા વિનાનું જીવન એ શું જીવન છે ? દુઃખની ઝાંખી થયા વિના સાચા સુખને કોઈ પિછાણી શક્યું છે ખરું ? ઉન્નતમાં ઉન્નત જીવન જીવી જનારનો દાખલો લઈએ તોપણ બારિક તપાસ કરતાં માલુમ પડશે કે એને પણ કટિબદ્ધ થઈને દુઃખોનો સામનો તો કરવો જ પડ્યો છે !

" શ્રમ વિનાની સફળતા,<br>
એ સફળતા નહિ શાપ છે "<br>
વર્ષા ઋતુને લાવનારો,<br>
ધોમ ધખતો તાપ છે.

શ્રમ વિનાની નકલી સફળતા ટકે કેટલો સમય ? એ શું શાશ્વત બની શકે ખરી ? ગ્રિષ્મ તપે નહિ તો વર્ષા શો વૈભવ માણી શકે ? સાચે જ જીવનમાં સુખદુઃખની સાંકળ અતુટ છે અને રહેવાની !

દષ્ટાંત તરીકે મારું જ જીવન તપાસું. મારો સંપૂર્ણ વિકાસ થતાં થતાં તો કેટલાએ મુશ્કેલીની દિવાલોને તોડવી પડી હતી, કેટલીએ અફવાઓને અફળ બનાવવી પડી હતી, કેટલાએ અણગમતા અભિપ્રાયોને અવરોધવા પડ્યા હતા. આ બધું કરવામાં મારા સંચાલકોને શું ઓછો શ્રમ પડ્યો હશે ! ઓછી જહેમત ઊઠાવવી પડી હશે ? વિરોધક બળોને મહાત કરવામાં કેટલી તાકાત એકત્રિત કરવી પડી હશે !

પરિણામે એમનો પુરુષાર્થ ફળ્યો, સાત-સાત હજાર આંગણામાં હું રમવા લાગ્યું, લાખો માણસોએ મારાં આત્મદર્શન કર્યાં અને જીવનમાં મધુરપની મોજ માણી શું મારા સંચાલકો મારો વિકાસ પેખીને ફુલાઈ ગયા હતા ?

ના, એમણે તો વધુ નમ્રતા ધારણ કરી હતી. પ્રશંસકોના પુષ્પોને સ્વીકારીને એ પુષ્પોની સુવાસ મારામાં રજૂ કરી વધુ ને વધુ સૌમ્યભાવ ધારણ કર્યો હતો. આજે એ સંચાલકોમાંના ઘણા અસ્તિત્વપણ ધરાવતા નથી, પ્રભુના ધામમાં પહોંચી ગયા છે અને જે જીવંત છે. તેઓ હજી પણ એટલી જ સ્થિત પ્રજ્ઞતાથી મારી સેવા કર્યે જાય છે. તથા મને વાર્ધક્યના વમળમાંથી ફરી નવયૌવના બનાવવા પ્રયત્નશીલ બની મથી રહ્યા છે.

મને એકાકી જીવન વધ્યું લાગવાથી મેં બાળકને પણ આંગળીએ વળગાડ્યું છે, એ બાળક ઘણાં ઘણાં બાળકો અને કિશોર કિશોરીઓને ખરેખર ગમ્યું છે.

# નારીની આત્મકથા

પ્રયોજક : શ્રી રતીલાલ અંબાલાલ ખત્રી

[ સંસારમાં નારીની કિંમત કેવી છે અને તેથી મહત્તા કેટલી છે. તેની મહાશક્તિ, કર્તવ્યપરાયણતા, દીર્ઘદૃષ્ટિ, માનવતા જેવા અનેક ગુણોનો તેનામાં સમુચ્ચય થયેલો છે એવી સ્ત્રીશક્તિનું આત્મનિવેદન આ લેખમાં દૃષ્ટિગોચર થાય છે હિન્દીમાં મૂળલેખિકા શ્રીમતી અનિલાદેવીનો આ લેખ ગુજરાતીમાં અનુવાદ કરેલ છે. ]

## હું કોણ છું ?

હું છું નારી. હું મારા પતિની સહધર્મચારિણી છું. અને મારા પુત્રની જનની છું. મારા સમાન સંસારમાં બીજું કોણ એક છે ! અખિલ જગત મારું કર્મક્ષેત્ર છે—હું સ્વાધીન છું, કેમકે હું મારી ઇચ્છાનુસાર કાર્ય કરી શકું છું. હું જગતમાં કોઇથી ડરતી નથી. હું મહાશક્તિનો અંશ છું. મારી શક્તિ મેળવીને જ મનુષ્ય શક્તિમાન છે.

હું સ્વાધીન છું, પરંતુ ઉચ્છૃંખલ નથી. હું શક્તિનું ઉદ્‌ગમ સ્થાન છું, પરંતુ અત્યાચાર દ્વારા મારી શક્તિનો ઉપયોગ નથી કરતી. હું કેવળ કહેતી જ નથી, કરું છું. હું કામ ન કરું તો સંસાર અચલ થઈ જાય. સર્વ કાંઇ કરીને પણ હું અહંકાર નથી કરતી. જે કર્મ કરવાનું અભિમાન કરે છે, તેમના હાથ થાકી જાય છે.

મારું કર્મક્ષેત્ર ઘણું વિશાળ છે—તે બહારથી, અંદર છે. ત્યાં મારી બરાબરી કરનાર કોઇ જ નહિ. હું જ્યાં જોઉં છું, ત્યાં જ મારું અતિરિક્ત કર્તવ્ય પ્રાપ્ત કરું છું. મારા કર્તવ્યમાં ભેદ પહોંચાડનાર કોઇ નથી, કેમકે હું એનો સ્વીકાર કોઈને આપતી જ નથી. પુરુષ મારી વાત સાંભળવા માટે બંધાયેલો છે—પરંતુ મારા કર્મક્ષેત્રમાં મારી વાતથી સંસાર ઉન્નત થાય છે તેથી પતિને સંશયનું કોઈ કારણ જ નથી. અને પુત્ર—તે તો મારો જ છે તેને લીધે તો અમે બન્ને સદા સંગઠિત થઇ—તે તો મારી વાત સાંભળવા બંધાયેલો છે જ. આ બન્નેને—પતિને અને પુત્રને મારા વશમાં કરી હું જગતમાં અજેય છું. ડર કોને કહે છે, તે હું નથી જાણતી. હું પાપ પ્રત્યે ઘૃણા કરું છું—તેથી ક્રોધ દેખાડવાનો પ્રયત્ન નથી કરતું.

## સંસારની સર્જકદેવી

સંસારમાં મારાથી મોટું બીજું કોણ છે ! હું કોઇને નથી જોતી. અને જગતમાં મારાથી વધુ નાનું પણ કોણ છે ! એને તો હું કોઇ ઠેકાણે દેખતી નથી. પુરુષ દંભ કરે છે કે હું જગતમાં મુખ્ય છું. મોટો છું, હું કોઇની પરવા નથી કરતો—તે પોતાનાં દંડથી દેશને ધ્રૂજાવવા ઇચ્છે છે. તે કોઈ વખત આકાશમાં ઊડે છે, કોઇ વખત સાગરમાં ડુબકી મારે છે અને કોઇ વખત રણભેરી વગાડીને આકાશવાયુને કંપાવીને દૂર દૂર સુધી દોડે છે, પરંતુ મારી સમક્ષ તો તે નાનો જ છે, કેમકે હું તેની મા છું તેના રુદ્રરૂપને જોઈ હજારો–લાખો કંપી ઊઠે છે, પરંતુ મારી ડસ-હાલતા જ તે ચૂપચાપ જવા બંધાયો છે. હું તેની મા—કેવળ અસહાય બાળપણમાં જ નહિ—સર્વદા અને સર્વત્ર છું. જેના સ્તનોનું દૂધ પીને તેનું શરીર પુષ્ટ થયું છે, તે માતૃત્વના ઈશારાથી માથું નમાવી ચાલવા માટે બંધાયેલ છે.

ગર્વિષ્ઠ પુરુષ જ્યારે સિંહ, વાઘ આદિ હિંસક પ્રાણીઓ કરતાં પણ વધુ હિંસક બને છે, કઠોરતાની

સાથે મળતાં તેની કોમળ વૃત્તિઓ જ્યારે સુકાઈ જાય છે, જ્યારે તે રાક્ષસીવૃત્તિનો આશ્રય લઈ જગતના ચૂરેચૂરા કરવા તૈયાર થઈ જાય છે ત્યારે તે શુષ્ક મરુભૂમિમાં જળની શીતળ ધારા કોણ વહાવે છે? હું જ તેની સહધર્મિણી જ તેને મારી પાસે બેસાડીને મારું પોતાપણું તેનામાં ભેળવી હું તેને કોમળ કરું છું. મારી શક્તિ અપ્રતિહત છે. પ્રયોગ કરવાની કળા જાણતાં તે કદી વ્યર્થ નથી જતી.

### કુટુમ્બની ફૂલવેલ તે સ્ત્રી

હું બહારના જગતમાં સ્વતંત્ર નથી મ્હાલતી. તે મારા પિતા, પતિ, ભાઈ અને પુત્રની કાર્યભૂમિ છે. તેઓને કોઈ ક્ષેત્ર નહિ મળે તો તેઓ શું કરશે? પરંતુ મારું કાર્યક્ષેત્ર તેમની કર્મભૂમિથી ઘણું વિશાળ છે, પુરુષ જે કામને નથી કરી શકતો તે કામને હું અનાયાસે જ કરી શકું છું. પ્રમાણ-પુરુષના અભાવે સંસાર ચાલી શકે છે પરંતુ મારા અભાવે અપંગ થઈ જાય છે. સર્વ રહેતાં છતાં કાંઈ નથી રહેતું.

હું ભણું છું સંતાનને શિક્ષણ આપવા માટે, પતિના થાકેલા મનને શાંતિ આપવા માટે. હું ગાવાનું વગાડવાનું શીખું છું શોખીનોની લાલસા પૂર્ણ કરવા માટે નહિ, નર હૃદયને કોમળ બનાવી તેમાં પૂર્ણતા લાવવા માટે હું પોતે નથી નાચતી-પરંતુ જગતને નચાવું છું.

હું શીખું છું શિખવવા માટે શિક્ષણના ક્ષેત્રમાં મારો જન્મસિદ્ધ અધિકાર છે. હું ગુલામ નથી પેદા કરતી. હું પ્રગટ કરું છું, આદર્શ સર્જન કરું છું માનવનું, મહામાનવનું!

### સ્ત્રી શક્તિની પરાકાષ્ટા

હું ખડ્ગધારિણી કાલી છું, પાખંડીનો વધ કરવા માટે. હું દશપ્રહાર ધારી દુર્ગા છું સંગ્રામમાં નારી શક્તિને જગાડવા માટે. હું લક્ષ્મી છું સંસારને સુશોભિત બનાવવા માટે, હું પૃથ્વી છું. હું સરસ્વતી છું જગતમાં વિદ્યાદાન કરવા માટે સાહિષ્ણુતાના ગુણ વડે. આકાશ છું દરેકને આશ્રય આપનાર હોવાથી. અને જળ છું સર્વને સ્નિગ્ધ કરનાર બીજાને આત્મવત્ બનાવવાથી હું જ્યોતિ છું પ્રકાશના કારણે અને હું માટી છું કેમકે હું મા છું.

મારે ધર્મના વિષયમાં મતમતાન્તર નથી મારો ધર્મ છે નારીત્વ માતૃત્વ, મારામાં જાતિભેદ જનિત કોઈ ચિહ્ન નથી અખિલ નારી જાતિ મારી જાતિ છે.

હું સર્વથી વધુ નાની કેવી રીતે બનવું એ જાણું છું પરંતુ હું ઘણી અભિમાની છું. મારા ભયથી ત્રણે ભુવન ધ્રૂજી ઊઠે છે. હું જે ઈચ્છું તે જ મેળવી શકું છું, તો પણ મારું મન જગત-પ્રસિદ્ધ છે.

પુરુષ કામુક છે, તેથી તે પોતાના જ જેવી માનીને મને "કામિની" કહેવાની અભિલાષા ધરાવે છે. પુરુષ દુર્બલ છે, સહેજે વિરક્ત થઈ જાય છે, તેથી મને દારા કહે છે. હું સર્વ કાંઈ સહન કરું છું, કેમકે હું સહન કરતાં જાણું છું.

'હિન્દી ઉપરથી'

---

## સાહે જાન્યુઆરી ૧૯૪૯ નો
## —: સ્ત્રીબોધનો અંક :—
# નવલિકા અંક

(૧) આ અંકને વધારે સુંદર બનાવવા માટે લેખક ભાઈઓને અમારું લાગણીનું નિમંત્રણ છે. તેમાં વિવિધ વિચારો અને ભાવનાઓ પરત્વે ટૂંકી વાર્તાઓ લખી મોકલવી.

(૨) લેખકને તેની કૃતિ બદલ પુરસ્કાર આપવામાં આવશે. અને તેમની વાર્તાની એક કોપી તથા અંક પણ મોકલવામાં આવશે.

(૩) તમારી વાર્તા મોકડામાં મોડી તા. ૧૦-૧૨-૪૮ સુધીમાં કાર્યાલયની ઓફિસે મોકલી આપવા નમ્ર વિનંતિ.

(૪) જે કૃતિ નહિ છપાય તેને કાર્યાલય તે કૃતિ પાછી મોકલી આપશે.

(૫) તમારી વાર્તાનો મધ્યવર્તી વિચાર અને તમારો ફોટો હોય તો તે પણ મોકલી આપવો.

—મંત્રી

# શ્રી ઠાકરસી હિંદ મહિલા વિદ્યાપીઠ

શ્રી કેશવપ્રસાદ દેસાઈ

**સ**મસ્ત હિંદમાં આ એકજ મહિલા વિદ્યાપીઠ છે, શ્રી. ધોંડો કેશવ કર્વેના ઉત્સાહ અને પ્રયાસથી તેની સ્થાપના ઈ સ. ૧૯૧૬માં થઇ હતી. ત્યાર પછી તેને સ્વ. વિઠલદાસ ઠાકરસીની પંદર લાખની ઉદારતાભરી સખાવતથી સ્થાયી સ્વરૂપ આપ્યું. કેવળ લોકાશ્રયે અને સરકારી મદદ વિના ચાલતી વિદ્યાપીઠનો આ અવનવો પણ સફળ પ્રયોગ થયો છે. અગાઉ જ્યારે કોંગ્રેસ પક્ષ સત્તામાં આવ્યો હતો ત્યારે કોંગ્રેસ પ્રધાનોએ આ સંસ્થા તરફ સહાનુભૂતિ દર્શાવી હતી. પરંતુ તેનું કોઇપણ પરિણામ આવતા પહેલા તો કોંગ્રેસ સરકારમાંથી રાજીનામાં આપ્યાં અને આ વિદ્યાપીઠ પૂર્વવત ચાલુ રહી. હવે ફરી સરકારની સહાનુભૂતિ થઇ છે. અને આ વર્ષે એક વિશેષ બાબત અસ્તિત્વમાં આવી છે. અત્યાર સુધી આ મહિલા વિદ્યાપીઠ કેવળ ખાનગી સાહસથી ચાલતી સ્ત્રી શિક્ષણ સંસ્થા છે ત્યાં ભણેલી અને ત્યાંની પદ્દી ધરાવતી પારંગત થયેલી સ્નાતિકાઓને સરકારી નોકરી માટે લાયક ઠરાવવાની જાહેરાત સરકારે કરી છે, આ સંસ્થાને થોડી આર્થિક મદદ પણ સરકારે આપી છે, પરંત આ વિદ્યાપીઠ સરકારી સનદ ધરાવતી નથી. આવી સનદની ગેરહાજરીમાં આ સંસ્થા તરફ કન્યાઓને આકર્ષણ થવું જોઇયે તેટલું થયું નથી. આ મહિલાપીઠના મૂળ સિદ્ધાંતો તથા ખાસ કરીને માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાની તેની પદ્ધતિના ભલભલા વિદ્વાનોએ વખાણ છે. એના કાર્યને સફળ પ્રયોગ તરીકે ગણાવ્યો છે. છતાંયે બત્રીસ વર્ષના અસ્તિત્વને અંગે તેમાંથી આશરે એક હજાર સ્નાતિકાઓ પારંગત થઇ છે.

છેલ્લાં થોડાં વર્ષોથી આ મહિલા વિદ્યાપીઠના અગ્રણીઓએ સરકારી સનદ મેળવવાના પ્રયત્નો કર્યા છે. સરકાર તરફથી આ પ્રયત્નોને ઉત્તેજન પણ મળ્યું છે. પ્રથમ તો આ વિદ્યાપીઠ અને સરકાર નિયુક્ત સભાસદોની એક સમિતિયે આ વિદ્યાપીઠના અભ્યાસક્રમને ચર્ચી તેમાં ફેરફાર અને વધારા સૂચવ્યા. આ ફેરફાર વિદ્યાપીઠના અગ્રણીઓએ સ્વીકારી લીધા છે. ત્યાર પછી વિદ્યાપીઠના આગલા ચાન્સેલર–કુલપતિસર હરસિદ્ધભાઈ દિવટીઆના પ્રમુખપદ નીચે સરકારે એક ખાસ સમિતિ નીમી, અને વિદ્યાપીઠને કઇ શરતોએ સનદ આપવી તે નક્કી કરવાનું કામ તેને સોંપ્યું આ સમિતિનો હેવાલ જુલાઈ માસમાં પ્રસિદ્ધ થઇ ગયો છે. તેની ભલામણોની ચર્ચા જાણકાર મંડળોમાં થાય છે. આ સર્વ ચર્ચાઓ ધ્યાનમાં લઇને સરકાર તરફથી આ વિદ્યાપીઠને સનદ આપવાનો કાયદો થશે.

આ પ્રસંગે થોડી વાતોનો ઉલ્લેખ અત્રે કરવો અસ્થાને નહિ ગણાય આ વિદ્યાપીઠની સ્થાપના એક મુખ્ય કારણે થઈ હતી. સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ બહુ જ પછાત હતી. કન્યાઓને ઘરમાં ગોંધી રાખવામાં આવતી હતી. તેમના શિક્ષણ માટે સગવડો બહુ જ ઓછી હતી બાળલગ્નને લીધે માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણનો લાભ બહુ જ ઓછી સંખ્યાને મળતો હતો. વળી જે શિક્ષણ સંસ્થાઓ હતી તેમાં અભ્યાસક્રમ કુમારોને જ ધ્યાનમાં લઇને રચાયો હતો રાજતંત્ર ચલાવવા માટે સંખ્યાબંધ કારકુનો જોઇયે તે માટે પ્રથમ ઉચ્ચ શિક્ષણની વ્યવસ્થા થઇ હતી. અલબત્ત ત્યાર પછી તેમાં અનેક ફેરફારો થયા છે. અને તે ઉચ્ચ શિક્ષણ પણ લાભદાયી નિવડ્યું છે. બુદ્ધિની ખીલવણી અને જ્ઞાનપિપાસા તેથી વધ્યાં છે. પરંતુ આપણા દેશમાં પ્રવર્તતી સ્ત્રીઓની સામાજિક પરિસ્થિતિને ધ્યાનમાં લઇને કન્યાઓ માટેના અભ્યાસક્રમનો વિચાર તેમાં ન હોતો. શ્રી. ધોંડો કેશવ કર્વે અને તેમના સાથીદારો એ આ વિચારને મધ્યપદે સ્થાપીને આ મહિલા વિદ્યાપીઠનો ક્રમ ગોઠવ્યો, વળી તેઓનું સાહસ ખાનગી હતું રૂઢ થયેલા અથવા સામાન્ય રીતે પ્રવર્તતા વિચારો કે પૂર્વ ગ્રહોને તેઓ ત્યજી શકે તેવી સ્થિતિમાં હતા. એટલે તેમણે ઉચ્ચ શિક્ષણ માતૃભાષા દ્વારા જ આપ-

વાનું ઠરાવ્યું આ વિદ્યાપીઠની વિશેષતાઓ નીચે મુજબ થઈ.

૧ અખિલ હિંદ સંસ્થા.
૨. માતૃભાષા દ્વારા શિક્ષણ
૩. વિદ્યાપીઠ દ્વારા ચાલતી પાઠશાળા.
૪. અન્યત્ર ચાલતી પાઠશાળાઓની કન્યાઓની પરીક્ષા લેવાનો પ્રબંધ
૫. અભ્યાસક્રમમાં ગૃહવિજ્ઞાનને મુખ્ય સ્થાન.
૬. અભ્યાસક્રમમાં સંગીત ચિત્ર, આદિ લલિતકળાઓના અભ્યાસ માટે પ્રબંધ.
૭ પાઠશાળાઓમાં અભ્યાસ કર્યો હોય નહિ તેવી ખાનગી અભ્યાસ કરેલી કન્યાની પરીક્ષાનો પ્રબંધ

આ સર્વ વિશેષતાઓ ઉપયોગી છે પ્રથમતો આ સંસ્થા કોઈ પણ પ્રાંતમાં પરિમિત નથી અને અખિલ હિંદમાં તે કામ કરી શકે છે. હજી સુધી આવી બીજી કોઈ સંસ્થા હિંદ પ્રદેશમાં નથી. માતૃભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાનો સિદ્ધાંત તો હવે સર્વત્ર સ્વીકારાયો છે. ભાષાવાર વિદ્યાપીઠની સ્થાપના પણ થાય છે અને થશે મુંબઈ પ્રાંતમાં પણ પૂના અને અમદાવાદ વિદ્યાપીઠની સ્થાપના નક્કી થઈ ગઈ છે. છતાં યે મહિલાવિદ્યાપીઠ તો હજી એક જ અને અજોડ છે એટલે તેને હિંદ પ્રદેશમાં વ્યાપક રાખવી જ જોઈયે સ્ત્રીનો સામાજિક દરજ્જો હિંદના દરેક પ્રાંતમાં લગભગ સરખો જ છે એટલે આ વિદ્યાપીઠ સર્વત્ર ઉપકારક થશે

આ વિદ્યાપીઠ કેવળ શિક્ષણ આપે કે હાલની ચાલુ શિક્ષણ અને પરીક્ષણ બન્ને કાર્ય કરે? અત્યારે મુંબઈ અને પૂના દરેક સ્થળે તે એક એક કોલેજ ( પાઠશાળા ) ચલાવે છે. તેમજ અમદાવાદ અને વડોદરામાં સ્થાનિક મંડળો દ્વારા ચાલતી એક એક પાઠશાળા આ વિદ્યાપીઠ સાથે જોડાયલી છે. વિદ્યાપીઠના નવવિધાનમાં શિક્ષણ અને પરીક્ષણ બન્ને કાર્ય ચાલુ રહેવા જરૂરનાં છે છતાંયે વિદ્યાપીઠ દ્વારા આદર્શ પાઠશાળાઓ હિંદપ્રદેશના દરેક પ્રાંતમાં ચલાવવાનું શક્ય નથી. એટલે આ ચાર જૂની પાઠશાળાઓને વિદ્યાપીઠ તરફથી ચલાવવી જોઈયે. અત્યાર સુધી વિદ્યાપીઠમાં કેવળજ્ઞાન વિભાગ ( આર્ટ ) અને શિક્ષણ શાસ્ત્ર વિભાગ ( B. T ) છે, પરંતુ હવે પછી આ બે ઉપરાંત ખાસ ગૃહવિજ્ઞાન, પાઠશાળા તથા દાકતરી અને ઉચ્ચ પરિચારિકા જ્ઞાનશાળા તથા ઉચ્ચ લલિતકલા જ્ઞાનશાળા પ્રત્યે ખાસ ધ્યાન આપવું પડશે આ માટે સર્વ સ્થળોએ ગોઠવણ થઈ ના પણ શકે પરંતુ ચાર સ્થળોએ આ એક એક વિશેષતા દાખલ કરી શકાય સૂચના તરીકે અમદાવાદમાં લલિતકલા પાઠશાળા "( ફાઈન આર્ટસ અને ક્રાફ્ટ ) વડોદરામાં સામાન્ય જ્ઞાન ( હાલનું G. A ) મુંબઈમાં ગૃહવિજ્ઞાન પાઠશાળા તથા દાક્તરી ( પરિચારિકા ઉચ્ચ જ્ઞાન સહિત ) પાઠશાળા અને પૂનામ શિક્ષણશાસ્ત્ર પાઠશાળા ખોલી શકાય. ચારે સ્થાન કોએ ગુજરાતી તેમજ મરાઠી દ્વારા શિક્ષણને પ્રબંધ વિદ્યાપીઠે કરવો જોઈયે અને કન્યાઓ માટે નિવાસગૃહની ગોઠવણ કરવી જોઈયે.

આ ચાર સ્થળો સિવાય અન્ય સ્થળોએ પાઠશાળાઓ સ્થાનિક મંડળો સ્થાનિક મદદથી ચાલુ કરે તેવી પ્રવૃત્તિ પણ વિદ્યાપીઠે કરવી જોઈયે અને ખાનગી સંસ્થાઓમાં ભણતી બાળાઓની પરીક્ષા લેવાનું કામ તથા તે માટેની સત્તા પણ મહિલા વિદ્યાપીઠને હોવી જોઈયે.

અત્યારે હિંદ મહિલા વિદ્યાપીઠમાં ગૃહ વિજ્ઞાનને વિષય ફરજિયાત છે. આ વિષયમાં શરીરશાસ્ત્ર, બાળમાનસશાસ્ત્ર, બાળસંભાળ, આહારશાસ્ત્ર, વગેરે વિષયો છે. સામાન્ય જ્ઞાન વિભાગમાં આર્ટસ ડિગ્રીમાં પણ ભવિષ્યમાં આ વિષય ફરજીઆત રહેવો જોઈયે. લલિતકળા અથવા શિક્ષણશાસ્ત્રના વિશેષજ્ઞ થનારને પણ આ જ્ઞાન સંગતુજ જોઈયે. આ વિદ્યાપીઠની કોઈ પણ સ્નાતિકા એવી ન હોય કે જેને આ જ્ઞાન મળ્યું ન હોય આ ઉપરાંત ગૃહવિજ્ઞાનમાં પારંગતતા પામવા માટે આપણા સમાજને અનુકૂળ થાય તેવો ખાસ ક્રમ પણ હોય અને તે માટે આખીયે ગૃહવિજ્ઞાન પાઠશાળાનો પ્રબંધ થવો જોઈયે સ્ત્રી વૈદ્યોની, શિક્ષિકાઓની, પરિચારિકાની ખામી આપણા દેશમાં

છે, તે માટે સામાન્ય જ્ઞાન જ નહિ પણ વિશેષ જ્ઞાન આપનારી-પારંગતતા પ્રાપ્ત કરાવનારી પાઠશાળાઓનો સમાવેશ આ વિદ્યાપીઠમાં થવો જોઈએ. પોદ્દાર વૈદક પાઠશાળા મુંબઈમાં છે, તેનું જોડાણ મહિલા વિદ્યાપીઠ સાથે થાય તે ઈષ્ટ છે. તેમાંનો ક્રમ ઘણી મહેનતે તૈયાર કરી તેમાં આયુર્વેદશાસ્ત્ર તથા પશ્ચિમની દાક્તરી વિદ્યાનો સુમેળ સધાયો છે. તે પાઠશાળાને મહિલા વૈદક પાઠશાળામાં ફેરવી નાંખીને આ વિદ્યાપીઠને સોંપાય તો તેનો વિકાસ સુંદર થશે.

અત્યારે હિંદ મહિલા વિદ્યાપીઠમાં ખાનગી અભ્યાસથી તૈયાર થયેલી બાળાઓની પરીક્ષા લેવાનો પ્રબંધ છે મુંબઈ યુનીવર્સિટીમાં તેમ નથી. શિક્ષણ શાસ્ત્રીઓ કહે છે કે પાઠશાળામાં અભ્યાસ કરવાથી શિક્ષણ અને દોરવણી મળે છે તે ઉપરાંત ત્યાંના સમગ્ર વાતાવરણનો લાભ તથા અધ્યાપકોના વિશેષ જ્ઞાન તથા સહવાસ અને આદર્શનો લાભ વિદ્યાર્થીને મળે છે. આમાં ઘણું સત્ય છે, પરંતુ આપણે અત્યારની પરિસ્થિતિનો પણ વિચાર કરવો જોઈએ. માધ્યમિક શિક્ષણ આપતી આ ઓઓને લેવું હોય તો તે માટે પણ સગવડ ગામે ગામ નથી. કોલેજો એટલે પાઠશાળાઓ ગામેગામ તો વર્ષો સુધીએ નીકળશે નહિ. એટલે જે ગામમાં પાઠશાળા ના હોય ત્યાંની સ્ત્રીઓએ ઉચ્ચજ્ઞાન મેળવવું હોય તો કોલેજવાળા ગામોમાં જઈને ત્યાંના નિવાસગૃહોમાં તેમણે રહીને અભ્યાસ કરવો જોઈએ. આપણા ગરીબ દેશમાં અને સ્ત્રીઓની અત્યારની પરિસ્થિતિમાં આ શક્ય નથી જ. ભરૂચ, નડીઆદ અને ગોધરા, જેવા મુખ્ય શહેરોમાં કે સૌરાષ્ટ્રના કેટલાએ મોટાં ગામોમાં પાઠશાળાઓ નથી અને હજી વર્ષો સુધી થવાનો સંભવ નથી. આ સર્વ ગામોની સ્ત્રીઓ માટે ઉચ્ચ શિક્ષણનો કાંઈક પ્રબંધ તો થવોજ જોઈએ. તેઓ પોતે મહિલા વિદ્યાપીઠનો ક્રમ સ્થાનિક મદદથી તૈયાર કરી શકે તો તેમની પરીક્ષા હાલ લેવાય છે તેમ ભવિષ્યમાં પણ લેવાની ચાલુ રાખવી જોઈએ. કદાચ કોઈ જ્ઞાનવિભાગ માટે તેમ ન થાય તે સમજી શકાય. પરંતુ આર્ટ્સ ડિગ્રી માટે તો આ પ્રથા સહેલાઈથી ચાલુ રખાય નિષ્ણાતોનો જુલમ સર્વત્ર થાય નહિ તે માટે અનુભવીઓની સામાન્ય બુદ્ધિથી આ વાત વિચારવી ઘટે છે.

જ્ઞાનના વિવિધ ક્ષેત્રમાં ઉચ્ચ શિક્ષણ માતૃભાષા દ્વારા હવે આપવાનું છે, આ માટે પાઠ્ય પુસ્તકોની તૈયારી માટે સતત ઉદ્યોગ થવો જોઈએ દરેક વિષયમાં એકાદ પાઠ્ય પુસ્તકથી સંતોષ માનવાનો નથી. જુદી જુદી દૃષ્ટિએ દરેક વિષયના પાઠ્ય પુસ્તકો લખાવવાં જોઈએ. એટલું જ નહિ પણ પાઠ્ય પુસ્તકો ઉપરાંત તે તે વિષયનાં અન્ય પુસ્તકો રચાય તે માટે ઉત્તેજન આપવું જોઈએ. ભાષાવાર સ્થપાનાર વિદ્યાપીઠો સાથે સહકાર કરીને; તથા સાહિત્ય પ્રચાર માટેની સંસ્થાઓ સાથે મળીને શિક્ષણ પ્રચારનું અનેરું સાહિત્ય વેગથી પ્રસિદ્ધ કરવું જોઈએ.

સ્ત્રીઓમાં ઉચ્ચ શિક્ષણના પ્રચાર માટે શ્રી. ના. દા. ઠાકરસી હિંદ મહિલા વિદ્યાપીઠે અત્યાર સુધી ઘણું જ ઉપયોગી કાર્ય કર્યું છે. હવે આટલે વર્ષે તેને સરકારી સનદ મળશે તે જાણી સ્ત્રી શિક્ષણના સર્વ હિમાયતીઓને આનંદ થાય તે સ્વાભાવિક છે. આ વિદ્યાપીઠની સ્થાપના પાછળ રહેલી ભાવનાઓ અને તેની સ્થાપનાના મૂળ હેતુઓને ખંડિત કર્યા વિના જ તેને સનદ મળવી જોઈએ તેમ તેને સનદ આપતી વખતે તેને આર્થિક સહાય આપવાનો પ્રબંધ પણ સરકાર તરફથી થવો જોઈએ. કુટુંબોના પાયા ઉપર રચાયલા સમાજની ભાવના કંઈ આર્યાવર્ત એકલામાં જ નથી. ઈંગ્લંડ અને અમેરિકામાં પણ અત્યારે સમાજશાસ્ત્રીઓ આ આદર્શ સેવે છે વિભિન્ન થતાં કુટુંબો માટે તેઓ શોક કરે છે. અને લગ્ન વિચ્છેદના વધતા જતા આંકડાથી તેઓ ચિંતાતુર છે. આ મહિલાપીઠની ભાવનાનુસાર ઉચ્ચ શિક્ષણનો પ્રચાર હિંદી સ્ત્રીઓમાં થશે તો તેથી કુટુંબ ભાવના પ્રબળ થશે. નર અને નારી વચ્ચે જે વિઘંતર અત્યારે પ્રવર્તે છે તે દૂર થશે. અને ભવિષ્યની પ્રજા-અત્યારની બાળાઓની બુદ્ધિમય, સુંદર, સંભાળ લેવાશે.

○

# સહનશીલતા

શ્રી. કેશવલાલ ચ. પટેલ

કાન્તાએ સાસરિયે આવી પહેલ વહેલું એ કામ શીખી લીધું અને તે બજારમાં આવેલા નળ પર જઈ બે કલાક થોભવાનું સ્ત્રી–પુરુષોની કડવી–ભૂંડી બોલી સાંભળવાનું અને વારો આવે ત્યારે પાણીની બબ્બે ડોલો ભરીને ઘેર લઈ જવાનું હતું. આમ કરવા છતાંયે તેની સાસુનું ચઢેલું મોં સીધું ન રહે એમાં તે બિચારીનો શો દોષ ? વાતવાતમાં તેનો જવાબ લેવામાં આવતો. વાતવાતમાં તેને મ્હેણાં–ટ્હોણાં સહન કરવા પડતાં કાન્તાનું હૃદય એ વ્યંગ વચનો વડે સહુ જ દુભાતું પણ તે પોતાની વ્યથા કોને કહે ! પતિની પણ એના તરફ કંઈ વધારે સહાનુભૂતિ ન હતી, ફક્ત આંખોમાં આંસુ લાવી તે બધું રુદન કરે જતી હતી. સાસુની માફક એની જીભ લાંબી ન હતી, તે ફક્ત પોતાના કર્મનો દોષ કાઢી હૃદયને સંતુષ્ટ કરતી. સ્ત્રી પાસે આત્મવેદનાને વિસરવાનો આ કેવો સરળ ઉપાય છે !

લગ્નના દસ જ દિવસ પછી જ્યારે તેની સાસુએ તેના હાથમાં ડોલ આપી પાણી ભરી લાવવાનું કહ્યું ત્યારે તે કેટલીક ક્ષણ કર્તવ્યમૂઢ બનીને ઊભી રહી તેને એમ ઊભેલી દેખી તેની સાસુ પ્રજ્વળી ઊઠી ! વહુ, સાંભળ્યું કે નહિ ? બહેરી છે કે શું ? જા, જલદી પાણી ભરી આવ '

કાન્તાએ, વિવશ બની, ડોલો ઉપાડી ને ચાલવા માંડ્યું, પણ શરમને લીધે તેના પગ ઉપડતા ન હતા. પિયરીઆમાં તે પાણી શા માટે ભરે ! મા બાપની એ લાડકવાયી દીકરી હતી મમતાને કારણે તેની મા ઘર કામમાં પણ તેની મદદ ન માગતી એટલે તે આળસુ પણ બની ગઈ હતી, પતિ–ગૃહને તેણે આવા નિર્દય રૂપનું કદી કલ્પ્યુ ન હતું એ તેને મન એક રમ્ય અને આનંદદાયક કલ્પના હતી, પણ આજ સાસુએ એક ઠોકરમાં જ તેની સર્વ આશાઓ પર પાણી ફેરવી નાખ્યું તે ચાલી તો ખરી પણ જાણે આંખો બંધ કરીને બજાર વચ્ચે ડોલ ઉપાડી એક નવવધુને ચાલવું એનાથી વધુ લજ્જાસ્પદ વાત કઈ હોઈ શકે ?

નળ પર જતાં તેણી આંખોએ જે વિકટ દૃશ્ય જોયું, એનાથી તેનું હૃદય એકદમ બેસી ગયું નળની આજુબાજુ સ્ત્રીઓ, બાળકો અને પુરુષોનો મેળો જામ્યો હતો ચારે બાજુ ડોલ, ગાગરો, ઘડા, વગેરે પડ્યાં હતાં લોકો પોતપોતાનો વારો નક્કી કરવા લડી ઝઘડી રહ્યા હતા કોઈ કહેતું હતું કે હું પહેલો, મારો વારો આવે તો બીજું બોલતું કે બે કલાકથી ઊભા છીએ, તમારો વારો ક્યાંથી પહેલો આવે ' આમ ચડભડ થયા કરતી હતી.

આટલી ભીડ દેખી કાન્તા ફરી ઊઠી આ પ્રમાણે તો ક્યારે વારો આવે. તે કેટલીકવાર આમ વિચારતી જ ઊભી રહી એટલામાં બીજાં આઠ-દસ પાણી ભરનાર આવ્યા અને પોત–પોતાનાં વાસણ આગળ મૂકી પહેલો નંબર લેવાની ચેષ્ટા કરવા લાગ્યાં. કાન્તાને અનુભવ થયો કે કજિયા વિના અથવા જોર અજમાવ્યા સિવાય વારો આવે એવી સંભાવના નથી તેની ધીરજ ખૂટી. ખાલી વાસણ લઈ તે પાછી વળી તેણે પાછળ થતો ગણગણાટ સાંભળ્યો. ' બિચારી ખાલી જાય છે. ' બીજી બોલી ' નવી પરણેતર લાગે છે ! ' ત્રીજીએ કહ્યું. એટલે જ આટલી શરમાય છે ને, એની સાસુ એ કેવી મૂર્ખી હશે !

કાન્તા એ આ શબ્દો સાંભળ્યા અને તે ચૂપ-ચાપ ચાલવા લાગી પણ ઘરમાં પગ મૂકતાં જ તેના હાથપગ થરથર કંપવા લાગ્યા સાસુ કોણ જાણે શું શું કહેશે ? આંગણામાં પેસતાં જ તેની સાસુ મળી વહુને દેખી તેણે પૂછ્યું, ' પાણી ભરી લાવી, લ્યો......'

'ના......'

'ના, કેમ ના ? સિંહણની જેમ તડૂકા કરતી સાસુ બોલી.

'બહુ જ ભીડ હતી.'

'ભીડ હતી એથી શું. આખું જગત પાણી ભરી લાવે છે. તું જગતથી કંઈ જુદી નથી. જા, જલ્દી જા. જોતી નથી કે ઘરમાં પાણીનો છાંટોય નથી.'

'પણ...'

'પણ, પણ, શું કરે છે. તને સિંહાસન પર બેસાડવા નથી લાવી, સમજી હવેથી ઘરનું બધુંજ કામકાજ તારે કરવું પડશે. હું તો હવે ઘરડી થઈ. તારે જ બધું સંભાળવું પડશે જા, ઊભી ઊભી શું જુએ છે ?'

ફાંસીના માંચડા પર ચડતી વખતે માણસની જે અવસ્થા થાય છે એવી જ અવસ્થા કાન્તાની એ વખતે થઈ રહી હતી. તેને લાગ્યું કે માએ તેને નરકમાં ધકેલી દીધી હતી, કે જ્યાંથી તેનો છુટકારો જીવનભર થાય એમ નથી. મન મારીને તે ફરીથી નળ પર પાણી ભરવા ચાલી. ચાલતી વખતે તેના અંતરમાં શોક તથા દુઃખની ભીષણ આંધી ચઢી હતી.

પાણી ભરીને જ્યારે તે પાછી વળી ત્યારે થાકથી તેનું અંગે અંગ તૂટું તટું થઈ રહ્યું હતું. જાણે તાવ આવ્યો હોય એમ લાગતું હતું. પિતૃગૃહે હોત તો તેની તબીઅત ખરાબ હોવાની ખબર પડતાં જ ધમાલ મચી ઊઠત. તરતજ ડાક્તરને બોલાવવામાં આવત પણ અહીં તો મોં એ વાત કરનાર પણ કોઈ નહતું.

ભોજન કર્યા પછી તે થોડી વાર ઊંઘી ગઈ. હજુ તેને વાસણ માંજવાનાં હતાં. સાસુ ધીરે ધીરે પોતાના ખભાપરથી ગૃહસ્થીનો ભાર ઉતારી રહી હતી.

જ્યારે કાન્તા જાગી ત્યારે આંગણામાં કોઈ નહતું. એક ખંડમાં બેસી તેનો પતિ ઑફીસમાંથી લાવેલી ફાઈલો ફેંદી રહ્યો હતો. ધીરે ધીરે કંઈક કંઈક ગણગણાટ પણ સંભળાતો હતો. કાન્તાએ ભીંતને કાન અડાડી સાંભળવા માંડ્યું. તેની સાસુ પુત્રને કંઈક કહી રહી હતી. બેટા, હું તો દરેક વાત ભલાને માટે કહું છું. ભલા, તું જ કહેને કે ઓએ ઘરકામથી શું કરવું જોઈએ ? મારી જ વાત લેને, જે દિવસે મેં તારા બાપના ઘરમાં પગ દીધો હતો. તે જ દિવસથી ઘરનું બધું કામકાજ મેં જ સંભાળી લીધું હતું. અને ત્યારે તો આખા મહોલ્લા વાળાઓએ મારાં વખાણ કરેલાં. જો, રામુની વહુ કેટલી સુન્દર અને ચતુર છે. આવતાંની સાથે જ ઘરનો બધો કારભાર સંભાળી લીધો છે. આજ ગૃહલક્ષ્મીઓનું લક્ષણ છે.

'પણ, બા, વાત શું છે !'

'વાત કંઈ નથી, ભાઈ. હું હવે ઘરડી થઈ. હાથેથી હવે કંઈ બની શકતું નથી અને આંખે હવે બરાબર સૂઝતું નથી. મેં તો વિચાર્યું હતું કે વહુ આવશેને મારા માથેથી ઘરનો બધો ભાર ઉતરશે પણ મારું એવી નસીબ ક્યાંથી !'

'કંઈ સમજણ તો પાડો, શું વાત છે !'

'વાત શું હોય, વહુને જરા કહ્યું કે પાણી ભરી લાવ, બસ તરતજ મોં ચઢી ગયું. આખી દુનિયા પાણી ભરે છે તો એને ભરી લાવતાં શું થાય ? મોં ચઢાવીને ગઈ, તો ખાલી વાસણ લઈને પાછી આવી પૂછ્યું તો કહે છે કે માણથી એટલી ભીડમાં પાણી નહિ ભરાય. તું જ કહે કેને તે પાણી નહિ ભરી લાવે તો નોકર થોડોજ પાણી ભરી લાવવાનો છે. તું જરા હળવેથી તેને સમજાવજે.'

કાન્તાનું હૃદય ગ્લાનિ વડે ભરાઈ ગયું. તેણે ગુસ્સામાં આવી જઈ હોઠ કચડ્યા. શું કહ્યું, ઘરનું કામકાજ કરવાને મને લાવ્યા છે ! શું મારી કિંમત નોકરડીથી વધારે નથી ! તેણે પતિ તરફની સહાનુભૂતિની આશા ન રાખી કારણ કે તેનો પતિ સાધારણ કારકુન હતો અને તેની સમજ શક્તિ કારકુનીમાં કુંઠિત થઈ ગયેલી હતી. તે સમાજની રૂઢિઓથી દબાએલો હતો. તેણે મનમાં જ વિચાર્યું કે જો આ લોકોને મને મારી નાખવી હોય તો ભલે મારી નાખે કારણ કે હિન્દુ નારીને માટે એ સિવાય ક્યાં છૂટકો છે, પોતાના પતિની સેવા કરતાં ભલે એનો પ્રાણ જાય પછી ભલેને પતિ તેને પગની મોજડી ગણતો હોય.

કાન્તાને પોતાની વિવશતા પર બહુ ગુસ્સો આવ્યો. તેને એમ થયું કે દિવાલ સાથે પછાડી માથું ત્યજું.

બીજા દિવસે સવારે કાન્તાના પતિની આંખો વહેલી ઊઘડી ગઈ; આસપાસ જોયું તો પત્નીની પથારી ખાલી હતી. તે ઊભો થઈ બહાર આંગણામાં ગયો, જોયું તો સામે કાન્તા ઘડામાં પાણી ભરી રહી હતી. પાસે જઈ કહ્યું, 'કાન્તા !'

પતિના પાસે આવેલા દેખી કાન્તા સંકોચાઈ અને ધીરેથી બોલી, 'જી'

'આટલી વહેલી ઊઠીને પાણી ભરવાની શી જરૂર હતી !'

'દિવસ ઊગતાં તો ભીડ જામી પડે છે! અને પછી તે ડોલ વડે ઘડામાં પાણી ભરવા લાગી.

તેની સાસુને લાગ્યું કે તેના કઠોર શબ્દોએ વહુના હૃદય પર જરૂર કરતાં વધારે આઘાત પહોંચાડયો છે. હવે તો વહુ કંઇપણ પૂછયા-ગાછયા વિના ઘરનું બધું કામ જાતે કરે છે. વૃદ્ધાને એનાથી પણ સંતોષ ન થયો. તેને એમ લાગ્યું કે વહુ તેના અધિકાર છીનવી લેવા માગે છે. અને એ વિચારની કલ્પના જ તેના હૃદયમાં આગ લગાડવા બસ હતી. તે હજુ પણ કાન્તાને દિવસમાં વીસ વાર ધમકાવતી પણ કાન્તા કદાપિ કંઇપણ જવાબ ન દેતી, એથી વૃદ્ધાનો ક્રોધ વધારે થતો અને તે કહેતી, 'હું ઢોર નથી કે આખો દિવસ વિના કારણ બોલ બોલ કરું, વહુ તો મને ઢોર જેવી જ સમજે છે એટલે તો તે કોઇ દિવસ મોંએ હરફ પણ કાઢતી નથી '

કાન્તાને જીવતરમાં હવે કંઇ રસ ન રહ્યો. પતિ પાસેથી તેણે કંઇ કંઇ આશાઓ રાખી હતી, પણ તેની બધી આશાઓ ધૂળમાં મળી ગઈ, તેનો પતિ બેન્કમાં કારકુન હતો. એનું કઇ વ્યક્તિત્વ ન હતું અગર કંઇ વિશેષ જીવનધ્યેય ન હતું સવારે ઓફીસે ચાલ્યા જવું અને સાંજે આવી સૂઈ રહેવું, બસ, આ એના જીવનનો ક્રમ હતો.

તે પત્નીને ગૃહિણીથી વધારે પદ આપવા માગતો ન હતો. અને એટલે જ કાન્તા તેની સહાનુભૂતિની આશા રાખતી ન હતી. પતિની પૂજા એ અવશ્ય કરતી હતી પણ એમાં શ્રદ્ધા કે પ્રેમ ન હતાં.

કામનો ભાર અને જીવનમાં નિર્મોહ હોવાથી કાન્તાનું સ્વાસ્થ્ય બગડવા લાગ્યું. તેનાં રૂપ-રંગ નષ્ટ થઇ ગયાં. આંખોની ચમક નષ્ટ બની ગઇ. વાળનું સૌંદર્ય નષ્ટ બની ગયું. ગાલોમાં ખાડા પડી ગયા. કાન્તાની સિકલ જ બદલાઇ ગઇ.

તેના પિયરીઆથી વારે વારે તેડાં આવતાં હતાં એક વખત તેનો ભાઈજી તેડવા આવ્યો હતો. જ્યારે તેણે બહેનને દેખી ત્યારે તે ઓળખી પણ શકયો નહિ ! કાન્તાને દેખી તેની આંખમાં આંસુ આવી ગયાં. તેણે રુદ્ધ કંઠે કહ્યું, 'કાન્તા, આવું તારું શરીર'!'

કાન્તાએ મંદ હાસ્ય કરી કહ્યું: 'શું હું બિલકુલ બદલાઈ ગઈ છું ?

આ શબ્દો કૈલાસના હૃદયમાં દુઃખ પેદા કરી ગયા, તેણે કહ્યું: 'હું તને તેડી જવા અહીં આવ્યો છું.'

'હમણાં તો નહિ આવી શકું. કોઈ કામ કરનાર નથી. કોઇવાર પછીથી આવીશ.'

કૈલાસ દુઃખે હૃદયે પાછો ગયો.

×

એક દિવસ કાન્તાનું માથું દુઃખતું હતું. શરીર જાણે તૂટી રહ્યું હતું! તે ખાટલા પર જઈને સૂતી, સાસુએ એ જોયું અને તે ધૂવાંપુવાં થઈ ગઇ. તડૂકીને બોલી: 'વહુ રાણી, આરામ પછી કરજો. કૃષ્ણને આવવાનો સમય થયો છે, જરા ઊઠો. પિયરીએ જાવ ત્યારે રાતદિવસ ખાટલા તોડજો.

કાન્તાનું હૃદય પ્રજ્વળી ઊઠયું. તે વિચારવા લાગી, 'હું આ લોકોને માટે રાતદિવસ મહેનત કરું છું પણ આ લોકો મને કઇં પૂછતાં પણ નથી. જાણે હું એક મશીન હોઉં ! વિવશતા તથા આવેશ વડે તેની આંખોમાં આંસુ ઊભરાવાં. તેણે કહ્યું 'માતાજી, જરા માથુ દુઃખે છે.'

'બસ, ઊઠ હવે, ક્યા દિવસે તારું માથું નથી દુઃખતું ! જલદી ઊઠ. હજુ સુધી પાણી પણ ભર્યું નથી !'

કાન્તા જાણતી હતી કે જો કંઇ બોલશે તો કંઇને કંઇ સાંભળવું પડશે એટલે તે ચૂપચાપ ઊઠી

થઈ અને વાસણ લઈને નળ પર પાણી ભરવા ચાલી.

પાણી ભરીને જ્યારે તે પાછી ફરતી હતી ત્યારે તેનો પગ એકાએક કૂવાના ઉંતરા પર આવતાં ફસડાઈ ગયો. તે ગબડી પડી. એક હાથે તેણે માથા પરની ગાગર પકડી હતી અને બીજા હાથમાં ડોલ હતી. પડી જતાં ગાગર ઊછળીને તેના માથા પર પડી. જેથી તેને માથામાં વાગ્યું. આજુબાજુનાં લોકો એકઠાં થઈ ગયાં અને તેને ઘેર પહોંચાડી ગયાં.

સાસુએ વહુને વાગેલું દેખી કહ્યું: 'કામ કરવું નથી એટલે આરામ કરવાનાં બહાનાં શોધે છે!

કાન્તા આંખો બંધ કરી પડી રહી. તેને સખત દુઃખતું હતું, પણ તેણે ઉંકારો પણ ન કર્યો. અહીં તેની ચિંતા કરનાર કોણ હતું. તે તો જાલીમોની જાળમાં ફસાઈ પડી હતી.

સાંજે જ્યારે કૃષ્ણ નોકરી પરથી ઘેર આવ્યો ત્યારે પત્નીને દેખી કહ્યું, 'આ શું થયું!' 'કંઈ નહિ, બેટા, આ આવીને વચ્ચે જ બોલી ઊઠી. જરા પગ ખસી ગયો હતો!

'ડાકતરને બોલાવી લાવું!'

'એમાં ડાકતરની શી જરૂર છે. શેક કરવાથી આરામ થઈ જશે. તું ચાલ, ખાવાનું ઠંડું થઈ જાય છે!

બે ચાર દિવસ આમને આમ પસાર થઈ ગયા અને જ્યારે કાન્તા પથારીમાંથી બેઠી ન થઈ ત્યારે વૃદ્ધાના મનમાં તેલ રેડાયું. હવે તેને બધું ઘરકામ કરવું પડતું હતું. કામ કરતાં કોઈવાર નસીબનો દોષ કાઢતી તો કોઈવાર વહુને ગાળો દેતી. રાંડ પલંગ પર પડી રહે છે. એ તો એમ સમજતી હશે કે ચાલો કામની તો બલા ટળી. આમાં એવું તે શું થઈ ગયું છે તે ખાટલો જ છોડતી નથી.'

પછી કાન્તાની તબીઅત નિરંતર બગડે જતી હતી. સાસુ તો કદાપિ તેની પાસે ન જતી અને કોઈવાર જઈ ચડતી તો બે ચાર નવી નવી ગાળો દઈને ચાલી જતી. કૃષ્ણને પત્નીની ચિન્તા જરૂર થતી હતી પણ તે આખો દિવસ ઓફીસમાં રહેતો હતો.

પાંચમા દિવસે માએ પુત્રને કહ્યું: 'ભાઈ, થોડા દિવસ એક નોકરડી રાખી લે. વહુ તો ખાટલો પકડીને જાણે સાપ કરડ્યો હોય તેમ પડી રહે છે હું ઘરડી બની મારાથી હવે કેટલું કામ થાય?

બેપરવાહીનું પરિણામ એ આવ્યું કે કાન્તાની દશા ચિન્તાજનક થવા લાગી, એક રાત્રે તે પોતે બબડવા લાગી, 'મા, નળ પર બહુ ભીડ હતી, એટલે વાર થઈ, વાસણ પણ માંજી નાખ્યાં છે... પછી થોડીવાર રહીને અરે, હમણાં જ ઓફીસમાંથી આવતા હશે, નાસ્તો તૈયાર કરવાનો છે...'

કૃષ્ણ ગભરાયો બની ગયો. માને કહ્યું, હવે શું થાય, ડાકતરને બોલાવું.'

વૃદ્ધા પણ વહુનો બબડાટ દેખી ગભરાઈ ગઈ હતી. તેણે કહ્યું. 'ડાકતરની શી જરૂર છે આપણા પાડોશી વૈદને બોલાવો.'

વૈદ્ય આવ્યા અને દવા આપી પોતાની ફી તરીકે પાંચની નોટ લઈ ચાલતા થયા. વૃદ્ધા એ નોટની તરફ એવી રીતે જોઈ રહી હતી કે જાણે તેના ખોળામાંથી બાળક લઈ લીધું હોય!

કાન્તાને વારે વારે મૂર્છા આવતી હતી. બેશુદ્ધાવસ્થામાં તે કંઈને કંઈ બબડતી. કૃષ્ણ ઓફીસમાં જતો હતો અને સાસુ બહાર ડેલી સંગાથમાં ગપ્પાં મારવા કરતી હતી. એને મન કાન્તાનો રોગ નર્યો ઢોંગ હતો.

એક દિવસ પતિને પાસે દેખી કાન્તાએ કહ્યું. 'મારા પિતાજીને તાર કરીને બોલાવો.'

'શી જરૂર છે.'

કાન્તા ચૂપ બની ગઈ. પછી એકાએક બોલી, 'મરી રહી છું, એમનાં દર્શનતો કરી લઉં'.

સાસુ ઓરડામાં આવી રહી હતી. તેણે એ શબ્દો સાંભળી કહ્યું. 'તું શું મરવાની હતી! તને થઈ

# "નારી અને વેદ"

અનુ. દલસુખ જી. ટીમાણીયા

લગ્ન સમયે કન્યાદાન અને પાણિગ્રહણ બાદ કન્યા પોતાના મુખેથી 'નારી' શબ્દનો પહેલીજ ઉપયોગ કરે છે. (પા. ગૃ) કારણ કે તે પહેલાં 'નર સાથે તેને સંબંધ ન હતો નારીત્વ પ્રાપ્ત કર્યા પછી એ બે મહાન આદર્શ રાખે છે. મારો પતિ આયુષ્યમાન થાય અને મારા સમાજની (જ્ઞાતિ) અભિવૃદ્ધિ થાય નારી થયા પછી તેને 'સૌભાગ્યની' પ્રાપ્તિ થાય છે. (પા. ગૃ. ૧-૮-૯ મ ૧૪-૨-૬૮) સૌભાગ્યનો પ્રધાન અર્થ પતિની નીરોગી સ્થિતિ છે. (ઋ. ૧૦-૮૫-૧૧) સૌભાગ્યવતી સ્ત્રીઓનું ઘરમાં પ્રથમ સ્થાન છે. (ઋ) સ્ત્રી હંમેશા નીરોગી સ્નિગ્ધ પદાર્થોની વિભૂતિ મૂલ્યવાન ધાતુઓથી અલંકૃત, અશ્રુવિહીન (ઋ) સુરૂપીણી, હસમુખી કર્તવ્યનિષ્ટ પતિપ્રિય, સુવસ્ત્રા, વિચારશીલ, પતિપરાયણ, પતિવ્રતા-ધર્મનિષ્ઠ હોવી જોઈએ. (પા. ગૃ.)

પોતાના કર્તવ્ય મુજબ સાસુ, સસરા, દેર અને નણંદનો પ્રેમ પ્રાપ્ત કરવો જોઈએ નારી થવાની સાથે તેને પત્નીપદ પ્રાપ્ત થાય છે, કારણ કે એ પોતા પતિ માટે કર્તવ્યનું ફળ પ્રાપ્ત કરે છે (પાણિની) શાસ્ત્રીય નિયમ મુજબ પુરુષ સંબંધ પછી સ્ત્રી પત્ની કહેવાય છે પત્ની પુરુષનું અર્ધું સ્વરૂપ છે (તૈ. બ્રા. ૩-૩-૫) પત્ની સિવાય પુરુષ અધુરો રહે છે. (શ. ૫-૨-૧-૧૦) અને તે વિના યજ્ઞનો અધિકારી નથી બની શકતો (તૈ. ૨-૨-૨-૬) પત્ની લક્ષ્મીનું સ્વરૂપ છે. (શ. ૧૩-૨-૬-૭) તેનું પૂજન (સત્કાર) કરવું જોઈએ. (મનુ. ૩-૫૬) ગુણોની સ્ત્રીની પૂજા તેના કર્તવ્યોની થાય છે. પુરુષ દ્વારા સન્માનિત હોવાને કારણે સ્ત્રીનું વૈદિકનામ 'મેના' છે (નિરુ. ૩-૨૧) પતિ તેમાં ગર્ભરૂપથી ઉત્પન્ન થાય છે. એથી તેને 'જાયા' કહેવામાં આવે છે. (ઐ બ્રા. ૭-૧૩) યુગ્મ સંતતિથી સ્ત્રીની પ્રશંસા થાય છે. વીર સંતતિ થયા પછી જે સ્ત્રીમાં વિકૃતિ ન આવે તે મહત્ત્વશાલિની છે. સાધારણ સ્ત્રીમાં દસ સંતતિનું એંધાણ હોય છે. અધિક સંતતિથી જીવન કષ્ટમય બની જાય છે. (૨-૩-૨૦) સ્ત્રીના અંગોમાં બાહુ, આંગળીની શોભા, કેશની મૃદુતા, કટિભાગ, જાંઘની વિશાળતા, મધ્યભાગની કૃશતા, (શ. ૧-૨-૫-૧૧) વિગેરેની પ્રશંસા વેદમાં મળી આવે છે. સ્ત્રીએ એવી રીતે રહેવું જોઈએ કે અન્ય પુરુષ તેના રૂપને ન દેખી શકે (લજ્જા પૂર્ણ) એવી વાચા હોવી જોઈએ કે અન્ય પુરુષ ન સાંભળી શકે (મન્દ વાણી) (૧૦-૧૭-૪) સ્ત્રીઓએ પુરુષની સામે ભોજન ન કરવું જોઈએ (શ. ૧-૯-૨-૧૨) સ્ત્રીઓએ પુરુષની સભામાં બેસવું ઉચિત નથી. (શ. ૧-૩-૧-૨૧) સૂતર કાંતવું, વસ્ત્રો સીવવા બાળકોનો ઉછેર ઉચ્ચ કેળવણી વિગેરે સ્ત્રીનું કર્તવ્ય છે. (અ. ૧૪-૧-૪૫)

સ્ત્રીએ પોતાના વાળ સાફ રાખવા જોઈએ તથા સોનાના અલંકારો પહેરવા જોઈએ (અ. ૧૧-૫૩) સ્ત્રીએ પહેરેલા વસ્ત્રો પુરુષે ન પહેરવા જોઈએ એથી લક્ષ્મીનો નાશ થાય છે (૧૦-૮૫-૩૦-૩૪) નારીએ પોતાના નયનોમાં અમિદષ્ટિ અને શાંતિ રાખવી જોઈએ પ્રાણી માત્ર માટે તેણે હિતકારીણી બનવું જોઈએ. (૧૦-૮૫-૪૪) કોઈની હિંસાનો ભાવ રાખવો જોઈએ નહિ (શ. ૬-૬૧-૬૯) સ્ત્રીના હાવ-ભાવ વિલાસની નિશાનીઓ છે માટે તેમણે ઉચ્ચ આચરણ રાખવું જોઈએ. (યા. શિ.) (૧-૩૯-૨-૫૭-૬૩-૭૦) સ્ત્રીએ પતિ, સાસરો, ઘર અને સમાજની પૂર્ણી બનવા યત્ન કરવો જોઈએ (અ. ૧૪-૨-૨૭) પતિ-પત્નીનો સંબંધ કલ્યાણકારક અને પવિત્ર છે, એ માર્ગની હાનિ થતી નથી, એ પ્રશંસનીય છે, એથી ધનનો લાભ થાય છે. (અ ૧૪-૨-૮) દંપતિ પોતાના સંસારના દુર્ગમ માર્ગને સરળતાથી પાર કરી શકે છે. (અ. ૧૪-૨-૧૧)

ઋ.=ઋગ્વેદ. ય.=યજુર્વેદ (શુક્લ)

સા.=સામવેદ. અ.=અથર્વવેદ નિ. નિરુક્ત. શિ. શિક્ષા પા. ગૃ. પારસ્કર ગૃહ્યસૂત્રનો સંકેત.

ઉલ્લેખ.

(મુળ લેખક: ગોપીચંદ્ર મિશ્ર વેદાચાર્ય, ધર્મશાસ્ત્રાચાર્ય, મીમાંસા દર્શન શાસ્ત્રી. કલ્યાણના 'નારી' અંકમાંથી અનુવાદ.)




# એલ્યુમિનિયમના વાસણો

શુદ્ધ એલ્યુમિનિયમમાંથી બનાવેલાં વાસણો રસોઈ માટે
સર્વોત્તમ સ્વીકાર્યાં છે.

'ક્રાઉન' માર્કાવાળાં વાસણો શુદ્ધ એલ્યુમિનિયમમાંથી જ બનાવાય છે, એટલે
તેઓ વધુ અને વધુ વપરાય છે. વજનમાં હલકાં, કલાઈ કરાવવાની
કડાકૂટ નહિ, ઘાટમાં સુંદર અમારાં એનોડાઈઝ્ડ કરેલાં
કરેલાં રંગીન વાસણો ભેટ માટે અજોડ મનાય છે.

## જીવણલાલ (૧૯૨૯) લીમીટેડ

—: ક્રાઉન બ્રાન્ડ વાસણોના બનાવનારાઓ :—

કલકત્તા — મુંબઈ — મદ્રાસ — રાજમહેંદ્રી — રંગુન — એડન





## દાંત આવે છે?
## કે બાળક
## કજીયે ચડ્યું છે?

દૂધિયા દાંત આવતી વખતે બાળકને જે તકલીફ પડે છે તેમાંનો ઘણો ભાગ તો પાચનની ક્રિયાને કારણેજ હોય છે. જન્મથી માંડીને અઢી વર્ષની ઉમ્મર દરમ્યાન બાળકને અવનવી જાતનાં ખોરાક પચાવવાનો અનુભવ થાય છે તે સમયે આઇપારીન બચ્ચાંની હોજરી અને આંતરડાંને ખાસ મદદકર્તા થઈ પડે છે. અપચો, ઓકારી, ચૂંક તથા ઝાડા વિગેરે દરદોને આઇપારીન મટાડે છે.



## આઇપારીન

બચ્ચાંની પાચનશક્તિને વધારનાર

હતો. તેની લાંબી અને ભવ્ય દાઢી પવનથી આમ-તેમ ઊડતી હતી. તેનો ચહેરો એક વિકાળ સિંહ સમાન લાગતો હતો. જ્યારે પાસે આવ્યો કે તરત સર્વે લોકો બોલી ઊઠ્યા, "સરદાર અલ્તુનીઆનો જય! ધીમે ધીમે તે શહેર ભણી ચાલવા લાગ્યા

......મહારાણી મહારાણી! ભાગો ભાગો સરદારોએ બંડ ઊઠાવ્યું છે. એમ હાંફતો હાંફતો જમાલ બોલવા લાગ્યા

"શું જમાલ શહેરમાં બંડ થયું" રજિયા બોલી ઊઠી. હા, જોવું હોય તો ઝરૂખામાં જુઓ અને રજિયાએ ઝરૂખામાં શું દીઠું! જ્યાં ત્યાંથી ભયંકર ચીસો સંભળાતી હતી સર્વે જગ્યાએ મારો કાપોના અવાજો આવતા હતા ઠેર ઠેર જગ્યાએ ભયંકર આગો લાગી રહી હતી મારો મારો રજિયાને પકડો વગેરે અવાજો આવતા હતા કંઇ સેંકડો માણસો અને સ્ત્રી પુરુષોની કતલ થઇ ગઇ હતી રજીયાએ જ્યારે આ જોયું ત્યારે તે અત્યંત ખિન્ન થઇ ગઇ અને વિચારવા લાગી. શું મેં સુખચેનનો ત્યાગ કર્યો એટલાજ માટે મારે આવું શીખવું પડશે, અને શું હું સ્ત્રી છું માટે રાજ્ય કરવાને લાયક નથી? ચાલ જમાલ મારો ઘોડો તૈયાર કર અને રજિયા પોતાના કાળા ઘોડા ઉપર સ્વાર થઈ તે ક્રોધી થઇ રજિયાએ હાંકોટો પાડયો મારો મારો દેશદ્રોહીઓને મારો ત્રિણી ત્રિણીને મારો એક પણ છટકે નહિ. રજિયાના એક હાથમાં પિસ્તોલ અને બીજા હાથમાં તરવાર દેખીને ભાગવા સરદારો પણ પાછા પડવા લાગ્યા રજિયાની તરવાર વીજળીના ઝબકારાની માફક કરવા લાગી કંઈ સેંકડો માણસો કાપી નાખ્યા; પણ આખરે દુશ્મન દળ વધુ હોવાને કારણે પરાજીત થઇ.

જમાલ પ્યારા જમાલ શું હું તને છોડીને નાસી છૂટું? કદી નહિ એમ રડતાં રડતાં રજિયાએ કહ્યું. મહારાણી વખત ગુમાવવાની જરૂર નથી આ મારાં કપડાં પહેરીને જેમ બને તેમ જલ્દી નાસી છૂટો. જો સહેજ પણ વાર થશે તો આપણા બંન્નેનું મોત થશે. કદી જો આપ છૂટાં હશો તો પાછી મદદ કરી શકશો વફાદાર જમાલે કહ્યું.

પણ જમાલ આવા કારાગારમાં હું તને મૂકીને શી રીતે જાઉં તારું શું થશે! જે થવાનું હશે તે થશે બસ જાવ! જમાલે દુશ્મની ઢબે કહ્યું તરત જ રજીયાએ જમાલનો પોશાક ધારણ કર્યો. ધીમે ધીમે તે શહેરમાંથી નાસી છૂટી દૂર દૂર ઘણે દૂર જંગલમાં એકલી ચાલવા લાગી. પાસે ખાવાને અન્ન નથી પીવાને પાણી નથી કંઠ સુકાય છે પાણી પાણી કરતી એક ઝાડ નીચે પડી એટલામાં એક ખેડુત ત્યાં આવી ચડ્યો તેણે જોયું તો રજિયાના પુરુષ પોશાકની અંદર કેટલુંક જોયું. "પાસા દેખી મુનિવર ચળે!" તેમ ઝવેરાત દેખીને ખેડુતના મનમાં ખુરો વિચાર આવ્યો અને ઊંઘતી રજિયાને મારી નાખી આખરે હિંદની પ્રથમ સુલતાના આવા કમનસીબ મોતે મરી ધન્ય છે! સુલતાના રજિયાને કે જેણે પુરુષોની પરવા કર્યા સિવાય દુશ્મનો ત્યાગ કર્યો અને સુખે લડી,



પ્રકાશક: ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા. 'શ્રીબોધ કાર્યાલય: પીરમશા રોડ અમદાવાદ.
મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ: નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ: ઘીકાંટારોડ, અમદાવાદ.

છોકરાઓ માટે!





# ડોંગરેનું બાલામૃત

પીવાથી રૂષ્ટ પુષ્ટ થાય છે. એથી છોકરાનાં ઉછરતાં શરીરને ઘણી સારી મદદ મળે છે.

માલીક:-, કે. ટી. ડોંગરે કું. મુંબઈ-૪.



## સ્ત્રી ઋતુની પ્રત્યેક અવ્યવસ્થામાં

ગર્ભાશય તથા બીજકોષનાં તમામ દરદોમાં અને માસિક ધર્મ બંધ થયા પછીની તકલીફોમાં એલેમ્બીક એલેટ્રીસ એલીક્ઝીર ત્વરિત અને કાયમી ફાયદો કરે છે.



## એલેટ્રીસ એલીક્ઝીર

એલેમ્બીકની બનાવટ

પુસ્તકાલયો માટેનાં ઉત્તમ નવાં

# પુસ્તકો

રૂ. ૬-૮-૦માં

સ્ત્રીઓ માટે ખાસ આ પુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં છે. માટે બહેનોએ આ સેટ તુરત મગાવી લેવો.

૧. કલા અને કલાકાર કિં.રૂ ૧
૨. સૌંદર્ય અને શણગાર ,, ૧
૩. ભરત–ગુંથણ ,, ૧
૪. નારી, લગ્ન અને પ્રકાશ ,, ૦॥
૫. આદર્શ નારી આનંદી ,, ૧
૬. મીઠી મધુરી વાતીઓ ,, ૦॥
૭. પ્રસવ–બાળઉછેર ,, ૧
૮. સામાજિક રીવાજો સંસારની સફળતા કિં રૂ. ૦॥।
૯. વ્રતો–તહેવારો ,, ૧
૧૦. માવજત કલા ,, ૧
૧૧. મેના–મદારી ,, ૦॥।
૧૨. ભૂપેન્દ્રનું ખુન ,, ૦॥
૧૩. પ્રિયતમ ,, ૦॥
૧૪. ગીતરજની ,, ૦॥

આ ઉત્તમ પ્રકાશનોનો સેટ રૂ. ૬-૮-૦ મળે છે. છુટક જોઇએ તો છાપેલા કીંમતે મળશે.

લખો:—

જીવનલાલ અમરશી મહેતા.

પીરમશા રોડ, અમદાવાદ.

સ્ત્રીબોધની ભેટ રવાના થાય છે.

પ્રેમચંદની

# નવલિકાઓ

અનુવાદક : કેશવપ્રસાદ દેસાઈ

૧. બંદીવાન પેલું ગીત ગાવ
૨. હીરો અને મોતી
૩. કુલવધુ
૪. પાણીથીયે પાતળાં
૫. કફન
૬. નવાબી સંસ્કૃતિ

કિંમત રૂ. ૧–૪–૦ ટ. ખ. ૬ આના

આ ૭ ઉત્તમ પ્રકારની નવલિકાઓ આ પુસ્તકમાં આપવામાં આવી છે.

ચાલુ સાલના ગ્રાહકોને આ પુસ્તક તથા ગરબાનો ખાસ અંક અને બીજા અંકો આટલું વાચન વાર્ષિક રૂા ૬ માં આપવામાં આવે છે ગ્રાહક થનારે રૂ. ૧ તુરત મોકલી નામ નોંધાવવું.

પરદેશના ગ્રાહકોએ રૂા ૭–૮–૦ અગર શીલીંગ બાર પોસ્ટલ ઓર્ડરથી મોકલવા.

લખો:—

સ્ત્રીબોધ કાર્યાલય

પીરમશા રોડ, અમદાવાદ.




# નારી જગતનાં × × × × ×

## સ્વાસ્થ્ય અને સૌંદર્ય માટે—

**શાર્ઙ્ગધરનાં—**
સિદ્ધ [illegible]

+ **ભૃંગરાજ તેલ:—** વાળને કાળા અને લાંબા બનાવે છે. મગજને ઠંડક આપે છે, ખરી પડતા વાળ અટકાવે છે. શાંત નિદ્રા લાવે છે.

+ **અશોકારિષ્ટ:—** સ્ત્રી સુલભ દર્દો જેવાં કે:—
* પ્રદર, * અનિયમીત માસીક,
* સુવારોગ * વંધ્યત્વ વગેરે
મટાડે છે.

+ **દંતમંજન:—** દાંતનું સ્વાસ્થ્ય અને સ્વચ્છતા જાળવે છે, દુર્ગંધ દુર કરે છે.

+ **સૌરાષ્ટ્રીય બિન્દુ:—** આંખમાં ટીપાં નાખવાથી આંખો સાફ રહે છે, અને તેજસ્વી બને છે.

## —જામનગર શાર્ઙ્ગધર લેબોરેટરી લિ.—

—જામનગર (સૌરાષ્ટ્ર)—

અમદાવાદ એજન્ટ:— એમ. નારણદાસની કુંપની રાયપુર ચકલા
સુરત એજન્ટ:— શ્રી જગદંબા મેડિકલ સ્ટોર, નાણાવટ, મેનરોડ
ભરૂચ એજન્ટ:— ગાંધી મેડીકલ એન્ડ જનરલ સ્ટોર્સ
વડોદરા એજન્ટ:— શ્રી સ્ટોર્સ મામાની પોળ સામે, રાવપુરા રોડ

A. P. CO.

૯૩ મા વર્ષમાં જાન્યુઆરીથી પ્રવેશ કરે છે.

# સ્ત્રીબોધનાં વાંચકોને.

આપની સમક્ષ જણાવતાં અમને હર્ષ થાય છે કે 'સ્ત્રીબોધ' માસિક આ છેલ્લો અંક આપના કરકમળમાં રજુ કરી ૯૨ વરસની લાંબી અને કપરી મંઝીલ પુરી કરી ૯૩મા વરસમાં પ્રવેશ કરે છે. આપ સૌના સહકાર વડે આવા કપરા સંજોગોમાં પણ અમે અમારી સેવાઓ ગુજરાતી સમાજની સમક્ષ સતત રજુ કરવાની ખ્વાહેશ રાખીએ છીએ.

આપ ૯૩મા વરસથી સ્ત્રીબોધના રૂપરંગ અને સાહિત્ય વાનગીઓથી જરૂર સંતોષ પામશો એવી નવીન અને ભવ્ય યોજનાઓ અમે ઘડી છે. નવા વરસની શરૂઆતમાં મોટી મોટી વાતો રજુ કરવામાં આવે અને પાછળથી એનું પરિણામ શુન્યમાં આવે એવું કદાપિ માનશો નહિ.

અમે "સ્ત્રીબોધ" ગુજરાતી સ્ત્રી-સમાજનું અજોડ અને અદ્યતન માસીક બની રહે એવી ગોઠવણ ખચીત કરી મુકી છે અને તે આપ આવતા વરસમાં તેમાં પીરસવામાં આવતી સામગ્રીથી જોઈ શકશો.

"સ્ત્રીબોધ" આપ સૌનો હૃદયપૂર્વક સહકાર ઇચ્છે છે તથા આપને વિનંતિ કરે છે કે આપના ઓળખાણવાળાઓમાં તેના ગ્રાહક માટે આગ્રહ ભરી ભલામણ કરશો તો અમે આપના ઘણાજ આભારી થઈશું.

જાન્યુઆરી ૧૯૪૯નો પહેલો "નવલિકા અંક" આપને વી. પી. થી રજુ કરીશું તે છોડાવી લેવા કૃપા કરશો અને જો તે પહેલાં આપના લવાજમની રકમ મનીઑર્ડરથી મોકલાવી આપી કાર્યાલયને સહકાર આપશો તો ઘણોજ આભાર.

સ્ત્રીબોધનું સને ૧૯૪૮ નું ભેટનું પુસ્તક "નવલિકાઓ" આ માસની અંદર મોકલાવી દેવામાં આવશે તે જાણશો.

---

જાન્યુઆરીનો અંક વી. પી. આવેથી છોડાવી લેજો.

આ અંક મળેથી આપનું નવું લવાજમ મોકલવાની ગોઠવણ કરશો અને આપના ઓળખીતા ભાઈ બહેનને પણ સદર માસીકના ગ્રાહક બનવા અમારાવતી વિનંતિ કરશો તો આભાર

શ્રીબોધ આપ સૌની અંતરથી ઉન્નતિ ચાહે છે અને આપ સૌ એની ઉન્નતિ ચાહશો એવી અપેક્ષા રાખે છે.

અનાવિલ જ્ઞાતિની બહેનોએ પોતપોતનો જુનાગ્રાહક નંબર સાથે લવાજમના રૂ ૪-૪-૦ મોકલવા વિનંતિ છે

સૌ

ચંદ્રકાન્ત મહેતા

મંત્રી

---

ભેટ પુસ્તક 'નવલિકાઓ' આપને આ અંક પછી મળી જશે

---

દર મહિને અવનવી નવલિકાઓ, નાટિકાઓ, હાસ્યરસ આપતી ગ્રંથમાળા શરૂ થાય છે

# સરસ્વતીગ્રંથમાળા

(જ્ઞાનવર્ધક પુસ્તકમાળા નવા સ્વરૂપમાં)

આ ગ્રંથમાળામાં દર મહિને એક પુસ્તક પાના ૬૪ ક્રાઉન ૧૬ની સાઈઝમા આપવામાં આવશે. છૂટક નકલની કિં આઠ આના રહેશે

વાર્ષિક લવાજમ

દેશના ૫—૦—૦ પરદેશના ૬—૮—૦

ગ્રાહક થવા આજે જ મનીઓર્ડર કરો

દર મહિને માસિકોની માફક આ પુસ્તકો બહાર પડશે તે દરેક ગ્રાહક બનનારને વેગ્મેડા પહોંચાડવામા આવશે લવાજમ મોકલો

લખો મંત્રી સરસ્વતી ગ્રંથમાળા
C/o શ્રીબોધ કાર્યાલય,
પીરમશા રોડ, અમદાવાદ

ગુર્જર ગ્રંથભવનનું અપૂર્વ પ્રકાશન

# ભાલણનાં પદ

કવિજીવનની નોંધ આ સાથે પુસ્તકમા રજુ કરેલી છે. ભાલણ કવિનો વાત્સલ્યરસ ગુજરાતના જ નહિ બલ્કે ભારતના કાવ્ય-સાહિત્યમા અપૂર્વ છે, તે આ પદોની વાનગી ઉપરથી સિદ્ધ થાય છે..

કિંમત રૂપિયા ત્રણ

## મીસ પ્રિન્ટ : સુધારો

પાના સાતમા ઉપર "પુરુષો અને ગૃહવ્યવસ્થા"નું હેડીંગ છે તેની શરૂઆત બીજા કોલમમા "ગૃહજીવનના જ્ઞાનની આવશ્યકતા'થી શરૂ થાય છે અને બાકીનું દેહ કોલમ છે તે ભાગ "વિશુદ્ધ આદર્શ' પાના ૧૮ ઉપરનું અનુસંધાન છે આ પ્રમાણે વાચકોએ સુધારીને વાંચવું.

ગૃહસ્થકુટુંબો, સ્ત્રીઓ અને બાળકોનું માનીતું જુનામાં જુનું માસિકપત્ર




વર્ષ ૯૨ : | ડિસેમ્બર ૧૯૪૮ | અંક ૧૨ મો

જેમની ૬૦મી જન્મજયંતિ હિંદનાં ગામડે ગામડે અને ઘેર ઘેર
પૂર ઉત્સાહથી ઉજવાઈ હતી
એવા રાષ્ટ્ર વિધાયક મેધાવી

# મહાપુરુષ જવાહરલાલનું જીવનદર્શન

લેખક : શ્રી. એચ. યુ. દવે મસ્ટર્સ ઓન હાઇસ્કુલ અમદાવાદ.

[ હિન્દના બત્રીસ કરોડ માનવીઓનું ભાવિ જેની અજબ મેધા ઉપર નિર્ભર છે એવા રાષ્ટ્રવિધાયક અને નિત્યયુવાન સમા ભારતભોમના સુપુત્ર જવાહરલાલ નહેરૂના જીવનનો આછો પરિચય આ લેખમાં શ્રી. એચ. યુ. દવે સુંદર રીતે રજૂ કરે છે. સમૃદ્ધ વાતાવરણથી વિરાટને માપવાની જે શક્તિ ઇશ્વરે માનવીને આપી છે તે સિદ્ધાંતને મૂર્તિમંત કરતું આ ચમત્કૃતિપૂર્ણ જીવન પ્રત્યેકને માર્ગદર્શન અને આદર્શનો ઓવારો બતાવે છે. ]

જીવનનો મહામૂલ્યવાન સમય જેમણે શ્રીમંતાઇમાં ગાળ્યો, યૌવનનો આરંભ જેમણે દેશની સ્વાધીનતા કાજે માતૃભૂમિના મુક્તિ યજ્ઞમાં સર્વસ્વ હોમવાની તમન્નાથી કર્યો, અને જીવનમાં ન વટાવ્યા પહેલાં જન્મભૂમિની સ્વતંત્રતા સિદ્ધ પેલી જોઇ, સ્વાધીન હિંદના રાજરથના સારથિ બન્યા, એવા આપણા સહુના લાડીલા, સ્વાધીન હિંદના પ્રથમ મહાઅમાત્ય ( વડાપ્રધાન ) પંડિત જવાહરલાલ નહેરૂની આજે સાઠમી જન્મજયંતી . આજના મંગળ દિવસે અમારા તેમને હજારો વંદન હો !

રાજકુમાર જેવા વૈભવવિલાસમાં ઉછરેલા સાહ્યબાદીના સંસ્કારો આપની હેરો અને એટનીની વિદ્યાપીઠમાં શિક્ષણ પામેલા, સ્વ. પં. મોતીલાલ નહેરૂના એકના એક પુત્ર પં. જવાહરલાલને કાળા રાઉલેટ કાયદા વખતે પંજાબમાંના અમાનુષી અત્યાચારોએ મહાત્મા ગાંધીજીના નિકટના સંપર્કમાં મૂકી દીધા હતા. ત્યારથી પં. જવાહરલાલજી રાષ્ટ્રપિતાના લાડીલા પુત્ર તરીકે રહેવા લાગ્યા હતા. પિતાની સાથે પં. જવાહરલાલને રાજકારણમાં મતભેદ થયો પણ રાષ્ટ્રપિતાની સત્યપ્રિય વિચારશ્રેણી સાથે સંપૂર્ણ રીતે મળતા ન થવાય છતાં તેમની સાથે તેમનો મતભેદ વિરોધાભાસ તરીકે થયો નથી.

સર્વ રાષ્ટ્રસંઘની બેઠકમાં તેઓ ગયા હતા. ત્યાં તેમણે રાષ્ટ્રપિતાના એ અમરજીવન સંદેશનો પ્રતિઘોષ પાડ્યો છે.

પંડિત જવાહરલાલજી જન્મે ગર્ભશ્રીમંત, વિચારે સમાજવાદી છતાં વ્યવહારમાં વાસ્તવદર્શી છે, પરંતુ તેથી કરીને એ આત્મછળ કરે છે એવો આક્ષેપ એમના આજન્મ શત્રુથી પૈ કરી શકાય નહિ તેવા છે. તેમનું ચારિત્ર્ય ગંગાના પવિત્ર જળ સમાન તેમજ સ્ફટિક શું નિર્મળ છે, તેથી એમને ક્વચિત્ આત્મસંયમ ગુમાવી દે તેવો ઉકળાટ અન્યાય, અવ્યવસ્થા, અસ્વચ્છતા, આડંબર અને આંતરકલહ થાય છે.

દેશની (મુલકની) મુકમ્મિલ આઝાદી

આઝાદીના જંગલમાં ભોળા માતા, સજ્જન મિત્રસમા પિતા, પ્રાણાધિક સુકોમળ પ્રિયપત્ની અને અને અન્ય સ્નેહીને જીવનની આહુતિ આપતા જોયાં, તેમ છતાં આપણા લાડીલા જવાંમર્દ જવાહરલાલજી સ્વાધીનતાના સંગ્રામના સાચા સેવક પોતાનું સ્થાન છોડીને સ્વજનોની માયા માટે રોકાયા નથી. પોતાના બહુજ પ્રિય રાજમહેલ જેવા "આનંદભુવનની" ખરાબ સ્થિતિ તેમણે પોતાની નજરે નિહાળી છતાં પણ તેને બચાવવા માટે કે તેના શોક માટે તેમણે વિચાર સરખો પણ નથી કર્યો વરસો સુધી જેલના સળિયા પાસે દિવસો ગાળ્યા. જે પુરુષ રાજમહેલને રહેવાને લાયક તે પુરુષને સરકારના જદીવાસ વેઠવા પડ્યા. છતાં એમણે સામ્રાજ્યશાહીના ચુસ્ત ઉપાસક મી. ચર્ચિલ જેવા તરફ દ્વેષ કે રોષની લાગણી પણ કેળવી નથી. તેથી તેમના શત્રુઓ પણ તેમના મુક્તકંઠે વખાણ કરી રહ્યા છે જેમણે એમને જેલની સજાઓ કરેલી તેમને જ એમની પ્રશંસા કરવી પડે છે. જે લોકોએ તેમને છુપી બાતમી આપનાર (પાંચમી કતારના અગ્રેસર) તરીકે લેખ્યા હતા અને તેમને ખોટી રીતે હેરાન કર્યા હતા. તે જ લોકો આજે જવાહરને વિશ્વના તારણહારોની હરોળમાં તેમનું સ્થાન નક્કી કરે છે.

રાષ્ટ્રના મેધાવી મહાપુરુષ



આજે હિંદના રાજકારણમાં પં. જવાહરલાલના અનુયાયી બનવામાં બડભાગી બનવાનો લહાવો લોખંડી કાયાનો આદમી લઈ રહ્યો છે. એમના હાથમાં બત્રીસ કરોડ હિંદવાસીઓનું ભાવિ સલામત છે. એમને યુદ્ધની જરાપણ ઈચ્છા નથી. તેઓ તો શાંતિના ચાહક છે. છતાં પણ જો દેશની સ્વતંત્રતા ઉપર કોઈ તરાપ મારવા આવે અથવા બીજા કોઈ કારણે યુદ્ધ જાહેર કરવું પડે તો આ અમારો જવાંમર્દ પોતાના લોખંડી કાયાના મિત્રની સહાય સાથે સમગ્ર જગતને પણ જવાબ આપવા તૈયાર રહે તેવો વીર છે. અમારા આ લાડીલા નેતાને પડોશી સાથે સારો સંબંધ રાખવાની ઈચ્છા છે છતાં જો પડોશી પોતાનો ધર્મ ભૂલી જઈ વિરોધી માર્ગે દોરાશે અને પોતાની સત્તા ખોટી રીતે વધારશે તો અમારો જવાહરલાલજી તે વસ્તુસ્થિતિને જરાપણ સહન કરવાને તૈયાર નથી આવા અમારા વડાપ્રધાનની જીવન તવારીખ જોઈએ.

જીવન તવારીખ

ઈ. સ. ૧૮૮૯ ના નવેમ્બરની ચૌદમી તારીખે નહેરૂ કુટુંબમાં શ્રી મોતીલાલને ત્યાં એક બડભાગી પુત્રનો જન્મ થયો. આ બડભાગી પુત્ર તે હિંદના નેતા જવાહર. તેમના પિતા ગર્ભશ્રીમંત હોવાથી જવાહરલાલે પોતાનું બાળપણ બહુ જ વૈભવથી વિતાવ્યું હતું. આ વાતાવરણમાં જવાહરલાલને રાજ કરણી, કુટુંબના અને બહાદુરના ઉચ્ચ સંસ્કારો મળ્યા હતા. તેમના માતા બહુ ભોળા હતા. તેમના પિતા સહેજ કડક પણ ખરેખરા સજ્જન પુરુષ હતા

જવાહરલાલના બાલ્યપણમાં મોતીલાલ નહેરૂના નવા નિવાસસ્થાન આનંદભુવનની રચના થઈ. આ આનંદ ભુવનમાં જવાહરને પશ્ચિમ તથા પૂર્વના સંસ્કારો મળ્યા અને આજે એ બન્ને સંસ્કારોના સાચો પ્રતિનિધિનો તેઓ પાઠ ભજવે છે. જવાહરે શરૂઆતમાં ખાનગી અંગ્રેજી શિક્ષક તેમજ પંડિતો પાસેથી અભ્યાસ કર્યો હતો. તેર વર્ષની નાની ઉંમરે તેઓ થિઓસોફીકલ સોસાયટીમાં જોડાયા અને બનારસ અધિવેશનમાં હાજરી આપી હતી. અહીંયી તેમને સામાન્ય લોકો સાથે સંપર્ક થવા લાગ્યો.

૧૫ વર્ષની ઉંમરે તેમના પિતાની સાથે તેઓ ઇગ્લેંડ ગયા. અને ત્યાંના હેરોના વિખ્યાત શાળામાં જોડાયા. આ શાળામાં સામાન્ય વિદ્યાર્થીઓ અભ્યાસ કરી શકતા નહિ. અત્યારે બ્રિટનના મહત્ત્વના રાજકરણીઓ તે બધા તેમની સાથે અભ્યાસ કરતા.

૧૯૦૭માં જવાહરલાલ કેમ્બ્રિજની ટ્રીનીટી કોલેજમાં દાખલ થયા અહીં તેમણે ત્રણ વર્ષ સુધી અંગ્રેજી લેખકોના મહત્ત્વના પુસ્તકોનું અધ્યયન કર્યું. ત્યાંથી તેઓ લંડન આવ્યા ત્યાં તેમણે બે વર્ષ કાયદાનો અભ્યાસ કર્યો. આ વખતે જવાહરલાલ બહુ ભભકાથી બાદશાહી ઠાઠમાઠથી જીવન પસાર કરતા હતા.

ત્યાર પછી દેશમાં આવ્યા અને ૧૯૧૫માં જ્યારે "હોમરૂલ"ની ચળવળ થઈ ત્યારે તેમના પિતાશ્રી સ્વ. મોતીલાલ નહેરૂ અલ્હાબાદ શાખાના પ્રમુખ થયા. આથી જવાહરલાલજી પિતાની સાથે તે વિષયમાં વધારે રસ લેવા લાગ્યા.

ત્યાર બાદ આજ વર્ષમાં (૧૯૧૫માં) તેમના લગ્ન સ્વ. કમલાદેવી સાથે થયા. લગ્ન પછી તેમનું આખું કુટુંબ કાશ્મીર ગયું લગ્ન પછી બીજા વર્ષે ઇન્દીરાનો જન્મ થયો અને તે સમય દરમિયાન જવાહરલાલ મહાત્મા ગાંધીજી સાથે સંપર્કમાં આવ્યા. ગાંધીજી મોતીલાલ નહેરૂને ત્યાં આનંદભુવનમાં વારંવાર આવતા અને મોતીલાલજી સાથે ચર્ચા કરતા. ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં સત્યના પ્રયોગો કરીને આવ્યા હતા અને એમની પ્રયોગભૂમિ હિંદ બનતું હતું. આ સમય દરમિયાન સરકારે રોલેટ કાયદો કર્યો અને આથી સારું ય હિંદ ખળભળી ઊઠ્યું ગાંધીજીએ તેની સામે સત્યાગ્રહ જાહેર કર્યો અને જવાહરલાલના જીવનમાં મંથન જાગ્યું.

૧૯૧૯માં ડિસેમ્બરમાં અમૃતસર મુકામે મોતીલાલ નહેરૂના પ્રમુખપદે કોંગ્રેસનું અધિવેશન મળ્યું. આ સમયથી મોતિલાલ અને જવાહર ગાંધીજી સાથે જોડાયા. આની સાથોસાથ આનંદભુવનની કાયાપલટાણી અને આનંદભુવન રાજકીય પ્રવૃત્તિઓનું મુખ કેન્દ્ર બન્યું. શરૂઆતમાં જવાહરલાલ કિસાનોના સંપર્કમાં આવ્યા હતા. સંયુક્ત પ્રાંતોને પ્રવાસ કરી ત્યાં કોંગ્રેસનો પ્રચાર કરવા લાગ્યા. આ અરસામાં બ્રિટનના પાટવી કુમાર હિંદમાં આવ્યા. ઠેરઠેર એમના સ્વાગતનો વિરોધ થયો અને વિરોધમાં હડતાળો પાડી આથી પં. જવાહર અને તેમના પિતાજીને અનેક નવજવાનો સાથે સરકારે ૧૯૧૯ની ડિસેમ્બરની ૬ઠ્ઠી તારીખે ૭ માસ માટે જેલની સજા થઈ.

૧૯૨૩ના ડિસેમ્બરમાં એક વર્ષ માટે જવાહરલાલ કોંગ્રેસના મંત્રી તરીકે ચૂંટાયા. ૧૯૨૪માં જ્યારે ગાંધીજી કોંગ્રેસના પ્રમુખ થયા ત્યારે જવાહરલાલ તેમના મંત્રી તરીકે કામ કરવા લાગ્યા.

૧૯૨૫માં જવાહર કમળાની તબીયત બગડવાથી સ્વીટ્ઝર્લેન્ડ ગયા.

૧૯૨૬માં એમણે બર્લિનની મુલાકાત લીધી ત્યાં બ્રસેલ્સ કોંગ્રેસમાં હિંદી પ્રતિનિધિ તરીકે હાજરી આપી.

૧૯૨૭માં રશિયાની મુલાકાત લઈ હિંદ આવ્યા.

૧૯૨૮માં કલકત્તા ખાતે મોતીલાલ નહેરૂના પ્રમુખપદે કોંગ્રેસ મળી અને જવાહર મંત્રી બન્યા. આખરે કોંગ્રેસ લાહોરમાં મળી તેમાં જવાહરલાલ પ્રમુખ થયા પિતાની પાસેથી તેમણે હોદ્દો સંભાળી લીધો.

૧૯૨૯ જાન્યુઆરીમાં રાવીના પવિત્ર કિનારેથી મુકમ્મિલ આઝાદીની પં. જવાહરે ઘોષણા કરી અને ૨૬મી જાન્યુઆરી હિંદનો સ્વાતંત્ર્ય દિવસ બન્યો. રાષ્ટ્રપતિ તરીકે વિરાટ બોજો પં. જવાહરના માથે આવ્યો હતો.

૧૯૩૦માં જ્યારે ગાંધીજીએ સાબરમતી સત્યાગ્રહ આશ્રમથી દાંડી કુચ શરૂ કરી ત્યારે તેના આંદોલનો સમગ્ર હિંદમાં પડી રહ્યા હતા. ૧૪મી એપ્રિલે જવાહરલાલને નૈનીતાલની જેલમાં લાવ્યા હતા.

૧૯૩૧માં શ્રી મોતીલાલનું અવસાન થયું એ સ્મશાન યાત્રામાં ગાંધીજીએ મોતીલાલને અંજલિ આપી હતી.

૧૯૩૧માં જ્યારે ગોળમેજી પરિષદમાં ગાંધીજી ગયા ત્યાર પછી નહેરૂ ગાંધીજીને મળે તે પહેલાં નહેરૂની ધરપકડ થઈ.

૧૯૩૩માં ૧૧મી ફેબ્રુઆરીએ ફરીથી બે વર્ષની જેલની સજા જવાહરને થઈ. અલીપોરની જેલમાં જવાહર માંદા પડ્યા અહીંથી તેમને દહેરાદુન ખાતે ખસેડવામાં આવ્યા હતા. ૧૯૩૧ થી ૧૯૩૩ સુધીના ગાળામાં જેલમાં તેમણે જે સાહિત્ય લખ્યું એ વિશ્વ ઇતિહાસના દર્શનના નામે પ્રગટ થયું.

૧૯૩૫ ૩૬માં શ્રીમતી કમલાનું અવસાન થયું અવસાન પહેલાં નહેરૂ કેદમાંથી છુટયા હતા. બન્ને જ્યાં સ્વીટ્ઝર્લેન્ડમાં મળ્યા હતા. ફેબ્રુઆરીના છેલ્લા દિવસે શ્રીમતી કમલાનું અવસાન થયું.

આથી નહેરૂ હિંદ પાછા આવ્યા આ વખતે હિંદમાં રાજ કરતા કોમવાદથી બહુજ ક્ષુબિત થતું હતું લીગ પોતાની પ્રવૃત્તિ વધારે વધારતી હતી. કોંગ્રેસે ચુંટણીમાં ભાગ લેવાનું નક્કી કર્યું. આ વખતે જવાહરલાલ હિંદના એક ખૂણાથી બીજે ખૂણે સુધી ઘૂમી વળ્યા. આ સમયની અથાગ સેવાથી કોંગ્રેસ ૧૧ પ્રાંતમાંથી સાતમાં વિજય મેળવ્યો હતો.

૧૯૩૭માં ઉનાળામાં પં. જવાહરે બ્રહ્મદેશની અને મલાયાની મુલાકાત લીધી હતી ૧૯૩૮માં જવાહરના માતાનું અવસાન થયું ત્યાર પછી જવાહર યુરોપ ગયા. અને યુરોપના અગ્રગણ્ય દેશોમાં બીજાવિશ્વ યુદ્ધની પહેલાંની હવા નિહાળીતી યુરોપના શહેરોની મુલાકાત લીધી.

૧૯૩૯માં ઓગસ્ટમાં પં. જવાહર ચીન ગયા. પંદર દિવસ રોકાયા; ત્યાર પછી બ્રિટિશ સરકાર પાસે કોંગ્રેસે યુદ્ધની સ્પષ્ટતા માગી. આથી કોંગ્રેસ પ્રધાન મંડળે રાજીનામા આપ્યા અને સરકારે તેમની બધાની ધરપકડ કરી જેલમાં પૂર્યા. જવાહરલાલને ચાર વર્ષની જેલ કરવામાં આવી.

૧૯૪૨માં જવાહરના જૂના મિત્ર સર સ્ટેફર્ડ ક્રીપ્સ મિશનની દરખાસ્તો લઈને આવ્યા. દિલ્હીમાં મંત્રણાઓ થઈ કોંગ્રેસે તેનો અસ્વીકાર કર્યો.

૧૯૪૨માં ઓગસ્ટની આઠમી તારીખે "અંગ્રેજો હિંદ છોડો" એ બુલંદનાદની ઘોષણા કોંગ્રેસે કરી. આ સમયમાં નહેરૂને અહમદનગરના કિલ્લામાં ધકેલવામાં આવ્યા,

૧૯૪૨માં જ્યારે આખા દેશમાં વિપ્લવ ફાટી નીકળ્યો હતો. ત્યારે અહમદનગરના કિલ્લામાં જવાહરલાલ સાહિત્યનું સર્જન કરતા હતા. એમણે આ વખતે જે પુસ્તક લખ્યું તેનું નામ "હિંદની શોધ" આ પુસ્તકમાં એમણે હિંદની ઉત્ક્રાંતિ આપી.

૧૯૪૨માં જ્યારે સરકારે દરેક નેતાઓને પોતાના પ્રાંતની જેલમાં ખસેડવામાં આવ્યા ત્યારે તેઓને નૈનીતાલ અને પછી અલમોરાના જેલમાં ખસેડવામાં આવ્યા હતા આજ વર્ષે જ્યારે સાનફ્રાન્સીસ્કો ખાતે મળેલી પરિષદમાં શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિતે ગુલામ હિંદના બીન સત્તાવાર પ્રતિનિધિ તરીકે હાજરી આપીને હિંદનો બુલંદ અવાજ ગાજતો કર્યો.

ત્યાર પછીના છેલ્લા વર્ષોની હકીકતથી આપણે માહિતગાર છીએ. એકબાજુ સ્વ ઝીણાસાહેબની જીદ અને બીજી મહાત્મા ગાંધીજીની પ્રેમસરી સત્ય અને અહિંસાની ભાવના વચ્ચે ઝોલા ખાતું આખું વર્ષ ચીરની મનોવેદના ભર્યું જીવન બરાબર કસોટીએ ચડ્યું હતું, પરંતુ ૧૯૪૭ની પંદરમી ઓગસ્ટે હિન્દને આઝાદી પ્રાપ્ત થઈ અને તે વરસે આ દેશના વડા પ્રધાનના ગૌરવ ભર્યા સ્થાને વિરાજે છે ૧૯૪૮ના ઓક્ટોબર નવેમ્બરમાં પરદેશમાંથી હિન્દી સંસ્કૃતિની ઘોષણા કરી અને સર્વના પ્રીતિપાત્ર બન્યા છે.

આ રીતે આપણા વીર યુવાન કાંઈ એકલા રાજકરણી પુરુષ નથી ઉત્તમ પ્રકારના સાહિત્યકાર છે। તેમની 'આત્મકથા' 'જગતનો ઇતિહાસ' 'ઇન્દુને પત્રો' જેવા વસ્તુ બનાવી અમર ગ્રંથો આપણને

તેમની સાહિત્ય દિશા તરફ ધસડી જાય છે.

તેના હૈયામાં છે દુઃખીના દુઃખ ને વિસારવાની તમન્ના. દેશનો એક પણ માનવી નાગો ભૂખ્યો કે વસ્ત્રવિહીન ન રહે, આખો દેશ એક કુટુંબની માફક રહે તે જોવાની તેમની ખ્વાહીશ ઇશ્વર જલદી સફળ બનાવે.

આ રીતે કાશ્મીરની ગગનચુમ્બી ટેકરીઓ ઉપર ઘોડેસ્વાર બની બેસતો એ વીર સૈનિક ક્યારેક સાહિત્યના વિચારોમાં ઉડ્ડયન કરતો ગગનગામી બની કલમનો પૂજારી બને છે, ક્યારેક કુટુંબ વાત્સલ્યના નીર વહાવતો સરિતા જેવો સંગીતમય કાવ્ય ખડા કરે છે; અને ક્યારેક વિરાટ માનવી મહેરામણમાં ઘોષણા કરતો પ્રચંડ પુરુષના સ્વરૂપમાં આપણને નજરે પડે છે. તેમનામાં સંપૂર્ણ કળા અને બુદ્ધિશક્તિનો સંગમ છે.

ખરેખર હિંદ આજે બડભાગી છે! કારણ કે આવા સંધિકાળમાં પંડિત જવાહરલાલ-નહેરૂ જેવા વડા પ્રધાન સાંપડયા છે. તેમની પ્રતિભાથી આજે વિદેશમાં પણ હિંદ ઉચ્ચ કક્ષામાં વિરાજે છે.

એવા મોટા મનના, સેવાભાવી, મેધાવી સાહિત્યના રસિક, વિદ્વાન, જ્ઞાનવાન વડા પ્રધાનને અમારા હજારો વંદન હો, તેમની ઉત્તમ વિચારસરણી વહેતી રહો, તેમનું તન અને મન સુદૃઢ અને તન્દુરસ્ત રહો!

હિંદનો લાડીલો નેતા પોતાની યશકીર્તિ સદાને માટે ઝળહળતી રાખે અને હિન્દની પ્રાચીન સંસ્કૃતિના ફરી દર્શન કરાવે.




ક્ષ માહે જાન્યુઆરી ૧૯૪૯ નો ક્ષ

—: સ્ત્રીબોધનો અંક :—

## 'નવલિકા અંક' બહાર પડે છે

(૧) આ અંકને વધારે સુંદર બનાવવા માટે લેખક ભાઇઓને અમારું ભાવભીનું નિમંત્રણ છે. તેમાં વિવિધ વિચારો અને ભાવનાઓ પરત્વે ટૂંકી વાર્તાઓ લખી મોકલવી.

(૨) લેખકને તેની કૃતિ જાહેર પુરસ્કાર આપવામાં આવશે અને તેમની વાર્તાની એક કાપી તથા અંક પણ મોકલવામાં આવે છે.

(૩) તમારી વાર્તા મોડામાં મોડી તારીખ ૧૦-૧૨-૪૮ સુધીમાં કાર્યાલયની ઓફીસે મોકલી આપવા નમ્ર વિનંતિ.

(૪) જે કૃતિ નહિ છપાય તેને કાર્યાલય તે કૃતિ પાછી મોકલી આપશે.

(૫) તમારી વાર્તાનો મધ્યવર્તી વિચાર અને તમારો બ્લોક હોય તો તે પણ મોકલી આપશો.

(૬) તમારી કૃતિ ૧૦ મી ડિસેમ્બર પહેલાં મળી જાય તેવી વ્યવસ્થા કરશો. —મંત્રી

# શમણું

આરુણિ

રૂપલા રાતના સોણલાં રે,<br>
સુણ અંતર કેરી વાત;<br>
ઊભું રહે ઘડી આંગણીએ<br>
જાગ્યો દિલમાં ઝંઝાવાત–રૂપલા૦

સંધ્યાને સેંથલે કેવા ઊભા'તાં,<br>
સાગર ઘેરા નાદ;<br>
હૈયે હૈયું વાંચ્યું મિલન પ્હેલું,<br>
આંખડીને પલકાટ–રૂપલા૦

વ્હાલુલાં વાયાને વર્ષો વીત્યાં એ,<br>
કાળને ક્યાં કરું સાદ !<br>
પળ પળ શમણાં દિલ ડોલાવે,<br>
સાંપડે ત્હોય ક્યાં સાથ ? રૂપલા૦

બનવું તું એક પંથના સાથી;<br>
વિધિ ' કરે વિખવાદ;<br>
દેહ વિખૂટ કર્યાં કંઈ કાળે,<br>
અંતર તાર આબાદ–રૂપલા૦

ફૂલકળી સમ કોમળ કાયા,<br>
અહનિશ આવે યાદ;<br>
ફોરમ ત્હારી મ્હેંકતી મીઠી,<br>
આજતો આતમ સાદ–રૂપલા૦

કંપતું મારું દિલ ઝૂરે છે,<br>
કોને કરું ફરિયાદ ?<br>
ઓરે ઓ ! સાંભળી સોણલા પ્યારા.<br>
દુ:ખીના દિલની દાદ ! રૂપલા૦

# પુરુષો અને ગૃહવ્યવસ્થા

( શ્રી. કેશવપ્રસાદ દેસાઇ )

### સદ્ગુરુદેવની કૃપા

મનજી મુસાફરનો નિશ્ચય તો સાચો છે પણ પાછા મુંઝવણમાં પડી જાય છે. અરે, પ્રભુએ મરું મોટા મોટા મનોરથ સેવ્યા ને અદ્ભુત કામ માથે વહોરી લીધું, પણ એ હાથ વગર કંઇ તાળી પડે ! વાત વિચારી રહ્યા છે ત્યાં તો પૂર્વના પુણ્યનો ઉદય થાય છે, એ ઉદય થતાંની સાથે ભગવત્કૃપા થાય છે, ભગવત્-કૃપા થતાં કલ્યાણદાતા સદ્ગુરુદેવનો ભેટો થાય છે! અને પછી બાકી શું રહે ! ગુરુદેવને પણું આનંદ થાય છે કે અમુક સમયથી છૂટો પડેલો કોઇ જિજ્ઞાસુ આત્મા, કોઇ પિપાસુ આત્મા આજે મારે બારણે આવી ઊભો છે! ગુરુદેવ એના ઉપર સહજ કૃપા કરે છે. એમની અમીદૃષ્ટિ થતાંની સાથે મનજી મુસાફર સચેત થાય છે, જાગૃત થાય છે, આજે અજ્ઞાનના અભેદ્ય પડદા દૂર થાય છે, અને જ્ઞાનમય જ્યોતિ જાગે છે! મનજી મુસાફર હવે કામ કરીને બેઠા છે. જ્ઞાન અને ધ્યાનની પાંખો ફૂટી છે. સદ્ગુરુદાતાની મીઠી નજરથી 'कलौ केशवकीर्तनम्' એ સત્ય સમજ્યા છે, આત્મશ્રેયસના માર્ગે વળ્યા છે! ધ્યેય અને લક્ષ દૂર નથી. સફર પૂરી થતાં જીવ-મુક્તિના કિનારે પહોંચી જવાનો નિશ્ચય જરૂર ફળવાનો છે! અસ્તુ!



### ગૃહ જીવનના જ્ઞાનની આવશ્યકતા

વસ્તીપત્રક માટે ગણત્રી કારકુન ફારમ લઇને તમારે ઘેર આવ્યો હોય, અને "ધંધા"ના મથાળા નીચે તમે લખાવોઃ "પતિ અને પિતા" તો શો શું કહેશો ! આજુબાજુના પાડોશીઓ આ સાંભળશે તો તેમને જબરો આઘાત લાગશે. છતાંયે વખતો વખત ધંધાના ખાનામાં સ્ત્રીઓ માટે "ઘરધંધો" લખાય છે તેનો આઘાત કોઇને નથી લાગતો. કારણ કે આપણા સમાજે ઘર અને કુટુંબનું બધું જ કામ એકલી સ્ત્રીને માથે જ નાખી દીધું છે. ખરું જોતાં ગૃહ અને કુટુંબની દોરવણીનું કામ પુરુષ અને સ્ત્રી બન્ને વચ્ચે સરખું જ વહેંચાયલું હોવું જોઇએ.

આપણા દેશની એકલી સ્ત્રી વિદ્યાપીઠમાં ગૃહવ્યવસ્થાનો વિષય રાખ્યો છે તે તેની વિશિષ્ટતા મનાય છે. દિલ્હીની ગૃહવિજ્ઞાન પાઠશાળા ફક્ત કન્યાઓ માટે જ છે છોકરીઓના અભ્યાસક્રમમાં "ગૃહવ્યવસ્થા"ના વિષય ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ એ મત હવે તો રૂઢ થઇ ગયો છે. અને એ માટે દલીલ એ કરવામાં આવે છે કે ઉચ્ચ શિક્ષણ લેતી કન્યાઓમાંથી પણ પંચાણું ટકા પાઠશાળામાંથી છૂટવાના પાંચ જ વર્ષમાં લગ્ન કરી નાખે છે.

ત્યારે વિચાર કરો કે પાઠશાળામાંથી છૂટેલા કુમારોમાંથી કેટલા ટકા લગ્ન કરે છે ! પરણેલી

---

અને રંગબેરંગી વૃત્તિઓએ વિવિધ રંગોની જેમ આવો વિચિત્ર પાઠ ભજવો સત્ય વસ્તુનું ભાન ન થવા દીધું એ શું? ફિકર નહીં! હવે દૃઢ નિશ્ચય પર આવી જાઉં અને તે એ કે ઉપરામ ભાવે રહેવાનું શીખું, અને શુદ્ધ, સત્ત્વપ્રધાન બ્રહ્મતત્ત્વમાં રાચું! અખંડ સમાધિ લગાવનાર ભગવાન શંકરની જેમ વિશુદ્ધ, શ્વેત, ધવલ સ્વરૂપને ધારણ કરું! રંગબેરંગી વસ્ત્રાભૂષણથી દેહને વિમુક્ત કરી દઉં, તે સાથે ઇંદ્રિયો રૂપી વાહનોને રંગરાગથી વિમુક્ત કરી માનવતનમાં વસેલા આત્માને બ્રહ્મચિંતનના પાકા રંગે રંગી દઉં અને આત્મકલ્યાણ સાધું! અન્ય સહુ ત્યાગું ને જીવનપંથ ઉજાળું! અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરું ને જ્ઞાન રૂપી જ્યોતિ જગાવું! મનજી મુસાફર, હવે આળસ તજી ધૈર્ય ધારણ કર! તું ભલે 'બંધ' અને 'મોક્ષ' ઉભયનું કારણ છે. પણ હવે તો મોક્ષનું જ કારણ બની જા! એ એક જ અભિલાષાને પૂર્ણ કર અને શ્રેયસ્ પ્રાપ્ત કર! બસ, પતી ગયું!

જેટલી કન્યાઓ છે તેટલા જ પરણેલા કુમારો પણ છે. એટલે ખરું જોતાં ગૃહવિજ્ઞાનનાં મુખ્ય અંગરૂપ ઘરનું અર્થશાસ્ત્ર, ઘરખર્ચની જોગવણી, જાતીય વિજ્ઞાન, બાળમાનસજ્ઞાન, જેટલું કન્યાઓને જરૂરનું છે તેટલું જ કુમારોને પણ જરૂરનું છે માતા અને પિતા બન્ને વડે કુટુંબની રચના થાય છે. કુટુંબની યોગ્ય વ્યવસ્થા તથા તેના વિકાસ માટે બન્નેની જવાબદારી સરખી છે. કુટુંબની સફળતા માટે બન્નેની પૂર્વ તૈયારી સરખી જ હોવી જોઈએ.

માધ્યમિક શિક્ષણના અભ્યાસક્રમમાં આ વિષયો દાખલ કરી શકાય તેમ છે કે નહિ તેનો વિચાર નિષ્ણાતોએ કરવો જોઈએ. શાળાંત પરીક્ષા અથવા મેટ્રીક પછી પાઠશાળામાં ઘણા ઓછા વિદ્યાર્થીઓ જઈ શકે છે. એટલે જો માધ્યમિકક્રમમાં જ આ બાબતોનું તેમને જ્ઞાન મળે તો સારું પરંતુ જો તેમ ન થઈ શકે તો ગૃહ અર્થશાસ્ત્ર, ગૃહનું અંદાજપત્ર, જાતીયવિજ્ઞાન, અને બાળમાનસ શાસ્ત્રનું જ્ઞાન ફેલાવવા માટે ખાસ વર્ગો કઢાવવા જોઈએ. એકએક શહેરી માટે આ જ્ઞાન અગત્યનું છે, અને જે જે સ્થળે હાઈસ્કુલો હોય ત્યાં આ જ્ઞાન આપવાની ગોઠવણ થવી જોઈએ.

લગ્નજીવનમાં કુટુમ્બજીવનનું સંગોપન

પશ્ચિમમાં તેમજ હિંદમાં સ્ત્રી હક્ક માટે સબળ તેમ સફળ હિલચાલ થઈ હતી. સ્ત્રીઓને ઘરમાં પૂરી રાખવી જોઈએ નહિ તેમને સમાજમાં તથા દેશમાં જાહેર કામ કરવાની તક મળવી જોઈએ તેમને જો તેઓની મરજી હોય તો દ્રવ્યોપાર્જન માટે ધંધો કરવાનો હક્ક હોવો જોઈએ વગેરે માગણીઓ ઓપક્ષે હતી અને તે સર્વ માગણીઓ તેમને મળી છે. પશ્ચિમના દેશોમાં તે મેળવવા માટે સ્ત્રીઓને મોટી લડત કરવી પડી હતી. હિંદમાં તે સર્વ તેમને પ્રમાણમાં ઘણી ઓછી મહેનતે મળ્યું છે. પરંતુ આ સર્વ તેમની માગણીઓ, મનુષ્ય તરીકે–શહેરી તરીકે–તેમના હક્ક પ્રતિપાદન કરવા માટે હતી સ્ત્રીઓને જુદું વ્યક્તિત્વ છે, અને તેઓ પણ સમાજના અંગરૂપ છે એ સિદ્ધાંતનો સ્વીકાર હિંદે કર્યો છે. આ સર્વનો અર્થ એ નથી કે કુટુંબ જીવનનો અત્રે તિરસ્કાર કરવામાં આવે છે. લગ્નજીવન અને કૌટુંબિક જીવન તો હિંદની સંસ્કૃતિના મૂળમાં છે.

પતિ અને પત્ની લગ્ન જીવનની શરૂઆત કરે છે તે જ સમયે આપણી સંસ્કૃતિના ચણતરને મજબૂત કરે છે. સ્ત્રીહક્કોના ફેલાવાથી કુટુંબ જીવનને આંચ ન આવે તે માટે લગ્નનો નિર્ધાર થતાં પહેલાં જ ભાવિ પતિ પત્નીએ સહજીવનનું ઉદ્દેશિયું પણ આયોજન કરવું જોઈએ. બન્ને એ પોતાના ધ્યેય સંબંધી ચોખવટ કરવી જોઈએ લગ્ન પછી જીવનમાં કાંઈક થાળે પડ્યા બાદ પતિ પત્નીએ પોતાના શ્રમનો ક્રમ નક્કી કરવો જોઈએ. બન્ને જણ ધંધો કરવા માગતા ન હોય અને પતિ કમાણીનો બોજ ઉપાડે તો પત્ની ઘરનો બોજ ઉપાડે તે વ્યાજબી છે. પણ ઘરકામની ગોઠવણ એવી રીતે થવી જોઈએ કે પત્નીને બહારના સામાજિક કાર્યમાં રસ લેવાનો સમય રહે, તથા પતિ પત્ની સાંજના સમયે સાથે હરીફરી શકે તથા એક બીજાનો માનસિક સહચાર પણ સાધી શકે.

પતિ પત્ની બન્ને ગૃહકાર્યની હાલની બે બાજુ છે

જો કૌટુંબિક આવકમાં વધારો કરવા માટે અથવા બીજા કોઈ કારણસર પત્ની નોકરી યા ધંધો ચાલુ રાખવા માગતી હોય તો, ઘરકામ પતિ પત્નીએ સાથે વહેંચી લેવું જોઈએ. ઘરકામ એટલે ઘરનું એ મહેનતનું કામજ નથી. વાસણ માંજવાનું અને રસોડું બસીને ધોવાનું. અતિ મહેનતનું કામ કરવા માટે તો છૂટક નોકર પણ રાખી શકાય. અન્ય કામ અમુક અમુક સાધનોની મદદથી હળવું કરી શકાય રાંધવામાં ગેસ, વીજળી, કે ઘાસતેલના સ્ટવની મદદ લઈ શકાય. બન્નેની આવક ભેગી થઈને જો પોષાય તો કપડાં ધોવા માટે વીજળીનું યંત્ર આવે તે વસાવી શકાય. ખાવા માટે પતરાવળ કે કાચની રકાબીઓ વસાવી શકાય કાચના વાસણ ધોવા માટે ચીની માટીની કૂંડી નળ નીચે જડાવી શકાય અને તે વાસણો મૂકવા અભરાઈની ગોઠવણ કરી શકાય.

## કેટલાંક માર્ગદર્શન

ઘરકામમાં સાચા સહકારથી બન્ને જણ સરળતાથી કામ કરી શકે. જૂના સમયમાં આવો સહકાર કાંઈક જુદી રીતે પણ હતો ખરો. ધાર્મિક યા તો રૂઢિના કારણોથી ઘણીયે વાર પતિ સાદી રસોઈ કરી લેતો હતો. હવે કુકરના જમાનામાં આમ કરવું તો બહુ જ સહેલું છે. ઠંડી ઋતુમાં સવારની દાળ સાંજે વાપરીને પણ જૂના સમયમાં કામ ચાલતું હતું. અત્યારે પણ તેમ કરી શકાય. જ્યાં બરફ પેટી જેવાં સાધનો હોય ત્યાં તો આ બધું અનુકૂળ થઈ શકે. સવારમાં પત્ની પથારીઓ ઉપાડી સાફ કરે એટલી વારમાં પતિ ચ્હા કોફી તૈયાર કરી નાખે, ચ્હાના વાસણો પત્ની ધૂવે ત્યારે પતિ લૂછીને અભરાઈએ ગોઠવી દે. સવારે બે જણને નોકરીએ જવાનું હોય એટલે સાદું ભોજન એક જણ રાંધે ત્યારે બીજું નહાવાની ગોઠવણ કરે, અને થાળી પાટલા મૂકે; પછી બન્ને સાથે જમીને નોકરીએ ચાલી જાય, સાંજે રસોઈ પૂરેપૂરી થાય, પત્ની રાંધતી હોય ત્યારે એકાદ ખંડ પતિ સાફ કરે અને પથારી પણ કરી નાખે. કોઈક દિવસ કપડા ધોવાનું તો કોઈક દિવસ સાફસફાઈનું કામ પણ પતિ કરે. જમીને એક જણ વાસણ સાફ કરે ત્યારે બીજું લૂછીને ગોઠવી દે. કોઈવાર ઓફીસેથી આવતાં બન્ને જણા સાથે ફરવા જાય તો કોઈ દિવસ અગાઉથી ગોઠવણ કરીને વાળુ કર્યા બાદ ફરવા જાય. શિયાળામાં જમ્યા પહેલાં તો ઉનાળામાં જમીને ફરવા જાય. રવિવારે આખા અઠવાડિયાની રસોઈની યોજના થાય. સરળતા, સ્વાદ, અને પોષણ ત્રણે બાબતનો વિચાર કરીને રોજની રસોઈ ગોઠવાય. અઠવાડિયામાં એકાદ દિવસ બન્ને જણ જુદાં પણ ફરવા જાય પત્ની સ્ત્રીઓની સંસ્થામાં કે પોતાની ધંધાદારી બેનોના સમાજમાં જાય અને તેજ દિવસે પતિ પણ પોતાને અનુકૂળ કાર્યક્રમ રાખે.

બાળક થયા પછી ક્રમમાં કાંઈક ફેર પડે જેમ સ્ત્રીના હક્ક છે; તેમ બાળકના પણ હક્ક છે તે માતાના પ્રેમનો અને તેના હાથના ઉછેરના સમય સુધી મુક્ત રહેવું જોઈએ તે સમય માટે બન્નેએ અગાઉથી કાંઈક ધનસંચય પણ કર્યો હોય. આ સમય દરમિયાન ઘરકામમાં બન્નેનો સહકાર આવશ્યક હોય. બાળઉછેરના સમય દરમિયાન સ્ત્રીએ પોતાના બહારના સંબંધો ચાલુ રાખવાની ખાસ સંભાળ રાખવી જોઈએ જો તેમ નહિ કરે તો ધીમે ધીમે તે ઘરકૂકડી થઈ જશે. અઠવાડીયામાં એક દિવસ તેની બેનપણીઓ અને તેના પોતાના સમાજ માટે રાખવોજ જોઈએ. તે દિવસે પતિએ બાળકો થોડો સમય સંભાળી લેવો જોઈએ. બાળ ઉછેરના સમય દરમિયાન નોકરીની મદદ મેળવવા જેવી આર્થિક સ્થિતિ હોય તો નોકર રાખવાનું સલાહકારક છે. બાળકની માંદગી વખતે પતિએ અવશ્ય થોડું વધુ કામ ઉપાડી લેવું જોઈએ

### ગૃહજીવન એ પ્રયોગ ધામ છે.

દુનિયામાં સફળતા મેળવવા માટેના ગુણોની ખીલવણીની શરૂઆત ઘરમાં થાય છે. બાળકોના ઝઘડા પતાવવાનો મહાવરો સામાજિક ઝઘડાઓમાં ઉપયોગી થશે. ઘરનું અંદાજ પત્ર ગોઠવનાર મ્યુનિસિપાલિટીનું અંદાજ પત્ર ગોઠવી શકશે અને ઘરમાં જે શિસ્તપાલન કે પળાવી શકશે તે બહાર પણ તેવાં સફળ થશે આમ ગૃહ અને ગૃહજીવન તો જાહેર જીવનની પ્રયોગશાળા રૂપ છે. બહારની દુનિયામાં સફળ થવા માટે પુરુષ તેમજ સ્ત્રી બન્નેને આ પ્રયોગશાળામાં અનુભવ લેવાની જરૂર છે.

ચાલુ શિક્ષણ પદ્ધતિએ વિદ્યાર્થીને સમાજથી જુદાં પાડયાં અશિક્ષિત કે થોડું ભણેલાં માબાપનાં બાળકો પાઠશાળા કે થોડું ભણેલાં માબાપનાં બાળકો પાઠશાળા કે મહાપાઠશાળામાં ગયાં એટલે એમનામાં અમુક પ્રકારનું વ્યક્તિત્વ ખીલ્યું તેઓ કાંઈક બતડાં પણ થયાં અને ઘણુંયે દાખલામાં તેમનામાં કાંતો સ્વાર્થ કે અભિમાન આવી ગયાં જૂની કુરૂઢિઓ તોડવા માટે વ્યાજબી રીતે ઝગડો ચાલી પણ કુરૂઢિઓ સાથે અન્ય જીવન વ્યવહાર સામે પણ પ્રહાર થયા. આમાંનું કેટલુંક અનિવાર્ય પણ હતું. પરંતુ હવે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિની અથડા-

પણ જતી રહેશે. હવે તો હિંદી સંસ્કૃતિ નવું સ્વરૂપ ધારણ કરશે તે યોગ્ય સ્વરૂપ ધારણ કરે તે માટેના પ્રયત્નો શિક્ષણક્રમમાં જ કરવા પડશે. વ્યક્તિત્વ સબંધીના વિચારો, અને કેટલીએક નવીન ભાવનાઓનો પ્રભાવ લગ્નજીવન ઉપર પણ પડ્યો છે. જેમ લગ્નમાં પસંદગી અને તે માટે વિશાળ ક્ષેત્રની માંગણી થાય છે, તેમ લગ્ન વિચ્છેદ માટે પણ માંગણી થાય છે. લગ્નવિચ્છેદ–છૂટાછેડાની આવશ્યકતા કોઈ નકારી શકે નહીંજ પરંતુ આ લગ્ન વિચ્છેદથી કુટુંબજીવન છિન્નભિન્ન થઈ જાય તેવા સંજોગો ઊભા થવા જોઈએ નહિ અને તે કારણથી પણ અભ્યાસક્રમમાં ગૃહવિજ્ઞાનનો સમાવેશ કન્યા તેમજ કુમારો બન્ને માટે થવો જોઈએ. પ્રાથમિક શિક્ષણમાં જેમ જાત મહેનત કે ઉદ્યમ ઉપર અત્યારે વજન મૂકાય છે, તેમ માધ્યમિક કે શિક્ષણમાં ગૃહ અને કુટુંબ ઉપર વજન મૂકાવું જોઈએ. એનો અર્થ એ નથી કે બધીજ મહાપાઠશાળાઓને ગૃહવિજ્ઞાન શાળાઓ બનાવી દેવી. પરંતુ સફળ ગૃહજીવન–કુટુંબજીવન માટે જે સ્થિરત અને જે પરસ્પર સહાનુભૂતિની અ[illegible] પમી ખાવાની જરૂર છે તે સંબંધી જ્ઞાન તો દરે[illegible] કે કુમારને મળવું જોઈએ લગ્નજીવન જાતી[illegible] વિજ્ઞાન, ઘરગથ્થુ અર્થશાસ્ત્ર, ગૃહવ્યવસ્થા સામા[illegible] બાળઉછેર, અને બાળ માનસશાસ્ત્ર, વ્યાવહારિ[illegible] જ્ઞાન પણ તેમને હોવું જોઈએ.

સમાજનો પાયો કુટુંબ છે. સંસ્કૃત અને પ્રગ[illegible]તિનો આધાર કુટુંબ ઉપર રહેલો છે. ગૃહ એટ[illegible] ઈંટ ચુનાના મકાનો નહિ પણ તેમાં વસતાં કુટુંબ[illegible] છે. કુટુંબજીવન જેટલું શુદ્ધ, સ્થિરતપદ્ધ, અને જેટ[illegible] વ્યવસ્થિત હશે તેટલે અંશે સંસ્કૃતિ વિકાસ અ[illegible] સમાજની પ્રગતિ સધાશે. કુટુંબ શુદ્ધિ, સ્થિરતા અ[illegible] વ્યવસ્થાનાં બી અભ્યાસક્રમમાં હશે તો સફળત[illegible] વહેલી મળશે.


દાંત આવે છે?
કે બાળક
કજીયે ચડ્યું છે?



દૂધીયા દાંત આવતી વખતે બાળકને જે તકલીફ પડે છે તેમાંનો મોટો ભાગ તો પાચનની ક્રિયાને કારણેજ હોય છે. જન્મથી માંડીને ત્રણ વર્ષની ઉંમર દરમ્યાન બાળકને અવનવી જાતનાં ખોરાક પચાવવાનો અનુભવ થાય છે તે સમયે આઈપારીન બચ્ચાંની હોજરી અને આંતરડાંને ખાસ મદદગાર થઈ પડે છે. અપચો, અજીર્ણ, ચૂંક તથા ઝાડા વિગેરે રોગોમાં આઈપારીન મદદરૂપ છે.



આઈપારીન
બચ્ચાંની પાચનશક્તિને વધારનાર

# મધ્યમ વર્ગ અને મોંઘવારી

**મધ્યમ વર્ગ એ દેશનું પથપ્રદર્શક અને સમાજનું શ્રેષ્ઠ અંગ છે. તેની નિર્બળતામાં દેશની બુદ્ધિ શક્તિનું દેવાળું છે.**

લેખકઃ—શ્રી હિંમતલાલ ઉમિયાશંકર દવે.

## જટીલ પ્રશ્નઃ-

આજે દેશને માથે ઝઝૂમતો અને જટીલ પ્રશ્ન હોયતો તે છે મોંઘવારીનો વધતો જતો ફુગાવો. આ ફુગાવાને અટકાવવા માટે આપણાં પ્યારા નેતાઓ ખૂબ ખૂબ પરિશ્રમ કરી રહ્યા છે. છતાંયે આ પ્રશ્નને હલ કરી શક્યા નથી. તેમની આ અસફળતામાં અનેક કારણો રહેલાં છે. પ્રથમ તો આપણે આપણા નેતાના વખાણ કરીએ છીએ પણ તેમણે ચીંધેલા માર્ગે આપણે કેટલા ચાલીએ છીએ ? તેમણે બતાવેલા સૂચનનું કેવું અને કેટલું પાલન કરીએ છીએ !

## ગુમાવેલું નાગરિકત્વ :

સરકાર ગમે તેટલાં કાયદા ઘડે સમાજ જ્યાં સુધી તેને દિલથી વધાવી ન લે અને નાગરિકતાનું પરિપાલન ન કરે ત્યાં સુધી એવા કાયદાઓ કાગળના પૃષ્ઠ ઉપર સ્થિરતા રાખી બેસી જ રહે છે. અને એ દૃષ્ટિએ જોઈએ તો પરદેશી સરકારે ફુગાવાને અટકાવવા કેટલાયે ઉપાયો યોજ્યા પણ આપણી વિરોધી વૃત્તિએ તે કાયદા અને તેની યોજનાઓને બુઠ્ઠી જ બનાવી છે, સરકારે 'રેશનીંગ' દાખલ કર્યું તો તેનો સામનો આપણે કાળા બજાર ઊભા કરી અને કર્યો. એટલે એ યોજના નિષ્ફળતામાં પરિણમી; સરકાર નિષ્ફળ નીવડી. એ તો પરદેશી સરકાર હતી એ વાત ભૂલી જઈએ પણ આજે શાસનકર્તાઓ આપણા જ છે. આપણી પોતાની સરકાર છે. છતાંયે કેટલાંયે નાગરિકત્વ સાચવ્યું ? કાપડ, અનાજ, ઘાસતેલ તથા અન્ય વસ્તુઓનાં કેવાં અને કેટલાં કાળાં બજાર થયાં છે. અને થાય છે ! અને એ પ્રત્યેક કાળાંબજાર કેવી રીતે થયા એનો ઇતિહાસ મેળવી એ તો રામાયણ અને મહાભારત જેવા મહાન ગ્રંથો રચાય એટલી હલકા પ્રકારની વિપુલ સામગ્રી તેમાંથી મેળવી શકીએ ! આ છે આપણું અત્યારનું નાગરિકત્વ અને માણસાઈનું માપ !

## મોંઘવારીએ જન્માવેલાં દોષો

આ પ્રકારના કાળાં બજારમાંથી સંગ્રહખોરી, હરામખોરી, લુચ્ચાઇ, અવિશ્વાસ, અને અસંતોષી માનસ જાગૃત થયાં. દેશની અને સમાજની સેવા અભરાઇએ મૂકાઇ પણ ચોરવૃત્તિમાં પાવરધાપણું દીપ્યા છીએ. ગંતરાય સંગ્રહખોરીએ વસ્તુની અછત ઊભી કરી અને વસ્તુઓનાં ભાવ ખૂબ વધ્યાં પરિણામે લડાઈ પહેલાં જેની કિંમત એક રૂપિયો હતો તેની કિંમત આજે ત્રણ આના જેટલી થઇ ગઇ છે. એટલે પૈસાની જગાએ આની કે બે આની પેસી ગઈ અને અર્થશાસ્ત્રીઓને મૂંઝવણમાં મૂકી દીધા. આજનો જ દાખલો લઇએ તો લડાઈ અત્યારે નથી, છતાંય વસ્તુની મોંઘાઇ કેટલી હદે છે, તે નીચેના બે ત્રણ સાધારણ દાખલાથી સમજાય તેવું છે.

શાક બજારમાં જઈએ અને રીંગણા જેવી ઓછી કિંમતવાળી વસ્તુઓ લઈએ તો તેના ભાવ એક શેરના ૭ આના ! હવે બીજાં શાકનાં ભાવ કેટલાં હશે તે જ કલ્પના જ રહી! અને દાખલો તો કાળો

એટલે તેમાં કાળાં બજાર હોય એ તેનો સ્વભાવિક ગુણ સ્વીકારી લઈએ તો પણ એમાં તો કાળાં બજારનાં પણ કાળાં બજાર માલુમ પડશે. આજના ધોમધખતા તાપમાં કોલસાનો કોથળો લઈએ તો એવો તો લીસો લદ્બદ મળશે કે તેને અગાશીમાં સૂકવવા મૂકવા પડે અને એકાદ અઠવાડિયા પછીજ તેને વપરાશમાં લઈ શકાય! આ કયા દેશનું નાગરિકત્વ! આ સ્વાધીન દેશમાં આવી નાગરિકતા કોણે મોકલી! આ રીતે પ્રત્યેક વેપારમાં આ દશા થઈ રહી છે. શું મુકમ્મિલ આઝાદી ભોગવતા દેશનાં વ્યાપારીઓ પણ આવા!

## મોંઘવારીના આંકની પરાકાષ્ઠા

આ બધી સંગ્રહખોરી, કાળાં બજાર, ચોરી અને ભાવની ગગનગામી ગતિથી મોંઘવારીનો આંક કેટલો ઊંચો ગયો છે. તે દરમહિને આવતાં મિલનાં મોંઘવારીના આંકડા ઉપરથી જાણી શકીએ છીએ. આવા પ્રકારનો મોંઘવારીનો આંક જ્યારે ઊંચે ચડે છે ત્યારે મિલ, ફેક્ટરી, પ્રેસ, તથા બીજા ઉદ્યોગ પરાયણ ધંધાઓમાં કામ કરતાં કામદાર વર્ગના લોકો, મજૂરો તેમજ તેમના ઉપરી અધિકારીઓને મોંઘવારી પ્રમાણે પગાર ધોરણ રાખે છે અને મોંઘવારીમાં વધઘટ કરે છે. તે લોકોને જે વધારે નાણાં મળે છે તેની અસર સમાજના બીજા લોકો ઉપર પણ થાય છે અને ફુગાવાને સહારો મળે છે. તે લોકોને જે વધારે નાણાં મળે છે તેથી તેમને ઓછી ભીંસ અને મોંઘવારી લાગે છે. પરંતુ જે વર્ગ એવો છે કે જેને આ મોંઘવારીથી થતા વધઘટના ધોરણ સાથે પગારનો સંબંધ નથી એવા લોકો જેવા કે, કારકુનો, શિક્ષકો, ગુમાસ્તા તથા બીજા એ પ્રકારના બુદ્ધિજીવી લોકોમાં તો બાંધેલા પગાર હોય છે એટલે એ લોકોને મોંઘવારીની ખરી ભીંસ લાગે છે. કારણ કે તેમના પગાર સ્થિર હોય છે. અને તેમના શાસનકર્તાઓ તો એમ જ ન જાણતા હોય કે અમે ખૂબ ઉપકાર કરીએ છીએ. એટલે આજના તબક્કે આવો જે વર્ગ છે તેના ઉપર મોંઘવારીએ ખૂબ આક્રમણ ઊભી કરી છે જેનું વર્ણન કરવું પણ અશક્યતા ઊભી કરે છે.

## સમાજના ત્રણ થર અને તેની પરિસ્થિતિ

આજના સમાજમાં ત્રણ પ્રકારના વર્ગ રહેલા છે. પ્રથમ ઉપલોથર લઈએ તો તેમાં જમીનદાર, શ્રીમંત, મિલમાલિકો, કારખાનાના માલિકો અને બીજા ધનાઢ્ય વર્ગનો સમાવેશ છે. આજે આ વર્ગને કોઈપણ પ્રકારની આર્થિક ભીંસ નથી અને તે સુખી છે. બીજો વર્ગ તે **નીચલોથર** તેમાં મજૂર, ખેડૂત, કામદારવર્ગ અને કારીગરો તે લોકોને મોંઘવારી પ્રમાણે પગાર મળ્યે જાય છે, જો કે તે સંપૂર્ણ સુખી છે તેમ કહેવાનો દાવો નથી પરંતુ હવે પછીનો જે વચ્ચેનો મધ્યમથર જેને આપણે મધ્યમ વર્ગથી ઓળખીએ છીએ તે વર્ગ કરતા નીચલા થરના લોકો સરખામણીમાં સુખી છે. ઉપલા અને નીચલા થરના લોકોને સામાજિક રીતરિવાજ તથા બીજા પ્રશ્નો ઓછા સ્પર્શ કરે છે પરંતુ મધ્યમ વર્ગને તો સમાજમાં ઊંચું રહેવું પડે છે. ગૌરવ અર્થે દરજ્જો સાચવવો પડે છે. છતાંયે પગારમાં અને આવકમાં જોઈએ તો આ વર્ગની ભયંકર કપરી દશા જોવામાં આવે છે. તેમના જીવન ઉપર મોંઘવારીએ ક્રૂર આક્રમણ કર્યું છે. તે લોકોનાં પગાર લડાઈ પહેલાનાં કરતાં એક દશકાથી ત્રણ કથકા સુધી સામાન્ય રીતે વધેલા છે. જ્યારે મોંઘવારી તો ત્રણસો ટકા વધી છે. ઉપરાંત મધ્યમ વર્ગનો એક માણસ કમાતો હોય છે ત્યારે તેની પાછળ પાંચથી આઠ માણસનું કુટુંબ રહેલું હોય છે એટલે આ મધ્યમથરને શી આફત અને ખરાબ સંજોગો હોય તો સમજી શકાય તેવું છે.

### આર્થિક મૂંઝવણમાં રિબાતો મધ્યમ વર્ગ

અને કવિઓ પણ કેવા છે ! તે લોકોએ આજ સુધી ખેડૂત, મજૂર તથા તેવા નીચલા થરના લોકોનાં ગીત ગાયાં છે. તેમની ઉન્નતિ માટે શક્ય પ્રયત્નો અને માર્ગદર્શન કર્યાં છે. પણ મધ્યમ વર્ગનાં લોકોનું એક પણ કાવ્ય કોઈ સ્થળે વાંચવા મળ્યું ! આજે મધ્યમ વર્ગ ખૂબ પિસાય છે. તેના દુર્બળ દેહમાં દૂધનું એક ટીપું પણ જવા પામતું નથી. એટલે વિશ્વ યુદ્ધના માનવ ભૂખ્યા ખપ્પરમાં જો કોઈ વર્ગ હોમાયો હોય તો તે મધ્યમ વર્ગ છે. આ વર્ગ પ્રતિ સહાનુભૂતિ રાખવાની આજે ખરેખર એક ફરજ આવીને ઊભી રહી છે. તે લોકો પોતાની આબરૂ સાચવવા કોઈની પાસે લાંબો હાથ કરી શકતાં નથી. પોતાના જીવનચર્યામાં પણ કેટલીક સંકુચિતતા લાવી શકે ! જ્યાં આભ ફાટે ત્યાં થીંગડાં કેટલાંક આપે ? આજે મધ્યમ વર્ગનો વડીલ, કુટુંબના બૈરાં, છોકરાં, સમાજના રિવાજો, અને મોંઘવારીના બોજાથી ચૂંથાતો અને મૂંઝાતો મરણને ઇચ્છતો જીવી રહ્યો છે. તેના મળા નાખેલા ઝભ્ભાની અંદર છુપાયેલાં તેના હૃદય ઉપર હાથ મૂકીને અને તપાસી જોશો તો ખબર પડશે કે તેનું દુઃખી માનસ કઈ દશામાં ઉતરી પડ્યું છે ! આ વર્ગની આવી કરુણ દશા કરનાર જો કોઈ હોય તો આજનાં કાળાં બજાર મોંઘવારી અને માનવતાના ગુણનું દેવાળું જ કારણભૂત છે.

### શું કલંકને પણ બહાદુરી ગણો છો !

આજે તો કાળાં બજાર કરનારની તો ગુણપૂજા થાય છે. તેની રાક્ષસીવૃત્તિ જે સંગ્રહખોરી અને હરામખોરીમાં પરિણમી છે. તેમાંથી વાળી લેવી જોઈએ. નહિતર મધ્યમ વર્ગની બહુ ભૂંડી દશા થશે. પશ્ચિમના દેશોમાં આપણાથી પણ વધારે ખરાબ દશા અને ત્યાંની પરિસ્થિતિ છે. છતાંયે તે લોકો કાળાં બજાર કરતાં નથી, કે કોઈનો હક્ક ડુબાવી એકલ પેટા બની પોતાનો સ્વાર્થ સાધતા નથી. ત્યાંનું નાગરિકત્વ અને માણસાઈના ગુણનું અનુકરણ આપણે ક્યાર કરી શું ? તે એક પ્રશ્ન છે ? ત્યાં ઉમરાવ હોય કે ગરીબ હોય પણ બધાં જ સરખા હક્કથી રહે છે. કોઈ પણ વ્યક્તિ એકલપેટો બની શિસ્ત અને સંયમને ગુમાવતો નથી, એટલે ત્યાં કાળું બજાર જ નથી. આપણે ત્યાં તો નીચેથી ગણીને ઠેઠ ઉચ્ચ કક્ષાએ પહોંચેલા માનવીનાં લોહીમાં જ જાણે ન ધુસી ગયું હોય એવું અમાનુષી રાક્ષસવૃત્તિનું વિષ ઘર કરીને પેસી ગયું છે. આપણી જાતથી માંડી કુટુંબ, સમાજ ગામ કે શહેર અને ઉત્તરે દેશને જો અધઃપતનમાંથી બચાવવું, હોય તો દરેક આદર્શ નાગરિકત્વ સાચવવું. પછી અને નૂતન હિન્દના નવસર્જનમાં પોતાનો નાગરિકત્વ ભર્યો ફાળો આપવો પડશે.

### વ્યક્તિગત શી ફરજો છે !

આ વખતે સ્વ. મેઘાણી ભાઈનો દાખલો યાદ આવે છે. પોતાના મિત્રની સ્થિતિ નબળી હતી. તે પોતે જાણતા હતા એટલે તેમણે એ મિત્રની પાસે જઈ અને કહ્યું કે "ભાઈ તમે મારા આટલા પૈસા અમુક વખત સુધી સાચવો. મારે જરૂર પડશે ત્યારે તે હું લેવા આવીશ. મારા પાસે હશે તો વપરાઈ જશે, અને ખરી વખતે મુશ્કેલી પડશે." આ રીતે મિત્રને સમજાવી અને નાણાંની મદદ કરેલી. આવાં અનેક દૃષ્ટાંતો આપણને વ્યવહારમાંથી મળી શકે તેમ છે. પરંતુ આ વખતે પ્રત્યેકની ફરજ છે કે મોંઘવારીથી ભિંસાતા આ મધ્યમવર્ગને નાણાંથી, કપડાંથી કે શક્ય તેવી મદદ વડે તેના કાર્યમાં સાથ આપવો જોઈએ. આ વર્ગ બુદ્ધિશાળી છે. શરીરમાં જો મગજ નબળું પડે તો શરીર રૂપી સમાજની ભવ્ય ઇમારત એક ક્ષણમાં તૂટી પડે. અને ભૂકેભૂકા ઊડી જાય. દેશની ભવ્ય ઇમારતના પાયામાં મધ્યમ

એટલે તેમાં કાળાં બજાર હોય એ તેનો સ્વભાવિક ગુણ સ્વીકારી લઈએ તો પણ એમાં તો કાળા બજારનાં પણ કાળાં બજાર માલુમ પડશે. આજના ધોમધખતા તાપમાં કોલસાનો કોથળો લઈએ તો એવો તો લીલો ભડભદ મળશે કે તેને અગાશીમાં સૂકવવા મૂકવા પડે અને એકાદ અઠવાડિયાં પછીજ તેને વપરાશમાં લઈ શકાય! આ કયા દેશનું નાગરિકત્વ? આ સ્વાધીન દેશમાં આવી નાગરિકતા કોણે મોકલી! આ રીતે પ્રત્યેક વેપારમાં આ દશા થઈ રહી છે. શું મુકમ્મલ આઝાદી ભોગવતા દેશના વ્યાપારીઓ પણ આવા!

## મોંઘવારીના આંકની પરાકાષ્ઠા

આ બધી સંગ્રહખોરી, કાળા બજાર, ચોરી અને ભાવની ગગનગામી ગતિથી મોંઘવારીનો આંક કેટલો ઊંચો ગયો છે. તે દરમહિને આવતાં મિલના મોંઘવારીના આંકડા ઉપરથી જાણી શકીએ છીએ. આવા પ્રકારનો મોંઘવારીનો આંક જ્યાર ઊંચે ચડે છે ત્યારે મિલ, ફેક્ટરી, પ્રેસ, તથા બીજા ઉદ્યોગ પરાયણ ધંધાઓમાં કામ કરતાં કામદાર વર્ગના લોકો, મજૂરો તેમજ તેમના ઉપરી અધિકારીઓને મોંઘવારી પ્રમાણે પગાર ધોરણ રાખે છે અને મોંઘવારીમાં વધઘટ કરે છે. તે લોકોને જે વધારે નાણાં મળે છે તેની અસર સમાજના બીજા લોકો ઉપર પણ થાય છે અને ફુગાવાને સહારો મળે છે. તે લોકોને જે વધારે નાણાં મળે છે તેથી તેમને ઓછી ભીંસ અને મોંઘવારી લાગે છે. પરંતુ જે વર્ગ એવો છે કે જેને આ મોંઘવારીથી થતાં વધઘટના ધોરણ સાથે પગારનો સંબંધ નથી એવા લોકો જેવા કે, કારકુનો, શિક્ષકો, ગુમાસ્તા તથા બીજા એ પ્રકારનાં બુદ્ધિજીવી લોકોમાં તો બાંધેલા પગાર હોય છે એટલે એ લોકોને મોંઘવારીની ખરી ભીંસ લાગે છે. કારણ કે તેમનાં પગાર સ્થિર હોય છે. અને તેમનાં શાસનકર્તાઓ તો એમ જ ન જાણતા હોય કે અમે ખૂબ ઉપકાર કરીએ છીએ. એટલે આજના તબક્કે આવો જે વર્ગ છે તેના ઉપર મોંઘવારીએ ખૂબ અકળામણ ઊભી કરી છે જેનું વર્ણન કરવું પણ અશક્યતા ઊભી કરે છે.

## સમાજના ત્રણ થર અને તેની પરિસ્થિતિ

આજના સમાજમાં ત્રણ પ્રકારના વર્ગ રહેલા છે. પ્રથમ -ઉપલોથર લઈએ તો તેમાં જમીનદાર, શ્રીમંત, મિલમાલિકો, કારખાનાનાં માલિકો અને બીજા ધનાઢ્ય વર્ગનો સમાવેશ છે. આજે આ વર્ગને કોઈપણ પ્રકારની આર્થિક ભીંસ નથી અને તે સુખી છે. બીજો વર્ગ તે નીચલોથર તેમાં મજૂર, ખેડૂત, કામદારવર્ગ અને કારીગરો તે લોકોને મોંઘવારી પ્રમાણે પગાર મળ્યે જાય છે, જો કે તે સંપૂર્ણ સુખી છે તેમ કહેવાનો દાવો નથી પરંતુ હવે પછીનો જે વચ્ચેનો મધ્યમથર જેને આપણે મધ્યમ વર્ગથી ઓળખીએ છીએ તે વર્ગ કરતા નીચલા થરના લોકો સરખામણીમાં સુખી છે. ઉપલા અને નીચલા થરનાં લોકોને સામાજિક રીતરિવાજ તથા બીજા પ્રશ્નો ઓછા સ્પર્શ કરે છે પરંતુ મધ્યમ વર્ગને તો સમાજમાં ઊંચું રહેવું પડે છે. ગૌરવ ભર્યો દરજ્જો સાચવવો પડે છે. છતાંયે પગારમાં અને આવકમાં જોઈએ તો આ વર્ગની ભયંકર કપરી દશા જોવામાં આવે છે. તેમના જીવન ઉપર મોંઘવારીએ ક્રૂર આક્રમણ કર્યું છે. તે લોકોનાં પગાર લડાઈ પહેલાનાં કરતાં એક દશકાથી ત્રણ દશકા સુધી સામાન્ય રીતે વધેલા છે. જ્યારે મોંઘવારી તો ત્રણસો ટકા વધી છે. ઉપરાંત મધ્યમ વર્ગનો એક માણસ કમાતો હોય છે ત્યારે તેની પાછળ પાંચથી આઠ માણસનું કુટુંબ રહેલું હોય છે એટલે આ મધ્યમથરને શી આફત અને ખરાબ સંજોગો હોય તો સમજી શકાય તેવું છે.

## આર્થિક મૂંઝવણમાં રિબાતો મધ્યમ વર્ગ

અને કવિઓ પણ કેવા છે! તે લોકોએ આજ સુધી ખેડૂત, મજૂર તથા તેવા નીચલા થરના લોકોનાં ગીત ગાયાં છે. તેમની ઉન્નતિ માટે શક્ય પ્રયત્નો અને માર્ગદર્શન કર્યાં છે. પણ મધ્યમ વર્ગના લોકોનું એક પણ કાવ્ય કોઈ સ્થળે વાંચવા મળ્યું! આજે મધ્યમ વર્ગ ખૂબ પિસાય છે. તેના દુર્બળ દેહમાં દૂધનું એક ટીપું પણ જવા પામતું નથી. એટલે વિશ્વ યુદ્ધના માનવ સૂંઢિયા ખપ્પરમાં જો કોઈ વર્ગ હોમાયો હોય તો તે મધ્યમ વર્ગ છે. આ વર્ગ પ્રતિ સહાનુભૂતિ રાખવાની આજે ખરેખર એક ફરજ આવીને ઊભી રહી છે. તે લોકો પોતાની આબરૂ સાચવવા કોઈની પાસે લાંબો હાથ કરી શકતાં નથી. પોતાના જીવનચર્યામાં પણ કેટલીક સંકુચિતતા લાવી શકે! જ્યાં આભ ફાટે ત્યાં થીંગડાં કેટલાંક આપે! આજે મધ્યમ વર્ગનો વડીલ, કુટુંબના બૈરાં, છોકરાં, સમાજના રિવાજો, અને ભણતરની મોંઘવારીથી ચૂંથાતો અને મૂંઝાતો મરણને ઈચ્છતો જીવી રહ્યો છે. તેનાં ગળા નાખેલા ઝભ્ભાની અંદર છુપાયેલાં તેના હૃદય ઉપર હાથ મૂકીને અને તપાસી જોશો તો ખબર પડશે કે તેનું દુઃખી માનસ કઈ દશામાં ઉતરી પડ્યું છે! આ વર્ગની આવી કરુણ દશા કરનાર જો કોઈ હોય તો આજનાં કાળાં બજાર મોંઘવારી અને માનવતાના ગુણનું દેવાળું જ કારણભૂત છે.

## શું કલંકને પણ બહાદુરી ગણો છો?

આજે તો કાળાં બજાર કરનારની તો ગુણપૂજા થાય છે. તેની રાક્ષસીવૃત્તિ જે સંગ્રહખોરી અને હરામખોરીમાં પરિણમી છે. તેમાંથી વાળી લેવી જોઈએ. નહિતર મધ્યમ વર્ગની બહુ ભૂંડી દશા થશે. પશ્ચિમના દેશોમાં આપણાથી પણ વધારે ખરાબ દશા અને ત્યાંની પરિસ્થિતિ છે. છતાંયે તે લોકો કાળાં બજાર કરતાં નથી, કે કોઈનો હક્ક ડુબાવી એકલ પેટા બની પોતાનો સ્વાર્થ સાધતા નથી. ત્યાંનું નાગરિકત્વ અને માણસાઈના ગુણનું અનુકરણ આપણે ક્યાર કરી શું! તે એક પ્રશ્ન છે! ત્યાં ઉમરાવ હોય કે ગરીબ હોય પણ બધાં જ સરખા હકથી રહે છે. એક પણ વ્યક્તિ એકલપેટો બની શિસ્ત અને સંયમને ગુમાવતો નથી, એટલે ત્યાં કાળું બજાર જ નથી. આપણે ત્યાં તો નીચેથી માંડીને ઠેઠ ઉચ્ચ કક્ષાએ પહોંચેલા માનવીનાં લોહીમાં જ જાણે ન ઘુસી ગયું હોય એવું અમાનુષી રાક્ષસવૃત્તિનું વિષ ઘર કરીને પેસી ગયું છે. આપણી જાતથી માંડી કુટુંબ, સમાજ ગામ કે શહેર અને ઉત્કર્ષે દેશને જો અધઃપતનમાંથી બચાવવું, હોય તો દરેક આદર્શ નાગરિકત્વ સાચવવું. પછી અને નૂતન હિન્દના નવસર્જનમાં પોતાનો નાગરિકત્વ ભર્યો ફાળો આપવો પાશે.

## વ્યક્તિગત શી ફરજો છે!

આ વખતે સ્વ. મેઘાણી ભાઈનો દાખલો યાદ આવે છે: પોતાના મિત્રની સ્થિતિ નબળી હતી. તે પોતે જાણતા હતા એટલે તેમણે એ મિત્રની પાસે જઈ અને કહ્યું કે "ભાઈ તમે મારા આટલા પૈસા અમુક વખત સુધી સાચવો. મારે જરૂર પડશે ત્યારે તે હું લેવા આવીશ. મારા પાસે હશે તો વપરાઈ જશે, અને ખરી વખતે મુશ્કેલી પડશે." આ રીતે મિત્રને ચપળતાથી અને નાજુકાઈથી મદદ કરેલી. આવાં અનેક દૃષ્ટાંતો આપણને વ્યવહારમાંથી મળી શકે તેમ છે. પરંતુ આ વખતે પ્રત્યેકની ફરજ છે કે મોંઘવારીથી ભિંસાતા આ મધ્યમવર્ગને નાણાંથી, કપડાંથી કે શકય તેવી મદદ વડે તેના કાર્યમાં સાથ આપવો જોઈએ. આ વર્ગ બુદ્ધિશાળી છે. શરીરમાં જો મગજ નબળું પડે તો શરીર રૂપી સમાજની ભવ્ય ઇમારત એક ક્ષણમાં તૂટી પડે. અને ભૂકેભૂકા ઊડી જાય. દેશની ભવ્ય ઇમારતના પાયામાં મધ્યમ

ઘરના નક્કર પથ્થરનું મંડાણ થયેલું છે. એટલે એ પાયા પ્રત્યેની ફરજથી સદા જાગૃત રહેવું જોઇએ એ એક નૈતિક ફરજ છે. આજે શ્રીમંત, જમીનદાર, મજૂર, ખેડુત વ્યાપારી વગેરે લોકો અર્થાત્ ઉપલે અને નીચલો થર સુખી છે. ફક્ત આર્થિક દશાથી રિબાતો મધ્યવર્ગ જ કંગાળ દશામાં સબડી રહ્યો છે. તેને એમાંથી બચાવી લેવાની ફરજ આપણુ સૌની છે. બીજા વર્ગોને જે પ્રમાણમાં આજીવિકા ચાલે તેટલું વેતન તથા સગવડતાઓ મળે છે તે રીતે આ વર્ગને પણ મળવું જોઇએ. તેમાં એક જ આંખે જોવુ એ ખરેખર દુઃખ ભરેલું છે. ખેડુત માટે પૂજ્ય રવિશંકર મહારાજ વિનંતિ કરે છે અને અનાજનાં ભાવો વધારી આપે છે તથા બીજી રાહતો પણ અપાવે છે. પરંતુ મધ્યમ વર્ગ માટે આજે કોણ બોલે છે?

મધ્યમ વર્ગને માટે આજે ચારે બાજુ કેમ મૌન સેવાય છે? શું એ વર્ગ નિરુપયોગી છે? દેશને મુશ્કેલીમાં તેણે મૂક્યો છે? આઝાદીને લાવતાં તેણે રોકાવી હતી? શ્રીમંતોને કે જાગીરદારોનો એ વિરોધી છે? કે શા માટે તેના તરફ ઉપેક્ષા સેવાય છે? સ્વાતંત્ર્ય ભોગવતા દેશમાં અસમાન ભાવ બતાવવાનો કોઈ નિયમ છે ખરો? અરે આપણા કવિઓને જ લઈએ તો "રચો રચો અંબર ચુંબી મંદિરો" તથા 'ફૂટ પાથના સુનાર' ના ગાયક કવિ ઉમાશંકર જોષી તથા સુન્દરમ્ તમો પણ આવી પક્ષાપક્ષી કરી છે? અને જો તેમ ન હોય તો આપનો કાવ્ય ઘોષ ક્યારે આ મધ્યમ વર્ગના માનવીને સ્પર્શ કરવો રહ્યો? કોઇ પણ વર્ગ કે કોમનો વર્ગવિગ્રહી આ પ્રશ્ન નથી આતો રોટી ભૂખ્યા માનવીનો પ્રશ્ન છે. તેના ઉકેલ માટે શક્ય પ્રયત્નો અને પરિવર્તનો કરવાં જોઇએ એ આઝાદીનો સેવકાઇનું પ્રથમ લક્ષણ છે.

## સાચી સ્વરાજ્ય સિદ્ધિની કૂંચી શોધવી જોઈએ

આ વર્ગની ઉન્નતિમાં જ દેશની સર્વોત્કૃષ્ટતા અને સંસિદ્ધિ છે. આ બુદ્ધિજીવી વર્ગને આજે આ કારમાં ખપ્પરમાંથી બચાવી લેવામાં આવશે તો એ લોકોની હવે પછીના નવસર્જન કાળમાં તેમની બુદ્ધિમત્તા ખૂબ ઉપયોગી બનશે. આવો મધ્યમ વર્ગનો માનવી દેશના કોઇપણ ભાગમાં કે ખૂણામાં પડયો હોય પણ તેને ત્યાંથી શોધી તેની આર્થિક ભીંસને હળવી કરવી જોઇએ. પછી તે ગમે તે વિભાગમાં ક, ખ, ગ, સંસ્થામાં કાર્ય કરતો હોય! તેને તેની રોટી જેટલો બીજા વર્ગના લોકોને મળે છે તેથી બિલકુલ ઓછો નહિ એટલો પગાર અને સગવડતાઓ આપવા જોઇએ મધ્યમ વર્ગની બુદ્ધિમાં પ્રતાનું તત્ત્વ છે અને જે પ્રતાપમાં તેજસ્વિતા છે તેમાં જ શાંતિ અને પરમ સુખ છે. જો દેશમાં સાચી શાંતિ, સુખ, સંપ અને પૂજ્ય મહાત્માજીનું સાચુ સ્વરાજ્ય તથા રામરાજ્યનું દર્શન ભારતવર્ષને કરાવવું હોય તો આજના આ રિબાતા અને ઓરમાયા જેવી દશા ભોગવતા વર્ગને બચાવી લેવાની પ્રત્યેકની ફરજ છે, તેમાં જ સાચી સ્વરાજ્ય સિદ્ધિની કૂંચી છે. અને તેમાં જ ભારતીય સંસ્કૃતિ અને સંસ્કૃતિનું સાચું દર્શન તથા આઝાદીનું અમરત્વ રહેલાં છે. સ્વરાજ્ય ભોગવતા દેશનો એક પણ માનવી નાગો ભૂખ્યો ન રહે તે દેશની પ્રથમ ફરજ છે. તો આવો એક વર્ગ આજે કરુણતોમાં ડૂબી જાય છે તેને જલદી બચાવી લેવો જોઈએ એ પ્રત્યેક આદર્શ નાગરિકની પવિત્ર અને નૈતિક ફરજ છે. જ્યારે આ રીતે આપણે કરતાં થઇશું ત્યારે જ આપણે સાચી માનવતામાં પગરણ માંડ્યાં છે, એમ સિદ્ધ થઇ શકે.

# હિંમત ન હારવી

અનુવાદક : શ્રી રતુભાઈ લા. દેસાઈ બી. એ.

એક વર્ષ પહેલાં તો મી. પેહલીનું કુટુંબ ખૂબ સુખી હતું. પેહલી, એમની પત્ની એલિસ અને ત્રણ બચ્ચીઓ, બારબેરા, મેરી અને વર્જીનીઆ–એ પાંચ કુટુંબના સભ્યો હતાં. પરંતુ આજે માત્ર વર્જીનીઆ જ જીવતી હતી. એની ગે.ટીએન બારબેરા એક વખત એની આંજીમા - અને બાપ સાથે ડુંગરાઓમાં ફરવા ગઈ અને ત્યાં એમને મોટરનો અકસ્માત નડયો. એલિસે પોતાનાં મા, બાપ અને સૌથી મોટી પુત્રી ગૂમાવી. બીજી પુત્રી મેરી એક ઓપરેશન દરમ્યાન મરણ પામી હતી

આજે એલિસનો અવાજ બંધ થઇ ગયો હતો. એ બોલી શકતી ન હતી. એના પતિ કોઇ અસાધ્ય રોગથી પીડાતો હતો. એમને સખત તાવ હતો અને એમની સેવામાં પથારી પાસે એલિસ આખી રાત બેસી રહી હતી. એ બિલકુલ ઊંઘી ન હતી અને સવારે છેક અગીઆર વાગ્યા ત્યારે પોતાની નાની બચ્ચી વર્જીનીઆને આશ્વાસન આપવા એ ઊઠી. કારણ તેનો કુતરો થોડા જ વખત પહેલાં મરી ગયો હતો.

ત્યાંથી તે એના પતિ પાસે ગઇ. એણે બોલવાનો પ્રયત્ન કર્યો પણ બોલી શકી નહિ.

ડોક્ટરે તપાસ કરીને કહ્યું કે અતિશ્રમને લઇને એનો અવાજ રૂંધાઈ ગયો હતો. છતાં પણ આ વિકૃતિ દૂર કરી શકાય એમ હતું કારણ અવાજ ધીમે ધીમે પાછો આવતો જતો હતો

એલિસના પતિ દાંતના ડાક્તર હતા. પરંતુ માંદગીને કારણે એ કામે જઈ શકતા નહિ એટલે કમાણી બંધ થઇ અને થોડી ઘણી બચત હતી તે પણ ખૂટવા લાગી. એટલે એલિસે પાસેનાં શહેરમાં નોકરી સ્વીકારી. ત્યાં વખતોવખત એનો અવાજ બંધ થઇ જતો. પરંતુ અતિ મહેનતને લઇને જ એમ થતું એમ તેણી માની લેતી. એને માટે ચિંતા કરવાનું એને પરવડે એમ ન હતું. એણે એના બિમાર પતિ અને એક પુત્રીની સંભાળ રાખવાની હતી.

પરંતુ એલિસની બધી સારવાર નિષ્ફળ નીવડી અને માત્ર થોડા મહિનામાં જ એના પતિ મરણ પામ્યા.

એલિસ ખૂબ આનંદી બાઈ હતી. એનો ચહેરો હસમુખો હતો, ઉલટું એક વર્ષ ખૂબ મુશ્કેલીનું ગયું ત્યારે પણ તે હિંમત હારી નહિ: કોઇપણ મુશ્કેલીમાં એ આંસુ સારવા તૈયાર ન હતી. એના પતિનું મૃત્યુ થયું ત્યારે પણ એ દુઃખને એણે પોતાની એક અંગત બાબત તરીકે જ ગણી લીધી. તે કહેતી, "મારે મારી નાની બચ્ચી છે. હું જ જો હિંમત ખોઈ બેસું તો એનું કોણ ! હું ઇચ્છું છું કે એના ઉછેર માટે એને એક સુખી ઘર મળે."

પરંતુ વખતોવખત બંધ થઇ જતા એના અવાજને કારણે એ વધુ ને વધુ મુશ્કેલીમાં મૂકાતી ગઇ. એની અવાજ઼ૂતાના મામા પણ ચિંતાજનક રીતે લાગ્યા થવા લાગ્યા. છેવટે ગળાના એક ખાસ ડાક્તર પાસે તે ગઈ.

ડાક્તરે ચિકિત્સા કરીને જોયું તો એને ગળાનું કેન્સર હતું. અવાજપેટીના ઓપરેશનની જરૂરિયાત વિષે ડાક્તરે એને કહ્યું, ત્યારે તેણીને તૈયારી બતાવવી પડી. ઓપરેશનન બાદ ડાક્તરે કહ્યું, "જો તારી ઇચ્છા હોય તો તું પાછી બોલતી થઈ શકશે." તેણે ન્યુયોર્કની એક શાળાની વાત કરી જ્યાં આવાં ઓપરેશન બાદ માણસોને બોલતાં કરવામાં આવે છે. પરંતુ તેણી ન્યુયોર્ક શી રીતે જઇ શકે ! હમણાં પણ તે તો પોતાનાં ઘરને ગીરો રાખીને આણેલા પૈસા પર જ જીવી શકતી હતી.

એક અઠવાડીઆ બાદ ટોમસ એ નામની એક વ્યક્તિ મારફત તેણીને એક પત્ર મળ્યો. આ માણસને પણ એલિસના જેવું જ દર્દ હતું. અને તે પાછો બોલતો થઈ શકયો હતો. આ પ્રકારના દર્દીઓને

કાગળ લખીને એ પ્રોત્સાહન આપતો હતો. પેલા ડૉક્ટરે ઍલિસને વિષે એને લખ્યું હતું. એટલે જ ઍલિસને એનો કાગળ મળ્યો હતો.

ઍલિસે એ અંગે વધુ માહિતી મંગાવી અને પોતે અહીં રહીને જ બને તો બોલતાં શીખવાનો નિર્ણય કર્યો. એને જણાવવામાં આવ્યું કે શ્વાસોચ્છ્વાસ દરમ્યાન હવાને ફેફસાંને બદલે પેટમાં લઈને બહાર કાઢવાથી બોલતાં શીખવાનું સરળ પડે એમ હતું. તેને શીખવનાર મારફત સમજાવવામાં આવ્યું કે આવતા નવેમ્બર સુધીમાં શિખવામાં સૌથી સહેલા પડે એવા એક, બે શબ્દો જો તે બોલી શકે તો પછી બધું બોલી શકતાં એને વધુ વાર નહિ લાગે.

ફેબ્રુઆરી મહિનો ચાલુ હતો અને કોઈને પણ આમ પત્રવ્યવહારથી બોલતાં શીખવાની વાતની ખબર ન હતી. રોજ કલાકો સુધી ઍલિસ બોલવાનો પ્રયત્ન કરતી. હવાને ફેફસાંને બદલે પેટમાં ખેંચવા એણે અનેક સાધનો પણ અજમાવ્યાં. પણ તેમાં સફળતા ન મળી.

ઍલિસ હંમેશાં ધાર્મિક વૃત્તિવાળી હતી અને પોતાની કસોટીના આવા અંધકારમય સમયમાં પણ ધીરજ અને હિંમત માટે પ્રભુને પ્રાર્થના કરતી. એને શીખવનારના કહેવા મુજબ જો યોગ્ય મહેનત ચાલુ રહે તો નવેમ્બર સુધીમાં પેલા શબ્દો તેણીએ ચોક્કસ બોલવા જ જોઈએ પરંતુ બે માસમાં એક દિવસ એણે બધી આશા છોડી દીધી. પેલા શબ્દો એ નજ બોલી શકે એમ એને લાગ્યું અને પોતાને મન ગમતો એક શબ્દ બોલવા ઊભી થઈ એકચિત્તે એણે તે શબ્દ બોલવા પ્રયત્ન ચાલુ રાખ્યો અને અજાણી વચ્ચે સ્પષ્ટપણે તેણી તે શબ્દ ઉચ્ચારી શકી.

જ્યારે બચ્ચી સ્કુલમાંથી પછી આવી ત્યાં સુધી તે આ શબ્દ બોલતી રહી. છોકરી ઓરડામાં આવી કે તુરતજ "બેટી!" કહીને તેણીએ એને બાથમાં લીધી. અને બન્નેએ એકબીજાં સામે જોયા કર્યું.

ઍલિસ આજે સહેલાઈથી બોલી શકે છે. એનો અવાજ જરા ધીમો પણ મીઠો છે. એને પાછી બોલતાં શીખવા ટાણે પોતાને થયેલાં રમૂજભર્યા અનુભવોની વાત કરે છે. સારી થયા બાદ તેણીએ પહેલી નોકરી બાજુનાં શહેરમાં મોટર વાહન વ્યવહાર ખાતામાં સ્વીકારી. ત્યાં એ લાયસન્સ કાઢી આપવાની ફરજ પર હતી. અને આ કાર્યમાં આખો દિવસ બોલબોલ કરવું પડતું

થોડુંક ઉપર જ તેણીને ગળાના કેન્સરથી ભય-ભીત બનેલા દર્દીઓને આશ્વાસન અને પ્રોત્સાહન આપવા માટે રેડીઓ ઉપર બોલવાનું જણાવવામાં આવ્યું જરાપણ અચકાયા વગર ખૂબ સ્પષ્ટતાથી એ બોલી રહુડીઓના વ્યવસ્થાપકોએ જ્યારે પોતે પોતાનો અવાજ કેવો છે એ જાણી શકે એ અર્થે એને એના ભાષણનું રેકોર્ડીંગ સંભળાવ્યું ત્યારે તેણીએ જાણે "ઠીક છે" એમ કહેવા માટે ટીકાપૂર્વક માથું હલાવ્યું.

પોતાની આટલી સિદ્ધિ માટે પણ એના વિચારો પૂછવામાં આવતા ત્યારે પોતાની ઊણપો બતાવવામાં એ પાછી પાની કરતી નહિ

ઍલિસની સાહેલીઓ એને સોબતમાં સારી રીતે વાર્તારસ જમાવી શકે એવી મળતાવડી સ્ત્રી તરીકે ઓળખે છે. એનામાં રસ લેનાર અને એને પાછી બોલતાં શીખવનાર ટોમસ એની માફક એ પણ બીજા દર્દીઓમાં રસ લે છે અને એવાઓને મદદ કરવા હંમેશાં આતુર રહે છે ઉપરાંત એ પોતાની વાતને તો બિલકુલ ભૂલી જ ગઈ છે

એની બેટી હમણાં પોતે ઇચ્છેલું એવું એક સુખી ઘરમાં ઉછરી રહી છે.

મુસીબતો આવે છે ત્યારે એક સામટી જ આવે છે એ ખરું પણ જ્યારે સ્ત્રી કે કોઈપણ વ્યક્તિ ગમે તેવા ખરાબ સંજોગોમાં પણ હિંમત હારતી નથી અને પોતાની જાતને દુઃખી માનતી નથી ત્યારે સાથે-સાથ જ ગમે તેવાં દુઃખમાં પણ તેને દુઃખિઆ-રીની ભૂમિકા ભજવવી પડતી નથી સૂર્યોદય પહેલાં હંમેશાં અંધકાર ગાઢો હોય છે અને એનાં દુઃખની પાછળ હંમેશાં સુખ ચાલ્યું જ આવે છે.

☆

# *નાવ ફસી મઝધાર

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઈ

[ રાગ : મિશ્રપિલુ  તાલ : ધુમાળી. ]

જગ સાગરનાં ઘેરાં નીરમાં નાવ ફસી મઝધાર,
વિષમ જળ નાવ ફસી મઝધાર. ધ્રુવ૦

સૌને અંતર ઈર્ષા વસતી સ્વજન તણો નહિ પ્યાર,
એ માનવ મીન ખારા જળથી ઉર ભરેલો ખાર. વિષમ જળ૦

ગરજ હશે પછી વમળ ન જોતાં જતાં વૈરીને દ્વાર,
સ્વાર્થ સરે પછી ભરીને હળાહળ પાતાં તૃષિત ને વાર. વિષમ જળ૦

પ્રાણી પંખેરુ વેર ધરે કદી મતિ ન ઉર વસનાર,
માનવ બુદ્ધિવંત બની કાં, માનવ પર ધસનાર. વિષમ જળ૦

ઇશ એક એ ભૂલી જઈ કાં ધરતા મિથ્યા ભાર,
મારા રામ તારા કૃષ્ણ ને શંકર તેથી અમે લડનાર. વિષમ જળ૦

રામ નામ ઈસ્લામ ઈસુ સૌ દૈવી શક્તિ ધાર,
એ કુદરતની શક્તિથી તો ઉતરી એ ભવપાર. વિષમ જળ૦

શાને કોમીવાદ ધર્મમાં કમોતે બધા મરનાર,
માનો સૃષ્ટિ સર્જન શક્તિ સૌ તેના પુજનાર. વિષમ જળ૦

વૈર સ્વાર્થ ઈર્ષા અંતરથી દૂર થશે પળવાર,
સાચી વાણી આતમની સુણી ઐક્ય જીવને જીવનાર. વિષમ જળ૦

સાધ્યું ઐક્ય ત્યાં લાધ્યું સ્વાતંત્ર્ય જીત્યા તારણહાર,
મુક્તિ મંગળ ઉત્સવ સ્વમાં સત્ય કરો નરનાર
ઉતારો નાવડી શાયર પાર.

* મુંબઈ રેડીઓ પર ગવાએલું.

# એક મનોવેદના:-

લેખક :—શ્રી જસભાઈ જ. પટેલ

સવારે આઠ નવનો સમય હતો, અરુણ પોતાનો રથ ધીમે ધીમે પશ્ચિમ દિશા ભણી હાંકતો હતો. પવન મંદમંદ ગતી ચાલતો હતો. વાતાવરણ પણ શાન્ત જણાતું હતું. કોઈ પંખી ડાળીમાં પોતાની પાંખો ફફડાવતાં ઊડતાં હતાં. એટલામાં એક સારસની જોડ ત્યાં થઈને મધુર રાગે ગાતી ઊડી રહી હતી. તે વખતે બે સ્ત્રીઓ પાવાગઢના ડુંગર ઉપર ધીમે ધીમે ચઢી રહી હતી. પરંતુ હજુ બેમાંથી એક પણ બોલતાં નહતાં, જાણે કે બે માનવ પૂતળાં, ના હોય! આખરે બેમાંથી એકે કંટાળીને કહ્યું, "માલતી! શું આમ આખો દિવસ મુનસુન ચાલવા કરીશ? મારી બેન નહિ! તું તો જાણે પહેલાં હતી એવી હવે રહીજ નથી અને હવે તો ધીમે ધીમે સુકાતી જાય છે. બેન, કોણ જાણે તને શું દુઃખ છે, પરંતુ તે મને પણ જણાવતી નથી શું તું મને નહિ જણાવું! હું મારાથી બનતી મદદ કરીશ. મધુરીએ કહ્યું. "શું કહું બેન! હું અભાગણી જ એવી છું. છતાં પણ આજે હું મારું દુઃખ તને કહું છું. રડતાં રડતાં માલતીએ કહ્યું. "મધુરી જો, આ પાવાગઢનો ડુંગર કે જેની ઉપર એક વખતે પરાક્રમી, પતાઈ રાવળની આણ ફરતી હતી. એની ઉપર આ પ્રસિદ્ધ ચાંપાનેર આવેલું છે, અને આ ફરતો કોટ કે જે એક વખતે મજબૂત વખણાતો હતો; પરંતુ આજે વિધિએ કેવી દિવાલો કરી મૂકી છે, કોઈ નામ નિશાન! ના, બેન! આજે તો ફક્ત નામનું જ ચાંપાનેર છે અને કોટનું તો નામનિશાન પણ ભૂંસાવા આવ્યું છે, મધુરીએ કહ્યું પણ બેન તું તો આડી વાત ઉપર ઉતરી પડી. ના બેન, હું મારીજ વાત કહું છું. આમ વાત કરતાં કરતાં બન્ને જણ જ્યાં વિશ્વામિત્રીનું મૂળ હતું ત્યાં આગળ આવ્યાં. જો બેન! આ વિશ્વામિત્રી નદીનું મૂળ, પવિત્ર વિશ્વામિત્ર ઋષીએ અહીં તપ કર્યું હતું એમ કહેવાય છે. આ સ્થાન પણ કેટલું પવિત્ર છે. પણ જો આ ગામુખીમાંથી પવિત્ર નદી વહે છે. તેનું પાણી પણ કેવું પવિત્ર છે, અને આ સુમધુર ગાન ગાતું કેવું ખળખળ વહે છે. અને સુંદર લાગે છે. બેન એક વખતે હું અને સુરેશ આ જગ્યાએ ભેગાં મળી ગયાં. સુરેશને તો તું ઓળખે છે ને! એક ધ્યાને સાંભળતી મધુરીએ કહ્યું હા! પેલા લક્ષ્મીનંદન શેઠનો છોકરો જ ને! હા! પણ તે તો ગઈ ક્રાન્તિમાં મરણ પામ્યો તેજ ને!

હા! બેન તેજ તે વખતે માલતીની આંખમાં એક અશ્રુબિંદુ આવ્યું તે તેણે પોતાની ખાદીની સાડીથી લુંછી નાખ્યું. સુરેશની મોહક કાન્તિ જોઈને મારું મન તેનામાં લાગી ગયું, પછી તો અમો રોજને રોજ મળવા લાગ્યાં.

એક વખતે સાંજે ભગવાન અસ્તાચળ ભણી જતા હતા. પંખીઓ પણ પોતાના માળા ભણી ઝડપથી જઈ રહ્યાં હતાં. ખેડુતો પણ પોતાની સાંતીડાં લઈને ઘર ભણી આવતા હતા. ગામને ગોંદરે દૂર દૂરથી ગાયોના ધણની ધૂળ ઊડતી નજરે પડતી હતી. તે વખતે અચાનક સુરેશ મારે ત્યાં મોટરમાં આવી પહોંચ્યો; સુરેશને જોઈ મારું હૈયું આનંદ પામ્યું. ત્યાં તો સુરેશ બોલ્યો.

"માલતી! ચાલને ફરવા નથી આવવું? હું તો તૈયાર જ હતી. ઝટ લઈને મોટરમાં ગોઠવાઈ ગઈ કે તરતજ સુરેશે મોટર મારી મૂકી દૂર દૂર હાંકે રાખી. આખર એક એકાંત જગ્યાએ અમે આવ્યાં. મોટર બંધ રાખીને અમોએ ફરવા માંડયું. આખરે એક પથ્થરની ઉપર થાકીને બેઠાં એટલે સુરેશ મારા સામું જોઈ રહ્યો. હું શરમાઈ અને મારા ગાલમાં ખાડા પડયા. મે ધીમે રહીને કહ્યું. "શું જોઈ રહ્યા છો!" સુરેશ બોલ્યો, "માલતી! પ્રિય માલતી, તારા ગાલમાં ખાડા પડવાથી તું બહુજ સુંદર દેખાય છે. અને આજ, સાડી પણ મેં કહીતી

તેજ ખાદીના પહેરી આણી છે, ખાદી મને ખૂબ ગમે છે. કારણ કે આપણા દેશનાં લાખો મનુષ્યો હાલ કપડાં સિવાયના ફરે છે. તેથી તેમનું દુઃખ મારાથી જોવાતું નથી મેં પણ પ્રતિજ્ઞા કરી છે કે મારે હાથે કાંતીને જ ખાદી પહેરવી અને માલતી! તું પણ ખાદી પહેરવાની ચાલુજ રાખજે હું શરમાઇ છતાં પણ સુરેશે ચાલુ રાખ્યું માલતી. મને પરણીશ! હું તો ખૂબ ગભરાઇ ગઇ. આખરે બોલી. ચાલો બહુજ મોડું થઇ ગયું બાપુજી વાટ જોતા હશે, અને અમે બને જણાં મોટરમાં પાછાં વળ્યાં. અહીં માલતી શ્વાસ ખાવા બેઠી એટલે મધુરી પણ તેની કહાણી સાંભળીને અશ્રુ ધારા લાગી બન્ને બેનપણીઓ રડી પડી એટલે આખેરે મધુરી બોલી ચાલ તારી કહાણી ચલાવ. મારા પિતા અત્યંત ગરીબ હોવા છતાં પણ સંસ્કારી હતા એટલે મને નાનપણથી કેળવણી આપવા માંડી હતી. હું નાની હતી તે વખતેજ મેં માનું સુખ ખોયું હતું. પરંતુ પિતા તરફથી સહેજ પણ માની ખોટ પડવા દીધી નથી. મધુરી! જ્યારે હું સોળ વર્ષની થઇ ત્યારે મારે અને સુરેશને ઓળખાણ થએલી સુરેશના પિતા ધનાઢ્ય હોવા છતાં સુધરેલા વિચારના હતા. લક્ષ્મીનંદન શેઠે પોતાના પુત્રને સંપૂર્ણ છૂટ આપી હતી. છતાં પણ સુરેશ ઘણોજ સારો હતો. પૈસાદારનો છોકરો હોવા છતા તેને કંઇ પણ વ્યસન હતું નહિ, તે ગરીબોનું દુઃખ જોઇ અધીરો થઇ જતો જો કોઈ વખતે તે જતો હોય અને રસ્તામાં કોઇ ગરીબ માણસ મળે તો તે પોતાનો કોટ પણ આપી દેતો. એક વખતે શિયાળાનો દિવસ હતો, ઠંડી ખૂબ પડતી હતી, દાઢીની પણ દાંતકળીઓ બોલતી હતી. તે વખતે સુરેશ કંઇ કામ માટે બહાર પોતાની કિંમતી શાલ ઓઢીને નીકળ્યો, પરંતુ થોડે જતાંજ તેણે એક અર્ધનગ્ન ભિખારીને જોયો તે બિચારો ઠંડીથી એટલો બધો ધ્રૂજતો હતો કે જાણે ઝાડ ઉપરથી પાંદડા પાડતા હોય અને જેવી રીતે હલાવીએ છીએ એવો ધ્રૂજતો હતો. સુરેશને દયા આવી એટલે તેણે પોતાની કિંમતી શાલ આપી

દીધી, આથી તેને લક્ષ્મીનંદનનો સહેજ ઠપકો પણ સાંભળવો પડ્યો હતો. માલતી લાગણીથી રડવા જેવી થઇ ગઇ. થોડીવાર ચાલતાં ચાલતાં ખાપરા ઝવેરીના મહેલ આગળ આવ્યાં એટલે બોલી જો આ મહેલ પહેલાં એનો કેટલો મોટો વૈભવ હતો એના વિષે કેવી કેવી દંતકથાઓ હતી કહેવાય છે કે આ મહેલને સાત માળ હતા તેમાં અસંખ્ય ભંડારો હતા. આજે તેમાંનું કંઇપણ જણાય છે? હોં! પણ હું તો આડી વાત પર ઉતરી પડી સુરેશને સંપૂર્ણ છૂટ હોવાથી તેણે મારી પસંદગી કરી છતાં પણ શેઠે કંઇ વાંધો લીધો નહિ, અને મારા બાપને તો વાંધોજ શો હોય? પરંતુ દિવસની એક સુભાગ્યની ઘડી આવી પહેલી મારી તો દુર્ભાગ્યની ૧૯૪૨ના ઓગસ્ટમાં બાપુજીએ સત્યાગ્રહની હાકલ પાડી. તેમાં સેંકડો યુવાનો અને યુવતીઓ, કુમારો અને કુમારિકાઓ, કાર્યકર્તાઓએ ભાગ લીધો પછી સુરેશ જેવો ગરીબના દુઃખે દુઃખી થનારો બેસી રહે! એક વખતે ગામમાં સરઘસ નીકળ્યું મોખરે હાથમાં ઝંડો લઇને સુરેશ ચાલતો હતો મધુરી! તેં જોયો હોય તો કેવો દેખાતો હતો આહ! આજે પણ મારી આંખો આગળ તે વખતનો દેખાવ નજરે પડે છે. ત્યારે મારું હૈયું આનંદ અનુભવે છે. માલતી બોલતી બોલતી ગળે ડૂમો ભરાવાથી ખોંખારો ખાવા લાગી આખરે બોલી પરંતુ કમબખ્ત એક લશ્કરી ટુકડીએ એ સરઘસને રોક્યું લશ્કરના ઉપરીએ કહ્યું. " ખડે રહો! " પરંતુ સુરેશે તો શોર્યમાં આગળ ચાલે રાખ્યું તેની પાછળ હજારો સ્ત્રી પુરુષોનો માનવ-મહેરામણ શાંત રીતે ચાલ્યો આવતો હતો. ફક્ત કોઇ કોઇ માણસ 'વંદેમાતરમ્' જેવું સુત્ર પોકારતું હતું હું પણ સ્ત્રીઓના ટોળામાં હતી, પરંતુ ઓહ! મધુરી, ત્યાં તો ગોળીબારનો ઓર્ડર આપ્યો, અને તેજ વખતે મારો સુરેશ ઢળી પડ્યો. આજ વખતે તેઓ માતાના સ્થાનકમાં આવી પહોંચ્યાં હતાં, માલતી તેજ વખતે માતાના ચરણોમાં ઢળી પડી.

# બાલશિક્ષણ નગર પર ઉડતી નજર

નૂતન શિક્ષણ સંઘ અને શિશુવિહાર તરફથી મુંબઈમાં ચોપાટી પર આવેલા વિલ્સન કોલેજના વિશાળ મકાનમાં "બાલ શિક્ષણ નગર" યોજવામાં આવ્યું હતું. દરવાજામાં પ્રવેશ કરતાં જ એમ થાય કે આ નગર ખરે જ બાળકોનું છે ને એની વ્યવસ્થા પણ બાળકોની છે. ટિકિટ આપનાર, તપાસનાર, દરવાન વિ. શિશુસ્વયંસેવકો આવા "નગરો" યોજવાથી બાળકોને શિસ્તપાલન તેમજ વ્યવસ્થા જાળવવાનું ભાન આપોઆપ આવી જાય છે. પહેલા માળા પર સર્વનું ધ્યાન ખેંચનારું એક સંગ્રહસ્થાન હતું. આખાએ દેશનાં વાહનો, સમુદ્રમાં રહેતાં જીવજંતુ, જાનવરો ને ચીજો, ઘરની બહારની આપણી રમતો, હસ્તઉદ્યોગો, પ્રાંતપ્રાંતના લોકો, રમકડાં વિ. ખૂબ જ સુંદર ને આકર્ષક રીતે વિભાગવાર ગોઠવવામાં આવ્યાં છે. આ બધું જોતાં ઘડીભર વિચારમાં પડાય કે આપણાં દેશમાં કેટલીએ રમતો હતી ને છે કે જે આપણે સજીવન કરી શકીયે. ફેરફુદડી, સંતાકૂકડીને ગોપાટ એ બાળપણની માનીતી રમતો પ્રત્યક્ષ જોઈને કોઈને પણ પોતાનું બાળપણ સાંભરે. તેમ જ આપણાં કેટલાયે હસ્તઉદ્યોગો છે કે એને સાચવી શકીયે ને અખત્યારના સંજોગો અનુસાર પુનઃ હસ્તીમાં લાવી શકીએ. આ સંગ્રહસ્થાનમાં રાખવામાં આવેલા સર્વ વિભાગની માહિતી બરાબર જો બાળકોને મળે તો કેટલુંયે જ્ઞાન ફક્ત જોવેથી જ એમને આપોઆપ મળી શકે.

બીજા ઓરડામાં બાળકોએ કાગળમાંથી બનાવેલા નમૂનાઓ તેમ જ માટીનાં વાસણ પણ કરેલા કારીગરના નમૂનાઓ પ્રદર્શિત કરવામાં આવ્યા હતા. નાનાં બાળકોને પણ તક આપવામાં આવે તો એમની નાનીશી આંગળીઓથી આકર્ષક નમૂનાઓ તૈયાર કરી શકે છે ને ભવિષ્યના માટે એને એ રીતે પોતાને પસંદ પડતો ઉદ્યોગ એ લઈ શકે છે. એ પ્રમાણે એમના હાથે દોરેલા ચિત્રો પણ જોવા ગમે તેવા હતાં. બાળક પોતાને વિચાર આવે કે જે કંઈ નજરે પડે છે તે ચિત્રદ્વારા રજૂ કરી શકે છે, એનો આપણને એ ચિત્રો જોતાં ખ્યાલ આવી શકે છે

બીજા માળ પર પ્રયોગો ગોઠવવામાં આવ્યા હતા. શિક્ષકોની દેખરેખ હેઠળ બાળકો જુદાં જુદાં ક્ષેત્રમાં પોતાની મેળે કામ કરી રહ્યા હતાં. સાધનો વડે બાળકોને રમતાં આનંદ કરતાં તથા સાથે સાથે જ્ઞાન લેતાં જોઈ, જોનારના મનને પણ હર્ષ થાય છે. એક ઓરડામાં બાળકો માટી કામ કરતાં ચિત્ર દોરતાં, કાગળનાં નમૂનાઓ તૈયાર કરતા, રમકડાં ગોઠવતાં, સાધનો સાથે સમજપૂર્વક ખેલતાં એમ એમને અનુકૂળ ને રસ પડતું કોઈ પણ કામ પોતે કરી શકતું હતું. એક ઓરડામાં શિક્ષકો ગણિત, વિજ્ઞાન, ભાષાજ્ઞાન વિ. શીખવવાનાં પ્રયોગો કરી રહ્યા હતાં. બીજા ઓરડામાં ઘરગથ્થુ કામ પણ નાનાં બાળકો કરતાં નજરે પડતાં હતાં. કૂવામાંથી પાણી ખેંચવું, અનાજ દળવું તથા વીણવું વિ. આથી બાળકોને ઘરકામની માહિતી પણ વેળાસર આવી જાય છે. બીજા ઓરડામાં તદ્દન નાની વયનાં બાળકો પોતાનો ખૂણો શોધીને જુદા જુદા કામમાં રોકાયેલા જોઈને ખરેખર આશ્ચર્યમુગ્ધ થઈ જવાતું હતું.

બાળકો માટે વાચનાલયની પણ વ્યવસ્થા હતી. ઓરડામાં જુદા જુદા વિષયોનાં તથા બાળવાર્તાઓનાં પુસ્તકો ગોઠવેલાં નજરે પડતાં હતાં. દરવાજા પાસે ઊભા રહી બાળકોને ચિત્રોનાં પુસ્તકો તથા વાર્તાઓનાં તેમજ બીજા વિષયોનાં પુસ્તકો ધ્યાન દઈ જોતાં તથા વાંચતાં.

નીચે જતાં ઓરડામાં માબાપને પોતાનાં બાળકના ઉછેર તેમજ કેવી કેળવણી આપવી જોઈએ તે માટે માર્ગદર્શક રૂપે સારાં જેવાં પુસ્તકો પ્રદર્શિત કરવામાં આવ્યાં હતાં. ફક્ત આટલેથી સંતોષ નહિ માનતાં બાળકોને ખેલવાને રમકડાં જોઈએ તેમજ બાળકો પીપરમીટ ચોકલેટનાં પણ શોખીન હોઈ એમને માટે તે મળેતું એક નાનું બજાર પણ રાખવામાં આવ્યું હતું કે જેથી તેઓ

ખરીદી કરી શકે, પ્રદર્શન જોઈ અથવા શિક્ષણ લઈ આરામગૃહ કરવો હોય અથવા રમતગમત કરવી હોય તો તે માટે બાલક્રીડાંગણની ગોઠવણ રાખવામાં આવી હતી એટલું જ નહિ પણ જે બહેનો ખૂબ જ નાનાં બાળકો લઈને આવ્યાં હોય ને લઈને ફરવાથી બાળક કે મા બન્નેને અગવડ ન પડે તે સારું બાળકો માટે પારણાંની ગોઠવણ કરી હતી ને તેમની સંભાળ રાખવાની પણ વ્યવસ્થા હતી.

આ ઉપરાંત શહેરની બધી શાળાઓ તથા સંસ્થાઓનાં બાળમંદિરનાં બાળકોનો જુદે જુદે દિવસે મનોરંજન કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. આ નગરમાં ઘણા શિક્ષક ભાઈબહેનો એકત્ર થયેલાં હોવાથી એ બધાંને એક બીજા સાથે સ્નેહસમાગમ સાધવાને તથા કેળવણીની દિશામાં ચર્ચાઓ ગોઠવવાને સારી તક સાંપડી હતી. તેમજ બાળશિક્ષણ વિષય ઉપર શ્રી. તારાબેન મોડક અને શ્રી નાગલે દરરોજ સવારે સંસ્કાર વર્ગ ચલાવતાં તે ઉપરાંત મેડામ મોન્ટેસોરીનાં વ્યાખ્યાનો પણ બ્લેવેટસ્કી હોલમાં રાખવામાં આવ્યાં હતાં.

બધું જોઈ પરવાર્યા પછી નાસ્તા પાણી માટે ઉપાહારગૃહની વ્યવસ્થા રાખવામાં આવી હતી. એનો લાભ પણ લોકો પોતાનાં બાળકો સાથે ઠીકઠીક લેતાં હતાં, ખાસ ધ્યાન ખેંચે તે તો બાળકોનો ઉપાહાર ગૃહ હતો. બાળકોએ પોતે બનાવેલી વાનીઓ પોતે પીરસતાં ને તેનાં બીલ તેઓ બરાબર લેતાં. એ જોઈ કોઈને પણ સંતોષ થયા વિના રહે નહિ, એમ આ નગરમાં વ્યવસ્થા જાળવવાનું શીખવાની સાથે સાથે બાળકોને વ્યવહારિક જ્ઞાન પણ મળી રહેતું હતું.

મેડમ મોન્ટેસોરીએ કહ્યું છે કે, "જગતમાં શાંતિ ને સુખ જોઈએ તો બાળકની કેળવણી પર ધ્યાન આપવું જોઈએ. બાળકની સાચી કેળવણીથી બાળસેવા થઈ શકશે ને તે વડે જનસેવા થઈ શકશે."

પૂ ગાંધીજીએ એમની "ખરી કેળવણી"ના પુસ્તકમાં લખ્યું છે કે કેળવણીમાં જિવની ચાવી છે. તેમાં જો આપણે વિજય પામીશું તો સર્વત્ર વિજય જ છે. ખરી કેળવણી શરૂઆતથી જ બાળકોને મળે તો જનતાની સેવા થઈ શકશે ને એ રીતે વિજય આપણે પામી શકીશું."

આ ખરી કેળવણીની દિશા આવા નગરોથી થોડે અંશે મળી શકે ને આવાં યોજાયેલાં "નગરો" આ દિશામાં માર્ગસૂચક થઈ પડે, માટે આ નગરના યોજકોને અભિનંદન ઘટે છે.

લીલાવતી બેન્કર

❂

કેળવણી એટલે માનવજીવનની સમગ્ર તૈયારી. તેમાં શારીરિક, માનસિક નૈતિક અને આધ્યાત્મિક શક્તિનું ઊર્ધ્વીકરણ રહેલું છે.

+



# સંસારના કૂટ પ્રશ્નો

( લેખાંક ૧ લો )

[ લગ્નજીવનનો પ્રશ્ન. સ્ત્રી અને પુરુષ એમ ઉભયને એટલો બધો જટીલ અને મૂંઝવતો બન્યો છે કે તેમાં કોઈ પણ એક નક્કર વિચાર ઉપર આવી શકતું નથી, તેથી આ વિભાગમાં અમે પ્રત્યેકના આંતર માનસ સ્પર્શતા વિચારો રજૂ કરીએ છીએ,

ફક્ત વિચારો છે, તેમાં કેટલા શક્ય અને વ્યાવહારિક છે તે તો પ્રત્યેકની વિવેક બુદ્ધિ ઉપર નિર્ભર છે.

## પુરાણી રીત

આજથી વર્ષો પહેલાં લગ્નમાં વરકન્યાની પસંદગીની રીત આજથી તદ્દન જ નિરાળી હતી. કુમારિકાઓ સ્વયંવરમાં કુમારને પસંદ કરી લેતી. વધારે પરિચય કેળવી તે તેની સાથે લગ્ન કરી લેતી. અર્થાત્ સ્નેહલગ્ન થતાં. દેહલગ્ન નહિ. ઘણી વખત સ્વયંવરમાં અમુક પ્રકારની શરત કરવામાં આવતી જ્યારે કુમાર તે શરતમાં વિજય મેળવતો ત્યારે કુમારિકા તેની સાથે પાણિગ્રહણ કરતી.

સમયના વહેણ સાથે આપણા સામાજિક રિવાજો ગયા. આપણા વડીલો વર અને કન્યા બન્નેની પસંદગી જાતે કરતા. લગ્નના પાત્રોની પસંદગી આ સમયમાં લગભગ ભાગ્યે જ થતી. એક બીજાની સાથે સારો મેળ હોય અથવા એક બીજા અંદરો અંદર સગા થતા હોય તો પોતાના વર્તુલમાં પોતાની કન્યા આપતા. આ વખતે તેમના, ગુણની કોઈને પડી ન હતી.

પણ આજે શું છે! હમણાં આપણે ત્યાં એક સુધારો ઠીક ઠીક પ્રગતી કરી રહ્યો છે. આ સુધારાની ગતિ ઉપરથી એમ લાગે છે કે એવો પણ જમાનો આવશે કે જ્યારે જીવનસાથીની પસંદગી એ વ્યક્તિગત પ્રશ્ન હશે.

આજે આવા લગ્ન થાય છે. પણ આવા લગ્નથી સમાજને આંચકો લાગે છે. અને જ્ઞાતિઓમાં સનસનાટી ફેલાઈ જાય છે. કુટુંબના બીજા માટે આવા લગ્ન વિઘ્ન રૂપ થાય છે. જ્યાંજ આવા લગ્ન સહન કરી શકતા નથી. આની છૂટછાટ અપાય છે જ્ઞાતિ પણ પોતાના કાદ પગમાં ભરતા અચકાય છે. સમાજ તો રૂઢિચુસ્તોના ફાસામાંથી છૂટવા ખુલો છે

સમય બદલાય છે. જીવનના રાહ પણ બદલાય છે. સમાજ પ્રગતિના પંથે વળે છે. આથી આ છૂટછાટ એટલી હોય છે કે લગ્ન પહેલાં સંમતિ પૂછવામાં આવે છે. અથવા આડકતરી રીતે બન્નેને જણાવે જણાવવામાં આવે છે કે તમારા લગ્ન અમે કરીએ છીએ. વેવિશાળ અને લગ્ન એ વચ્ચેનો સમય જે રાખવામાં આવે છે. તે સમયમાં બન્ને જણા એક બીજાનો પરિચય સાધી શકે છે. આ બધું આજકાલ દરેક કુટુંબના વડીલો જાતે દેખરેખ રાખીને ગોઠવી આપે છે. આથી આંચકો લાગતો નથી અને ધીમે ધીમે પરિસ્થિતિ પલટાય છે. આવી જાતની જે વ્યવસ્થા વડિલો રાખે છે તેમાં બન્નેને પાછળથી કાંઈ કહેવાનું રહેતું નથી.

## રૂઢિચુસ્ત-માનસ

પરંતુ હજી સમાજના ખુણામાં એક વર્ગ એવો પડ્યો છે કે આમ છૂટ આપવાથી અમારા કુળની લાજ જાય છે. લોકોમાં અમારી વાતો થાય છે, વગેરે દલીલો આપી પોતાનો પક્ષ મજબૂત બનાવે છે. ત્યારે તેના જવાબમાં મારે જણાવવું જોઈએ કે જો આવા વર્ગને ખરા ભાવથી આપણે પૂછીશું ત્યારે તે લોકો પણ કબુલ કરે છે કે બન્ને વ્યક્તિઓ પરિચયમાં આવે તેમાં તેમને વાંધો નથી. પરંતુ તેમની વચ્ચે જે પ્રશ્નો પૂછાય છે તેમાં તેમને વાંધો

છે, ત્યારે મારે તેની સામે જરૂર કહેવું જોઈએ-કે ભાઈ કોઈપણ પ્રશ્ન પૂછ્યા વગર પરિચય કેમ સધાય! શું માત્ર મોં જોવાથી પરિચય થઈ જતો હશે? વળી આ પ્રશ્નો પણ શું હોય છે. સાધારણ રીતે (૧) તમારું નામ શું? (૨) તમે શું અભ્યાસ કરો છો? (૩) સંગીતનો શોખ છે કે નહિ? (૪) ભરત ગૂંથણ આવડે છે કે કેમ? આવાજ સવાલો સામાન્ય રીતે પૂછાય છે જો ત્યારેથી પ્રશ્નો જવાબ ઉત્સાહ પૂર્વક આપવામાં આવતો નથી એટલે યુવક પ્રશ્ન આગળ પૂછતો નથી. શું પોતાનો જીવનસાથી થનાર આટલા પ્રશ્નો પણ ન પૂછી શકે?

ત્યાર પછી આ વર્ગ આગળ ચાલતા બીજી દલીલ મૂકે છે કે તમે પરિચય સાધવામાં પ્રશ્નો પૂછો છો. અને પછી તમે કન્યાને ઘણી વખત પસંદ કરતા નથી તો તે શું અપમાન નથી?

તેના જવાબમાં મારે ફરીથી કહેવું જોઈએ કે ભાઈ આ કોઈ શાક ભાજીનો વેપાર નથી કે ફરીથી બીજી વખત ખરીદ કરી શકશો. આતો જીવનના સોદા છે. તેમાં તો સંપૂર્ણપણે વિચાર અને વિવેક જાળવવો જોઈએ. શું તમારી કન્યા સાથે વાત કરી એટલે મારે તેમની સાથે લગ્ન કરી નાખવા? શું તમારી કન્યા બરાબર જવાબ આપવાને અશક્ય હોય તમારી કન્યા ખોબડી હોય-કે તમારી કન્યામાં બીજી ખામી હોય તો શું મારે મારું જીવન તેની સાથે હોમી દેવું! શું તમારી ફિલસુફી ગધેડાને પણ તાવ આવે તેવી વાત કરી રહ્યા છો! ભાઈ આ તમારી દલીલ ખોટી છે. તમારી કન્યાએ એક માણસને નાપસંદ આવે તેથી શું બીજો તેનો સ્વીકાર નથી કરવાનો! જરૂર જેને યોગ્ય લાગશે તે તેનો સ્વીકાર કરશે તમારે આ ભય કાઢી દેવો જોઈએ.

ઘણા લોકો એવી ખોટી પાયા વગરની વાત કરે છે કે ભાઈ આજના જુવાનીઆ સ્વચ્છંદી બની ગયા છે વડીલની લાજ મર્યાદા રાખતા નથી. લગ્નની બાબતમાં તેઓ વધારે રસ લે છે ત્યારે તેના જવાબમાં આગળ તેઓ કહે છે કે ભાઈ શું કરીએ કળિયુગની અસર છે વળી આજનું શિક્ષણ પણ એવાજ પ્રકાર છે કે આવી છૂટ લેવાની ઈચ્છા થઈ આવે છે,

## નવીન વિચારો

મારે તેના જવાબમાં જણાવવું જોઈએ કે શિક્ષણને શા માટે દોષ આપો છો? આ સુધારો શિક્ષણના લીધે નથી. આની પાછળ ઘણાયે આત્માઓના બલિદાનની અસર છે. આ સુધારામાં પાછળ ઘણાં જીવન વેડફાએલાં છે. આ વ્યાપક બનેલા લગ્ન પ્રથા કે મર્યાદા શાળા કે કોલેજના શિક્ષણમાંથી નથી આવતી તે આવે છે વડીલોની બેદરકારીને લીધે જ. એમનાં કુમળા બાળકોનાં સુખની પણ એ લોકો પરવા કરતા નથી. એમને ધન-કીર્તિ અને મોટા મોટા કુળવાન કુટુંબની ખાનદાનીઓ જોવી છે. એમને સામું પાત્ર જોવાની પડી નથી તેમને તો વડીલોની ઇજ્જત અને આબરુ જોવી છે.

ધન-કીર્તિ કે કુળવાનની કન્યા લાવવાથી પોતાનો પુત્ર સુખી થવાનો નથી. પણ પુત્ર સુખી થશે ત્યારે જ કે જ્યારે સરખા મન અને સરખા સ્વભાવની કન્યા તેને મળશે ત્યારે જ.

આજે તદ્દન નવા જમાનાની વાત કહી શકે. અત્યારે વડીલો આપણને છૂટ આપી રહ્યા છે. તે તેમના હૃદયપલટાની વાત જ નથી. આ તો સમય પલટો છે. સમયે તેમના ઉપર ફરજીઆત દબાણ કર્યું છે કે તમે તમારા રિવાજ બદલો તેમને તો હજુ જ પડદામાં રૂચે છે, પણ સામેથી યુવાન વર્ગ જાગી ઉઠયો છે હવે તેણે સ્વરૂપ નવે ચઢાવી છે. અને જવાબ આપીને શિખો રહે છે.

જ્યારે આ વાત થઈને બધી વરપક્ષની દલીલ તરીકે વાત કરી, પણ કન્યા પક્ષે કહેવું જોઈએ. કે શા માટે કન્યા સામો પ્રશ્ન નથી કરતી? કન્યાએ પણ યોગ્ય પ્રશ્નો પૂછવા જોઈએ. કન્યાએ પણ પોતાના પ્રશ્નોનો જવાબ આપવાની તાકાત સામેથી છે કે કેમ તે વિચાર કરી તેમજ ધીરજ મૂકીને પ્રશ્નોના જવાબ આપવા જોઈએ.

સમાજ પલટાય છે પુરુષ બદલાય છે તો શા માટે સ્ત્રીઓ પણ આગળ કૂચ નહિ કરતી?

આથી મારે જણાવું જોઈએ કે જે લોકો પરિચય નાક કાપી આપવાની તરફેણમાં નથી તેઓ ખરેખર સમાજના પ્રત્યાઘાતીઓ ગણાશે.

# મોરબીના મહારાજા પાસે મહામૂલ્યવાન અને અદ્ભુત અગ્નિમણિ

## [ ૨૫૦૦ વર્ષની પ્રણાલી વાળા હીરાની રોમાંચક કથા.]

ન્યુયોર્ક, (યુ. પી. અમેરિકા)

મોરબીના મહારાજા તાજેતરમાં ન્યુયોર્ક આવેલા ત્યારે હેયડન પ્લેનેટેરિયમ (ગ્રહ નિરીક્ષાલય) ની તેમણે લીધેલી લાંબી મુલાકાત એ ખાસ ધ્યાન ખેંચનારો બનાવ હતો.

હિન્દમાંના એક નાના રાજ્યના આ નરેશ પોતાની સાથે એક મણિ લાવ્યા હતા—આ મણિ તેમને વંશપરંપરાગત વારસામાં મળેલો છે અને તે અતિ સન્માનનીય સ્યમન્તક મણિનો એક ટુકડો છે. આ મણિ તેઓ પ્લેનેટેરિયમ ખાતેના નમુના સાથે સરખાવવા માટે લાવ્યા જેથી પોતાનો મણિ ઇતિહાસ વેત્તાઓ અને ખનીજશાસ્ત્રીઓ જેને "અગ્નિમણિ" તરીકે ઓળખે છે તે પુરાણપ્રસિદ્ધ મૂલ્યવાન પથ્થર જ છે કે કેમ તેની ખાતરી કરી શકાય.

"અગ્નિમણિ"ની પાછળ પચ્ચીસ સો વર્ષની પ્રણાલીપરંપરા પડેલી છે. પૂર્વના દેશોમાં તેને ધાર્મિક મહત્ત્વ પ્રાપ્ત થયું છે કારણ કે "અગ્નિમણિઓ" ચન્દ્રના ટુકડા હોવાની ખ્યાતી ધરાવે છે. તેમાં ખાસ આકારના ખાડા અને ચીરા જેવા ચીરા હોય છે. તેમાં સીલીકા નામનું તત્ત્વ ૯૦ ટકા જેટલું હોય છે. અને પલટાતા ઉષ્ણતામાનની તેને અસર જ થતી નથી. દા. ત. તેને તપાવીને લાલચોળ બનાવી ઠંડા પાણીમાં નાખીએ તો તે તરડાશે નહિ.

### ચંદ્રમાંથી આવેલો મણિ

"અગ્નિમણિ" મૂળ ચંદ્રમાંથી આવ્યો એ સિદ્ધાંત ખરતા તારાઓ વિષેના અમેરિકન નિષ્ણાત ડો. હાર્વે હાર્લો નિન્જિરના અવલોકનો ઉપર રચાયલો છે. આ નિષ્ણાતનું લખેલું "ચંદ્રના ટુકડાઓ" નામનું પુસ્તક પ્લેનેટેરિયમ્ ખાતે મોરબીનરેશને ભેટ આપવામાં આવ્યું. હતું.

મોરબીના મહારાજા પાસે "અગ્નિમણિ" ના બે કટકાઓ છે અને તે હિંદમાં દેવ તરીકે પૂજાતા શ્રીકૃષ્ણના સંગ્રહમાંથી ઉતરી આવેલા છે. દેખાવમાં તે ચળકાટ વિનાના છે; તેનો રંગ ઘેરો કાળો છે પણ તેની તેજસ્વિતામાં જે ઉણપો છે તે તેનો તેના શુભ શકુનથી ખંગ વળી રહે છે.

### રચનાની વિગત

બેસ્ન ડિયાર્ડ જોહનદફુલ સ્કારીંગ નામના એક ફ્રેંચ અમીર જેઓ હવે સંશોધક બની ગયા છે તેમણે મોરબીનરેશના રત્નોને "અગ્નિમણિ" તરીકે ઓળખ્યાં હતાં અને તાજેતરમાં હેયડન પ્લેનેટેરિયમના અધિકારીઓએ એ રત્નો તપાસીને કહ્યું હતું કે, આ પથ્થર ખરતા તારા જેવી રચનાનો છે અને તે અગ્નિમણિના જેવા જ ગુણો ધરાવે છે, એટલે આ પુરાણ પ્રસિદ્ધ મણિના માલિક તરીકે, મહારાજા મહેન્દ્રસિંહજી, નીચેના લાભો મેળવવાની આશા રાખી શકે.

(૧) બનનારા બનાવોનું પૂર્વજ્ઞાન; (૨) લક્ષ્મી તથા સન્માનની પ્રાપ્તિ અને તેની સ્થિરતા (૩) રાજવંશની અખંડિતતા અને (૪) રાજ્યની સલામતી.

(૫) શત્રુઓ ઉપર વિજય

(૬) અંગત મુશ્કેલીઓનું નિવારણ અને લાંબી વયે પણ દેહની અજર સ્થિતિ.

### કટકાઓ મળે છે

બેહન સ્કારીંગના મત અનુસાર અગ્નિમણિના કટકાઓ બિલિટન ટાપુ ઉપર મળી આવે છે. એમણે એશિયામાં ૨૭ વર્ષ સુધી આવા પથ્થરોનો અભ્યાસ કર્યો છે. બિલિટન એ બંકા અને બોર્નિઓની વચ્ચે ડચ ઇસ્ટ ઇન્ડીઝમાં એક નાનકડો જમીનનો ગઠ્ઠો છે. બિલિટન ટાપુ પર ટિનની ખાણો પુષ્કળ છે અને ટાપુવાસીઓ "અગ્નિમણિનો" ટૂકડો મળે કે તરત જ તેને જમીનમાં દાટી દે છે અને તેને

'ટીનનું બીજ' કહે છે કારણ કે તેઓમાં એવી માન્યતા છે કે આમ કરવાથી ટીન અખૂટ પ્રમાણમાં નીકળ્યા કરશે.

### રસ લે છે

શ્યામકેશ ધારી મોરબી નરેશ જેઓ ગયા માર્ચમાં ગાદીએ આવ્યા હતા તેમણે પશ્ચિમની કલીકલ અને સજીવ પ્રગતિમાં એટલો બધો રસ રસ લેવા માંડ્યો છે કે તેઓ ન્યુયોર્કમાં એક મહિના સુધી લંબાયલા પોતાના રોકાણ દરમ્યાન આ પ્રગતિનું જાતે નિરીક્ષણ કરવા જતા હતા. તેઓ ધનપતિ રાજા હતા જ; તેમજ ૬૦ લાખ રૂપિયાની કિંમતનો એક રાજમહેલ છે. વિમાનોનો એક કાફલો છે; કિંમતી ઝવેરાતોનો નાનકડા ડુંગર જેવડો ગંજ છે; અને આ બધા ઉપરાંત તેઓ વિજ્ઞાન અને શસ્ત્રક્રિયા વિજ્ઞાન (સર્જરી)માં ખૂબ જ રસ ધરાવે છે. ન્યુયોર્ક શહેરમાં ઉપલા સેન્ટ્રલ પાર્ક સમીપે આવેલી માઉન્ટ સિનાઇ હોસ્પીટલની પોતાની મુલાકાતને તેમણે અમેરિકાના પોતાના રોકાણના શ્રેષ્ઠ પ્રસંગ તરીકે યાદ કરી હતી.

મહારાજાએ હેવર્ડ પ્લેનેટેરીયમની મુલાકાત લીધી ત્યારે ત્યાં 'ડીવેર્ટેડ મૂન' વ્યાખ્યાન માળા ચાલુ હતી. અને એ સંસ્થાના વક્તાએ ખગોળ-શાસ્ત્રમાં ઉપજાવેલા ભારે રસને લીધે તેઓ ચકિત થઇ ગયા હતા. મહારાજાએ કહ્યું હતું કે: "મુંબઇ હિંદ માટેનું ખગોળ-વિજ્ઞાનનું કેન્દ્ર બનવું જોઇએ."

અંધારઘેર્યો વર્તુળાકાર ખંડ-જેમાં ગગનછતની સામે ન્યુયોર્કની ઇમારતોના છાયાચિત્રો અંકાયેલાં છે અને જેના એક છેડાથી બીજા છેડા સુધી ચન્દ્ર અને તારાઓની ગતિ નોંધાયલી છે તે ખંડ-છોડી જતાં મોરબી નરેશે 'હું નીલા-આકાશમાં જઇ આવ્યો અને તે પણ દિવસે!' એ શબ્દો સરસ રીતે બોલીને પોતાની ખગોળ યાત્રા પૂર્ણ કરી હતી.

તા. ૨૧-૧૧-૪૮ના 'જન્મભૂમિ'માંથી





## એલ્યુમિનિયમનાં વાસણો

શુદ્ધ એલ્યુમિનિયમમાંથી બનાવેલાં રસોઇ માટે
સર્વોત્તમ સ્વીકાર્યાં છે.

'ક્રાઉન' માર્કાવાળાં વાસણો શુદ્ધ એલ્યુમિનિયમમાંથી જ બનાવાય છે એટલે તેઓ વધુ અને વધુ વપરાય છે. વજનમાં હલકાં, કલાઈ કરાવવાની કડાકૂટ નહિ, ઘાટમાં સુંદર અમારાં એનોડાઈઝ્ડ કરેલાં રંગીન વાસણો ભેટ માટે અજોડ મનાય છે.

## જીવણલાલ (૧૯૨૯) લીમીટેડ

—: ક્રાઉન બ્રાન્ડ વાસણોના બનાવનારાઓ :—

કલકત્તા — મુંબઈ — મદ્રાસ — રાજમહેંદ્રી — રંગુન — એડન




# નરપિશાચનું તાંડવ

[આ નીચેની ઉધ્ધૃત હકીકત "સેવક" તા ૧૭-૧૧-૪૮ ના અંકમા પ્રસિદ્ધ થઈ છે. જે અક્ષરશ: આપવામાં આવે છે. કહાણી હૃદય કપાવનારી છે આવા કિસ્સાઓમાં કેટલેક અંશે પડોશીઓ પણ ભાગીદાર બની રહે છે. એ ખરેખર દુ:ખદ અને શોચનીય છે અમે આમ જનતાને વિનમ્ર પ્રાર્થના કરીએ છીએ કે:–આવી કહાણી જ્યાં બની રહી હોય તેને બહાર આવવા અને રિબાતી દુ:ખી થતી અબળાને ઉગારી લેવામાં ફાળો આપશે. આમાં નિર્મળ નિશંક ઉત્કટ સેવા ભાવનાની ધગશ લાગણી ભરી હોવી જોઇએ.

"મંત્રી-સ્ત્રીબોધ"

## અમાનુષી જુલ્મ

**પત્નીના હાથ ઊંચા બાંધી, નગ્ન દેહ પર સળગતા લાકડાના ડામ દેનાર પતિ પત્નીને પેટ દીકરાનો જન્મ થયો ન હોવાથી સાસરિયાએ ગુજારેલા સિતમની કહાણી**

અમદાવાદ. શનિવાર

એક મજૂર સ્ત્રી પર તેના પતિએ ગુજારેલા અમાનુષી જુલ્મની હકીકત પોલીસ દફતરે નોંધાઈ છે.

**હરિજન કુટુંબની વાત**

એક હરિજન કુટુંબની આ વાત છે ગામડામાં એક ગરીબ વિધવા બાઈ રહેતી હતી તેને જે કહો તે બધામાં એકની એક છોકરી હતી. હળણું દળી મજૂરી કરી બાઈ આ છોકરીને ઉછેરતી હતી. છોકરી તેર વર્ષની થઈ ત્યારે અમદાવાદમાં મિલમાં જતા એક યુવાન સાથે તેના લગ્ન કર્યા અને એ કુટુંબના અત્યંત આગ્રહ અને દબાણને કારણે આ નિરાધાર વિધવા માને પોતાની બાળકીને તેર વર્ષની નાની ઉંમરે સાસરે વળાવવી પડી.

**મારપીટ કરી**

તે પછી પાંચ પાંચ વર્ષના વહાણાં વીત્યાં. એ છોકરીને પેટ દીકરાનો જન્મ ન થવાથી તેની સાસુ જ નહિ પણ બધાં કુટુમ્બીઓ તેનો તિરસ્કાર કરતાં અને ગાળો ભાંડતાં તેનો ધણી પણ તેને ખૂબ હેરાન કરતો અને મારપીટ પણ કરતો બે એક વખત કંટાળી આ ગભરુબાળા નાસીને પોતાનાં દૂરના કોઈ સગાને ત્યાં .અમદાવાદમાં ને અમદાવાદમાં ચાલી પણ ગઈ હતી. ત્યથી પાછા તેનાં સાસરિયાં તેને તેડી લાવ્યાં અને રોજનો વહેવાર ચાલુ રહ્યો. છોકરી બિચારી ભર્યા કુટુંબમાં રહેતા છતાં તેની સ્થિતિ વાઘોની ખોડમાં રહેતી બકરી જેવી હતી બધાં જ તેને જતાં આવતાં બચકું ભરતાં જાય, બિચારી મા આ બધું જાણે પણ તેને કશી ઓથ નહીં એટલે તે બધું નભાવી લે અને છોકરીને સહી લેવા સમજાવ્યા કરે.

**નાક કાપવા તૈયાર થયો**

પણ સ્થિતિ જ્યારે ખૂબ જ અસહ્ય થઈ છોકરી કંટાળી ગઈ ત્યારે તાજેતરમાં એક દિવસ તે ઘર છોડીને નીકળી ગઈ. પણ તે બહુ દૂર જાય ત્યાં તો સાસુને ખબર પડી અને બધાં પહોંચી ગયાં અને પેલી બિચારીને પકડીને લઈ આવ્યા સાંજ પડી અને પેલો વૈરી પર ઘેરો ધણી આવી પહોંચ્યો, તેને ખબર પડી કે વૈરી પિયર ચાલી જતી હતી. બસ પછી શું પૂછવું ! તેને. ગુસ્સો આસમાને ચડ્યો અને બાયો ચડાવીને વૈરીનું નાક કાપવાની તેણે તૈયારી કરી. ત્યાં સમય પારખું તેની માએ તેને

વાર્યો અને ત્યારે કર્યું ન કરવા કહ્યું. આવડિયો દીકરો તે વખતે શાંત થયો.

અમાનુષી જુલમ :

સવાર પડયું. સાસુ મિલમાં કામે જવા નીકળી વહુને પણ મિલમાં જવાનું હતું પણ થોડું કામ બાકી હતું તેથી તેણે કહ્યું કે પતાવીને આવું છું પણ તેને ખબર ન હતી કે આજે તેનો દિવસ જ ઊઠયો હતો. સાસુ ગયાં અને થોડી વારમાં વહુ ભાથું લઇ મિલમાં જવા તૈયાર થઇ, ત્યાં ધણીએ તેને રોકી અને ઘરનાં બારણાં બંધ કર્યાં. પછી જે બન્યું તે લખતાં કલમ પણ કંપી જાય છે. પણ તે વાત કહેવા બેઠા એટલે તે પૂરી કરવી રહી.

ઘરના બારણાં બંધ કર્યાં અને બાઇના મોંમાં ડૂચો મારવામાં આવ્યો તે પછી તેને નવસ્ત્રી કરી તેના હાથ સદર બાંધવામાં આવ્યા. આટલું કરી ચૂલામાંથી બળતું લાકડું લાવી એના ધણીએ બાઇને કમર નીચેના ભાગથી સાથળ સુધી એ સળગતું લાકડું ચાંપી દીધું. બાઇના દુઃખનો, યાતનાનો પાર ન હતો. તેનો કોઇ ઉગાર ન હતો, પણ તેના નસીબમાં બચી જવાનું હશે એટલે અકસ્માત હાથ બાંધેલું દોરડું છૂટી ગયું. એટલે બાઇએ મોંમાથી ડૂચો કાઢી નાખ્યો અને સ્વભાવિક રીતે જ ચીસો પાડી. એ કારમી ચીસો સાંભળી આજુબાજુના પડોશીઓ દોડી આવ્યાં અને બારણાં ઠોકવા લાગ્યાં. એ ઠોકાઠોકમાં બારણાંની સાંકળ ખુલ્લી ગઇ અને બાઇને બાળી નાખવાનું કામ ત્યાં અટકી ગયું પણ નવાઇની વાત તો એ છે કે આ કામથી પાડોશમાં રહેતા કોઇને અરેરાટી ન થઇ તેમ ન કોઇએ બાઇને કશી મદદ કરી. આ બનાવ બન્યો તે પછી પણ બાઇને દવાદારૂ માટે કોઇએ બહાર જવા ન દીધી કે તેની સારવાર પણ કરાવી નહિ. અને તેને પરિણામે બળેલો બધો ભાગ પાકી ફદફદી ગયો, બાઇને માટ ચાલવાનું પણ મુશ્કેલ બન્યું. પણ ચાલે નહિ અને મિલમાં જાય નહી તો રોજી બંધ અને નોકરી જાય એ પણ કુટુંબ કેમ સહન કરે ! એટલે સાસુ બોજે આ સાસુનું ભારે ચસક્યું એટલે તેને કોઇ કહી … એમ ન હતું પેલી વહુથી ઊભા રહેવાય એમ … નહિ એટલે પછી કામ તો શી રીતે કરી શકે ! તો લાંબી થઇને એક બાજુ સુઇ ગઇ. સાસુએ ત્રણ વખત આવી તેને લાતે લાતે મારી પણ … કરવું જ અશક્ય હતું ત્યાં એ બિચારી શું કરે !

### પોલિસને ખબર આપી

ઇશ્વરી દયા કે છોકરીને ગળવાને કારણે તે… માનું અમદાવાદમાં આવવું થયું. છોકરીએ એકાંત મળતાં માને પોતાની સ્થિતિ સમજાવી: ગરીબ નિરાધાર મા શું કરે ? તેણે કહ્યું 'ચાલ બેન દેશ… જઈએ. ત્યાં તારી દવા કરાવીશું." વેવાઈઓને કહ્યું કે "સાજી થયે છોકરીને મોકલી આપીશું."

આ બધાં કુટુંબના લોકોને થયું કે હાલમાં આ… અહીં રાખવી એ જોખમ છે અને મુશ્કેલીમાં મુકા… ઇશું. એટલે તેમણે હા પાડી અને મા છોકરી… લઇને નીકળી એટલે તેમણે માન્યું કે ટાઢે પાણીએ… ખસ ગઇ. પણ હજુ ઇશ્વર ઊંઘ્યો ન હતો. રસ્તામાં… કોઇ ઓળખીતું મળ્યું અને તેમની સાથે વાત થઇ… એટલે પેલાએ કહ્યું કે હવે આને પેર લઇ જઇને… શું કરશો ? છોકરી કમોતે મરી જશે અને તમે માર… એમ આ કસાઇ લોકો દુનિયાને કહેશે માટે ચાલો… પોલિસ ચોકીએ આમ મા પોલીસ પાસે ગઇ અને… ત્યાં બધી હકિકત નોંધાણી આમ આ પ્રસંગમાં પોલિસ… ફરીયાદ થઇ છે. ×

### સ્ત્રીનું ખુન

ડાકોર—હરીપુરા (રાણીયા) બાઇ કાશીને તેના… ધણીએ ધારિયાના ઘાથી મારી નાખી આ પહેલ… છોકરીને નસાડી મુકી. બાઈ કૂવે પાણી ભરવા… ગએલી. આ બનાવ અંગે વધુ તપાસ ચાલી રહી છે.

### નવનીત

સંતાન જ્યારે માતૃ પ્રેમની ઝંખના કરે છે… માતા વિલાસમાં મસ્ત બની તેની ઘૃણા કરે છે…

( એક સમાચાર

+

# સ્ત્રીબોધ

## લેખકોને

(૧) સ્ત્રીબોધમાં આરોગ્ય વિજ્ઞાન, ગૃહજીવનશાસ્ત્ર, નવલિકા, નિબંધ, નિબંધિકા, આત્મકથા, પ્રવાસ, વર્ણન, ટૂંકા સંવાદો, બાળ વાર્તાઓ, કાવ્યો, બાળકાવ્યો, મુક્તકો, રાસગીતો, ઊર્મિગીતો વગેરે સાહિત્ય સામગ્રી મોકલી આપવા નમ્ર વિજ્ઞપ્તિ છે.

(૨) આપનું લખાણ કાગળની એક બાજુ તેમજ સ્વચ્છ અક્ષરે લખેલું હોવું જોઈએ, સાર્થ ગૂજરાતી જોડણી કોષ પ્રમાણે લખવા વિનંતિ છે.

(૩) લેખકને તેની કૃતિ મુજબ યોગ્ય પુરસ્કાર આપવામાં આવશે

(૪) માહે જાન્યુઆરી માસનો અંક "નવલિકા અંક" તરીકે બહાર પડશે માટે આપ તા. ૧૦ મી ડિસેમ્બર પહેલાં આપની નવલિકા મોકલી આપશો.

(૫) સ્ત્રીબોધ આપનો સહકાર ઈચ્છે છે, અને આપના સારા સાહિત્યની અપેક્ષા રાખે છે.

(૬) લેખ અગર કાવ્ય અપ્રસિદ્ધ રહેશે તો ટિકિટ બીડનારને તેની કૃતિ પાછી મોકલી આપવામાં આવશે.

(૭) જે લેખકની કૃતિ પ્રસિદ્ધ થઈ હશે તેને સ્ત્રીબોધનો અંક મોકલવામાં આવશે. કદાચ અંક ગેરવલ્લે ગયો હોય તો ખબર આપશો.

## એજન્ટોને

સ્ત્રીબોધનો પ્રચાર બહોળા પ્રમાણમાં થાય તે માટે ગામડે ગામડે એજન્ટો જોઈએ છે. એજન્ટોને યોગ્ય કમીશન આપીશું તે માટે 'સ્ત્રીબોધ કાર્યાલય'માં રુબરુ મળો અગર વિગતવાર પત્રવ્યવહાર કરો.

## જાહેરખબર

સ્ત્રીબોધમાં જાહેરખબર મેળવવા માટે એજન્ટો નીમવાના છે. તેમને કાર્યાલય ઉદાર શરતે કમીશન આપશે. જાહેરખબરની વધુ વિગત જાણવા ઇચ્છનારે કાર્યાલય સાથે પત્રવ્યવહાર કરવાથી સર્વ હકીકત મળી શકશે. માહે જાન્યુઆરી ૧૯૪૯નો ખાસ નવલિકા અંક બહાર પડશે તે અંકમાં આપની જાહેર ખબર અવશ્ય મોકલો અને તેના ભાવ વગેરેની હકીકત માટે કાર્યાલયની ઑફિસે મળો

## સાભાર સ્વીકાર

સ્ત્રીબોધમાં હવેથી નવાં પુસ્તકો માસિક વગેરેનો સ્વીકાર કરવામાં આવશે, તો સમાલોચનાર્થે મોકલવા ઇચ્છતા લેખકોએ પોતાની કૃતિ કાર્યાલયમાં મોકલી આપવી.

સ્થળ :

**સ્ત્રીબોધ કાર્યાલય :** પીરમશા રોડ, અમદાવાદ

પ્રકાશક : ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા. 'સ્ત્રીબોધ કાર્યાલય: પીરમશા રોડ અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ : ઘીકાંટારોડ, અમદાવાદ.

# હ ર ણું

લેખકઃ—શ્રી હિંમતલાલ ઉમિયાશંકર દવે,

(આવો ફૂલડાં મધુરાં રે ........એ રાગ)

હું તો દોડું હિમાગેરે, અવનીને અનંત પટે,
દિનરાત ખેલંતા રે, જંગલનાં સરિત તટે. હું તો–૦

કેવી સુંદર શોભિત રે, વાંકલડી શીંગલડી.
ચમકીલી મધુરી રે, મોહકડી આંખલડી. હું તો–૦

લીલી નરમ રુંવાટી રે, ચંદા રૂપ રંગ રમે,
સૂરજ કિરણુ ઝીલે રે, હરિયાળી છાયા ગમે. હું તો–૦

ખૂંદી ખેતર જંગલ રે, મીઠાં ફળપાન જમું,
બાળબાળને બપોરે રે, બપૈયાંની જેમ ભમું. હું તો–૦

મારા અંગ મહીંથી રે, કસ્તુરીની ભેટ ધરું,
હું તો આલમ ઉપર રે, સરસ ઉપકાર કરું. હું તો–૦

મારું જીવન મોંઘું રે, વિતાવું હું મગ્ન રહી,
તમે બાળક પ્યારાં રે, ખેલો જગ બાગ મહીં. હું તો–૦



# "શારીરિક સ્વચ્છતા અને સ્વસ્થતા"

## —શરીર રક્ષા અને આરોગ્ય—લેખ ૩ જો.

( બાળ વિભાગમાં 'શારીરિક સ્વચ્છતા અને સ્વસ્થતા' નામક લેખમાળાનો આ ત્રીજો લેખ શ્રી આરુણિ આપણી પાસે રજુ કરે છે આ વખતે શરીર રક્ષા માટેના અતિ સાદા અને આપણા જાણીતા જે નિયમો છે તે સમજાવી અને તેની શક્તિનું આપણને માપ જણાવે છે બાળકો તમે નાનાં છો માટે આવા આરોગ્યના નિયમો તમે જરૂર જાળવજો અને તેવી જાતની ટેવો પણ પાડજો.)

(૧) આંખ એ શરીરનું ઉત્તમ અને કોમળ અંગ છે. માટે તેની રક્ષા ખુબ કરો, સવારમાં ઊઠતાં જ આંખને ઠંડા પાણીથી સાફ કરો.

(૨) આંખ આવી હોય તો ગરમી, વધારે પ્રકાશ, તથા ધૂળ રજોટી વગેરેથી બચાવો અને ભીનાં કપડાંથી ઢાંકી દો.

(૩) લીલાં શાક, દૂધ, ઘી, માખણ જેવા ખોરાકથી આંખનું તેજ વધે છે.

(૪) જે કપડાંથી ચીપડાં લૂછ્યા હોય તે કપડાંને ગરમ પાણીથી ધોયા પછી તેનો બીજી વખત ઉપયોગ કરો.

(૫) સાધારણ રોગી હોય તો પણ તેની પથારી, કપડાં, ઓઢાડ વગેરે રોજ બદલાવી નાખો અને સૂર્યના તાપમાં મૂકો.

(૬) થર્મામીટર બગલ અથવા મોંમાં લગાડયા પહેલાં અથવા પછી ધોઈ નાખવું જોઈએ.

(૭) ક્ષય રોગ તથા તેના જેવા બીજા ચેપી રોગ થયા હો તો તેનાં થૂંક તથા મળ-મૂત્ર ગમે ત્યાં ફેંકો નહિ પણ તેમાં જંતુ-નાશક દવા નાખી જમીનમાં દાટી દેવા જોઈએ અથવા જૂનાં કપડામાં થૂંકવા દેવું જેથી જૂના ટુકડા બાળી શકાય,

(૮) પથારીમાં સૂતાં સૂતાં અથવા આડા પડી વાંચો નહિ. સીધા-ટટ્ટાર બેસી વાંચો. ખાધા પછી તરત વાંચો નહિ

(૯) સાંજે વાંચવું નહિ તેમજ અંધારામાં તથા ઓછા પ્રકાશમાં પણ વાંચવું નહિ

(૧૦) વાંચતી વખતે પ્રકાશ તમારી ડાબી બાજુ અથવા પાછળથી આવે તે રીતે વાંચવું. જો પ્રકાશ સામેથી આવતો હોય તો કાગળનો ટુકડો અથવા કપડું વીંટાળી તેનો સીધો પ્રકાશ ઓછો કરો

(૧૧) દીવો સળગતી બળતાં સુધી બંધ ન ત કરશો તેમજ ફૂંક મારી દેવતાને પ્રગટાવો નહિ.

(૧૨) બારણું બંધ કરી સૂવું નહિ ખુલ્લા બારી-બારણાવાળા મકાનમાં રહેવું તથા સૂવું સારૂં છે. મકાનનાં બારીબારણાં હંમેશાં ખુલ્લા રાખો

(૧૩) મોઢા ઉપર ગોદડું ઢાંકી સૂઓ નહિ

(૧૪) પગમાં મોજાં પહેરી સૂવું એ ખરાબ છે

(૧૫) આરોગ્ય જાળવવા માટે હંમેશા નિયમિત સાતથી આઠ કલાક સૂવું સારૂં છે. નાનાં બાળકોએ એથી વધારે સૂવું જોઈએ.

(૧૬) સવારમાં વહેલા ઊઠવું જોઈએ. એ નિયમે રાત્રે પણ વહેલા સૂવું જોઈએ.

(૧૭) ગરમીમાં બહાર જવું નહિ અને કદાચ જવું પડે તો પાણી પીધા પછી જાવ. અને વચ્ચે વચ્ચે થોડું થોડું પાણી પીતા જવું જોઈએ.

(૧૮) જે સાધનથી તમે હજામત કરો તેને ગરમ પાણીથી ધોઇ નાખો તે રીતે પોતાનાં સાબૂ, કપડાં તેમજ બીજા અંગત જરૂરતનાં વપરાતાં સાધનો પણ જાતે જ વાપરવાં જોઈએ તેમ બીજાનાં તેવાં સાધનોનો ઉપયોગ કરવો જોઈએ નહિ.

(૧૯) આપણા શરીરનું આરોગ્ય બરાબર રીતે જાળવવા તથા તન્દુરસ્તી બરાબર છે કે નહિ તે માટે દર માસે વજન કરાવવું જોઇએ.

(૨૦) હંમેશાં તમારો સ્વભાવ આનંદી અને હસમુખ રાખો. હસવું એ એક પ્રકારની કસરત છે.

(૨૧) ચા, કોફી, કોકો, લેમન જેવાં પીણાથી હંમેશાં દૂર રહો.

સાદણિ



(બાળકો આપ જાણો છો કે તમે આઝાદ છો. તમારે બીજા દેશો સાથે સંબંધ જાળવવાનો છે. આપણા દેશનું સાચું ધન તમે છો તમે દેશના ભવિષ્યના ગાંધી, જવાહર અને સરદાર વલ્લભાઈ છો. બોલો તમારે કયા દેશમાં એલચી બનવા વિચાર છે, તે નક્કી કરી રાખો.)

સંગ્રાહક–રમણિક દવે.

## હિંદના પરદેશ ખાતાના એલચીઓ

| દેશ | એલચી | દેશ | એલચી |
|---|---|---|---|
| ૧ ઈરાન | શ્રી. સૈયદ્અલી ઝહીર | ૧૧ ઇજિપ્ત | ડૉ. સૈયદ હુસેન |
| ૨ અફઘાનીસ્તાન | વીંગ કમાન્ડર રૂપચંદ | ૧૨ કેનેડા | સરદાર હરિદિતસિંહ મલિક |
| ૩ ચીન | સરદાર કે. એમ. પાનીકર | ૧૩ પૂર્વ આફ્રિકા | શ્રી, આપ્પા સાહેબ |
| ૪ તુર્કસ્તાન | દિવાન ચમનલાલ | ૧૪ પાકિસ્તાન | શ્રી શ્રી પ્રકાશ |
| ૫ મલાયા | શ્રી. જે. કે, થીપી | ૧૫ બ્રાઝીલ | ,, મીનુ મસાણી |
| ૬ જાપાન | શ્રી. કી. જી. મુલ્હેટકર | ૧૬ યુનાઇટેડ સ્ટેટસ | ,, રામરાવ |
| ૭ સિલોન | શ્રી. વી. ગીરી | ૧૭ મોરીશસ | ,, હરમયશ દેવ |
| ૮ ઈન્ડોનેશિયા | શ્રી. રાઘવન | ૧૮ સ્વિટઝર્લેન્ડ | ડૉ ધીરૂભાઇ બી. દેસાઈ |
| ૯ ઇંગ્લંડ | શ્રી. એસ. રંગનાથન | ૧૯ રશિયા | પંડિત વિજયાલક્ષ્મી નહેરૂ |
| ૧૦ ઓસ્ટ્રેલીઆ | ,, આર. પી. પ્રાંજપે | | |

# સૂકને દિવાસળી

લેખક :—શ્રી. હિંમતલાલ ઉમિયાશંકર દવે.

વનુના દાદા બહુ દયાળુ હતા વનુ કાંઈ પણ તોફાન કરે અને એના પિતા લડતા ત્યારે વનનુ દાદા તેને મારમાંથી બચાવતા વનુને તેના દાદાની બહુ ઓથ હતી

તેના દાદાની ઉંમર પંચોતેર વર્ષની હતી અને વનુ ઉપર તેમને બહુ પ્રેમ હતો. ગામને પાદર કંકાવટી નામની નદી વહેતી, ત્યાં પરોઢિયે ચાર વાગ્યે નહાવા જતા અને નદી કિનારે કનકેશ્વર મહાદેવનું મોટું શિવાલય હતું, ત્યાં દરરોજ પૂજા કરવા જતા. આટલી મોટી ઉંમરે પણ તે કોઈ દિવસ આળસ કરતા નહિ. બે કલાક સુધી આ રીતે મહાદેવની સેવા કરતા હતા. આવા ભલા દાદાનો વનુ દીકરો હતો.

એક વખત વનુને આંગળીએ વળગાડીને તેના દાદા ગામથી ઉગમણી દિશામાં ગામ ઝાંપે ફરવા લઇ ગયા. તે વખતે સાંજનો વખત હતો આરતીના ઝણઝણાટ આખા ગામને ગાજતું કરતા હતા. ગાયોનાં ધણ એક પછી એક લશ્કરની ટુકડી માફક વગડામાંથી આવતા હતા. ચારે બાજુ ધૂળ ઊડતી હતી વનુને તો આ બધું જોવાની કાંઈ પણ ઇચ્છા ન હતી તેને તો બસ કાંઇક નવીન કરવાની ટેવ પડેલી એટલે તેની શોધમાં તે વિચાર કરતો હતો.

એવામાં તેની નજર ગામના ઝાંપે ઊંચી ઊંચી ઝૂંપડા જેવી કરેલી ઘાસની ગંજી ઉપર ગઈ. તરતજ મનમાં કંઇક અવનવા વિચાર આવવા લાગ્યા. તે મનમાં બબડયો પણ તેના દાદાએ કાંઈ સાંભળેલું નહિ. તેના દાદા પણ તેના સ્વભાવથી અને અટકચાળાથી વધારે જાણીતા હતા, એટલે તેને અત્યારે એકલો મૂકે તેવું હતું પણ નહિ એવામાં તેણે તેના દાદાને પૂછયું કે "દાદા આ શું છે?" દાદાએ કહ્યું, "એ તો ઘાસની ગંજીઓ છે.". દાદા "ઘાસની ગંજી એટલે શું?" દાદાએ તેને સમજાવ્યો કે "ચોમાસામાં વરસાદ આવે એટલે જંગલમાં ખૂબ ઘાસ થાય પણ ઉનાળામાં તે ઘાસ ખૂટી જાય એટલે ઉનાળામાં ઢોરને ખાવા માટે આની અંદર ઘાસ સંઘરી રાખે છે એને ગંજી કહે છે." પણ દાદા એ તો ઠીક પણ આ કોની છે?" "ભાઇ એ તો આપણા પડોશી વશરામ દલવાડીની એ ગંજી છે." "આપણે એવી ગંજી કેમ બનાવતા નથી," તેના દાદાએ ખિજાઈને કહ્યું "ભાઇ બહુ લાંબી લાંબી વાત શું કરે છે." આપણે એવી ગંજીને શું કરવી છે? જ્યારે ઘાસની જરૂર પડશે ત્યારે આપણે તેમાંથી લઈ શકીશું એ આપણા ઓળખીતા છે." "દાદા એવી ગંજી હું જરૂર બનાવીશ અને વશરામ ભગતને કહીશ કે મને તમારા જેવી ગંજી બનાવી આપે." થોડી વાર થઈ એટલે વનુએ ફરીથી પૂછયું "દાદા, આ ગંજી આપણે વેચાતી ન લઈ શકીએ? એ આપણને ન આપે?"

તેના દાદા અકળાઈ ગયા અને બોલ્યા, "અરે વનુ મૂકને દિવાસળી એવી ખોટી લપ શું કરે છે?" બસ આવતું હતું અને વેહે

બતાવ્યું. વનુતો તેના દાદાને કહેવા લાગ્યો "દાદા ચાલો ઘેર જઈએ." તેના દાદાએ હા પાડી અને જલદી ઘેર ગયા. વનુએ તો ખાધું ન ખાધું અને એકદમ ચુલા પાસે પડેલી દિવાસળીની પેટી લઈ અને દોડયો. જઈ અને તરત જ વશરામ દલવાડીની ગંજીમાં દિવાસળી ચાંપી દારૂખાનું જેમ સળગે તેમ ગંજી તો સળગવા માંડી અને થોડા જ વખતમાં આખા ગામમાં દેખાય તેવા ભડકા થવા લાગ્યા. પાસેની ગંજીવાળાને પણ બીક લાગી કે આપણી ગંજી સળગશે અને જો એ ગંજીઓ સળગે તો આખું ગામ પણ સળગે એવી ઘાસ અને કાંટાની વાડ આવેલી હતી. આખું ગામ ભેગું થઈ ગયું અને બધા લોકો દોડાદોડી કરવા લાગ્યા.

ત્યાં તો વનુ પણ હાંફળો ફાંફળો થતો દોડવા લાગ્યો અને બધાને કહેવા લાગ્યો. "અરે દાદા દાદા આપણા વશરામદાદાની ગંજી સળગે છે. આ સાંભળતાં જ તેના દાદા પણ દોડી આવ્યા ગામમાંથી પોલીસપટેલ પણ ત્યાં આવ્યા અને કોણે સળગાવી એની પૂછ પરછ કરવા માંડી. એવામાં રામા જોષી પણ ત્યાં આવ્યા હતા તેમને તો ગઈ કાલે જ વનુનું ઠોકડી ગાડીનું પરાક્રમ તાજું હતું એટલે તે તો સમજી ગયા હતા કે આ કામ કરનાર વનુ સિવાય બીજો કોઈ નથી.

વનુના દાદાને વનુ ઉપર વહેમ ગયો અને જ્યાં તેના ગજવામાં હાથ નાખે છે તો ગજવામાં દિવાસળીની પેટી જોઈ તે સમજી ગયા. રામજોષી છેટે ઊભા ઊભા આ જોઈ રહ્યા હતા, તે પણ સમજી ગયા. વનુના દાદાએ ધીમે ધીમે વનુને પૂછયું કે "વનુ તેં આ માટે આ ગંજી સળગાવી?" વનુએ બહાદુરી સાથે જવાબ દીધો કે "દાદા સાંજે ફરવા ગયા ત્યારે મેં ગંજીની વાત તમને પૂછી હતી ત્યારે તમે એમ નહોતું કહ્યું કે 'મૂકને દિવાસળી' એટલે મેં દિવાસળીથી ગંજીને સળગાવી."

આ વાત સાંભળતાં વનુના દાદા એવા તો વિચારમાં પડી ગયા અને ફક્ત એટલું જ બોલ્યા કે મેં આ રીતે દિવાસળી મૂકવાનું કહ્યું હતું? કે વાતને બંધ કરવા કહ્યું હતું." પણ હવે આ બાળકને પણ શું કરે? આખી ગંજી જે હજારો ઢોરને ખાવાની રસોઈ વનુએ પા કલાકમાં બાળી દીધી. તેના "દાદા હરહર શિવ શિવ" એમ બોલતા ઘર તરફ જવા લાગ્યા. થોડી વારમાં લોકોએ ગંજી સળગતી બંધ કરી અને સૌ પોતપોતાનાં ઘેર ગયા. રામજોષી વનુના ઘેર આવ્યા અને વનુના બીજા પરાક્રમની વાત પણ જણાવી. ઘરમાં બધાએ વાત સાંભળી તે પણ વિચારમાં પડી ગયા, પણ આમાં વાંક કોનો હતો? દિવાસળી મૂકવાનું કોણે કહ્યું હતું? આતો: "આંધળે બહેરૂં કુટાણું." એના જેવી વાત બની.

# મૂકને દિવાસળી

લેખક :—શ્રી. હિંમતલાલ ઉમિયાશંકર દવે.

વનુના દાદા બહુ દયાળુ હતા વનુ કાંઈ પણ તોફાન કરે અને એના પિતા લડતા ત્યારે વનનુ દાદા તેને મારમાંથી બચાવતા વનુને તેના દાદાની બહુ ઓથ હતી

તેના દાદાની ઉંમર પંચોતેર વર્ષની હતી અને વનુ ઉપર તેમને બહુ પ્રેમ હતો. ગામને પાદર કંકાવટી નામની નદી વહેતી, ત્યાં પરો દિયે ચાર વાગ્યે નહાવા જતા અને નદી કિનારે કનકેશ્વર મહાદેવનું મોટું શિવાલય હતું, ત્યાં દરરોજ પૂજા કરવા જતા. આટલી મોટી ઉંમરે પણ તે કોઇ દિવસ આળસ કરતા નહિ. બે કલાક સુધી આ રીતે મહાદેવની સેવા કરતા હતા. આવા ભલા દાદાનો વનુ દીકરો હતો.

એક વખત વનુને આંગળીએ વળગાડીને તેના દાદા ગામથી ઉગમણી દિશામાં ગામ ઝાંપે ફરવા લઇ ગયા. તે વખતે સાંજનો વખત હતો આરતીના ઝણઝણાટ આખા ગામને ગાજતું કરતા હતા ગાયોનાં ધણ એક પછી એક લશ્કરની ટુકડી માફક વગડામાંથી આવતા હતા. ચારે બાજુ ધૂળ ઊડતી હતી. વનુને તો આ બધું જોવાની કાંઈ પણ ઇચ્છા ન હતી. તેને તો બસ કાંઇક નવીન કરવાની ટેવ પડેલી એટલે તેની શોધમાં તે વિચાર કરતો હતો.

એવામાં તેની નજર ગામના ઝાંપે ઊંચી ઊંચી ઝૂંપડા જેવી કરેલી ઘાસની ગંજી ઉપર ગઈ. તરતજ મનમાં કંઇક અવનવા વિચાર આવવા લાગ્યા. તે મનમાં બબડ્યો પણ તેના દાદાએ કાંઈ સાંભળેલું નહિ. તેના દાદા પણ તેના સ્વભાવથી અને અટકચાળાથી વધારે જાણીતા હતા, એટલે તેને અત્યારે એકલો મૂકે તેવું હતું પણ નહિ એવામાં તેણે તેના દાદાને પૂછ્યું કે "દાદા આ શું છે?" દાદાએ કહ્યું, "એ તો ઘાસની ગંજીઓ છે.". દાદા "ઘાસની ગંજી એટલે શું?" દાદાએ તેને સમજાવ્યો કે "ચોમાસામાં વરસાદ આવે એટલે જંગલમાં ખૂબ ઘાસ થાય પણ ઉનાળામાં તે ઘાસ ખૂટી જાય એટલે ઉનાળામાં ઢોરને ખાવા માટે આની અંદર ઘાસ સંઘરી રાખે છે એને ગંજી કહે છે." પણ દાદા એ તો ઠીક પણ આ કોની છે?" "ભાઇ એ તો આપણા પડોશી વશરામ હલવાડીની એ ગંજી છે." "આપણે એવી ગંજી કેમ બનાવતા નથી." તેના દાદાએ ખિજાઈને કહ્યું "ભાઇ બહુ લાંબી લાંબી વાત શું કરે છે." આપણે એવી ગંજીને શું કરવી છે? જ્યારે ઘાસની જરૂર પડશે ત્યારે આપણે તેમાંથી લઈ શકીશું એ આપણા ઓળખીતા છે." "દાદા એવી ગંજી હું જરૂર બનાવીશ અને વશરામ ભગતને કહીશ કે મને તમારા જેવી ગંજી બનાવી આપે." થોડી વાર થઈ એટલે વનુએ ફરીથી પૂછ્યું "દાદા, આ ગંજી આપણે વેચાતી ન લઈ શકીએ? એ આપણને ન આપે?"

તેના દાદા અકળાઈ ગયા અને બોલ્યા, "અરે વનુ મૂકને દિવાસળી એવી ખોટી લપ શું કરે છે?" બસ ભાવતું હતું અને વૈદે

બતાવ્યું. વનુ તો તેના દાદાને કહેવા લાગ્યો "દાદા ચાલો ઘેર જઈએ." તેના દાદાએ હા પાડી અને જલદી ઘેર ગયા. વનુએ તો ખાધું ન ખાધું અને એકદમ ચુલા પાસે પડેલી દિવાસળીની પેટી લઈ અને દોડ્યો. જઈ અને તરત જ વશરામ દલવાડીની ગંજીમાં દિવાસળી ચાંપી દારૂખાનું જેમ સળગે તેમ ગંજી તો સળગવા માંડી અને થોડા જ વખતમાં આખા ગામમાં દેખાય તેવા ભડકા થવા લાગ્યા. પાસેની ગંજીવાળાને પણ બીક લાગી કે આપણી ગંજી સળગશે અને તો એ ગંજીઓ સળગે તો આખું ગામ પણ સળગે એવી ઘાસ અને કાંટાની વાડ આવેલી હતી. આખું ગામ ભેગું થઈ ગયું અને બધા લોકો દોડાદોડી કરવા લાગ્યા.

ત્યાં તો વનુ પણ હોંકળો ફાંફળો થતો દોડવા લાગ્યો અને બધાને કહેવા લાગ્યો. "અરે દાદા દાદા આપણા વશરામદાદાની ગંજી સળગે છે. આ સાંભળતાં જ તેના દાદા પણ દોડી આવ્યા ગામમાંથી પોલીસપટેલ પણ ત્યાં આવ્યા અને કોણે સળગાવી એની પૂછપરછ કરવા માંડી. એવામાં રામા જોષી પણ ત્યાં આવ્યા હતા તેમને તો ગઈ કાલે જ વનુનું કોઠી ગાડીનું પરાક્રમ સાંભળ્યું હતું એટલે તે તો સમજી ગયા હતા કે આ કામ કરનાર વનુ સિવાય બીજો કોઈ નથી.

વનુના દાદાને વનુ ઉપર વહેમ ગયો અને જ્યાં તેના ગજવામાં હાથ નાખે છે તો ગજવામાં દિવાસળીની પેટી જોઈ તે સમજી ગયા. રામજોષી છેટે ઊભા ઊભા આ જોઈ રહ્યા હતા. તે પણ સમજી ગયા. વનુના દાદાએ ધીમે ધીમે વનુને પૂછ્યું કે "વનુ તેં શા માટે આ ગંજી સળગાવી?" વનુએ બહાદુરી સાથે જવાબ દીધો કે "દાદા સાંજે ફરવા ગયા ત્યારે મેં ગંજીની વાત તમને પૂછી હતી ત્યારે તમે એમ નહોતું કહ્યું કે 'મૂકને દિવાસળી' એટલે મેં દિવાસળીથી ગંજીને સળગાવી."

આ વાત સાંભળતાં વનુના દાદા એવા તો વિચારમાં પડી ગયા અને ફક્ત એટલું જ બોલ્યા કે મેં આ રીતે દિવાસળી મૂકવાનું કહ્યું હતું? કે વાતને બંધ કરવા કહ્યું હતું." પણ હવે આ બાળકને પણ શું કરે? આખી ગંજી જે હજારો ઢોરને ખાવાની રસોઈ વનુએ પા કલાકમાં ખાળી દીધી. તેના "દાદા હરહર શિવ શિવ" એમ બોલતા ઘર તરફ જવા લાગ્યા. થોડી વારમાં લોકોએ ગંજી સળગતી બંધ કરી અને સૌ પોતપોતાનાં ઘેર ગયા રામજોષી વનુના ઘેર આવ્યા અને વનુના બીજા પરાક્રમની વાત પણ જણાવી. ઘરમાં બધાએ વાત સાંભળી તે પણ વિચારમાં પડી ગયા, પણ આમાં વાંક કોનો હતો? દિવાસળી મૂકવાનું કોણે કહ્યું હતું? આ તો :" આંધળે બહેરું કુટાણું." એના જેવી વાત બની.

નિશાળ ભાવનગરમાં હતી તે નવા ગુરૂજીઓ બાલમંદિરના ગુરુજી કહેવાતા

આજે તો બસ તમારૂં રાજ છે. તમે તો દેવ છો તમારા માટે તો મુંબઈમાં હમણાં નવું શહેર વસાવ્યું હતું તેમાં આખા ગામમાં જેમ લોકો રહે છે, વેપાર કરે છે, તેમ આ નગરમાં બાળકો વેપારી, બાળકોની નિશાળના બાળકો ગુરુજી બાળકોની કોર્ટમાં, ન્યાય પણ બાળકો સાથે જાણે બાળકોની દુનિયા.

આ રીતે તમને બાળારાજા અને બાળક દેવ તરીકે ઓળખાવતા ગિજુદાદાની હમણાં જ પુણ્યતિથિ ઉજવાઈ હતી. પુણ્યતિથિ એટલે તે દિવસે ગિજુભાઈ ગુજરી ગયા હતા પણ તેમણે જે સારાં કાર્યો કરેલાં તેની યાદગીરી રાખવા માટે આ દિવસે બધા લોકો ભેગા થાય અને તેમનાં ગુણને યાદ કરે "

ગિજુદાદાને કોઈ "મૂછાળી મા." કોઈ 'ગિજુભાઈ'! એમ જુદા જુદા નામથી ઓળખતા, પણ ગિજુદાદા તો દેવ જેવા દયાળુ અને સાચા હતા.

## રંગીલો મોર

લેખકઃ-ગંગાશંકર લ. પંડયા

—હું તો ઢોલે રમું ને હરિ—એ ઢાળ—

રોજ રમવા આવે મારે આંગણે રે
પેલો માની કળાયલ મો...ર ....રમવા આવે.
એને માથે તે કલગી શી શોભતી રે
ડોક લાંબી ને નયનો ચકો....ર ....રમવા આવે
અંગ ભારી ને ચરણો સુ પાતળા રે
રૂપ રમણું ને વચમાં કિશો....ર ...રમવા આવે.
કળા કરતો ને નાચ વળી નાચતો રે
રંગ પીંછાંએ પુરેલા એ...ર ....રમવા આવે
નિજ રૂપનો એ ગર્વ ધરે ઘેલડો રે
ટલ પાણીનો રાખે નહિ તો...લ ....રમવા આવે.
ચીકું રહુદીને સાદ સુને પાડતો રે
નિત્ય આવે એ ઉગમતે પ્હોર ....રમવા આવે.
એને જમવા જુવાર હું તો વેરતી રે
સુખે ખાતો ને જાતો દિલ ચો...ર ....રમવા આવે.
એમ આવે એ રોજ રોજ આંગણે રે
મને વ્હાલો એ રંગીલો મો...ર ...રમવા આવે.

છોકરાઓ માટે!





# ડોંગરે નું બાલામૃત

પીવાથી હૃષ્ટ પુષ્ટ થાય છે. એથી છોકરાનાં ઉછરતાં શરીરને ઘણી સારી મદદ મળે છે.

માલીકઃ- કે. ટી. ડોંગરે કં. મુંબઈ-૪.

## સ્ત્રી જીવનની પ્રત્યેક અવસ્થામાં



ગર્ભાશય તથા બીજકોષનાં તમામ દર્દોમાં અને માસિક ધર્મ બંધ થયા પછીની તકલીફોમાં એલેમ્બીક એલેટ્રીસ એલીક્ઝીર ત્વરિત અને કાયમી ફાયદો કરે છે.

AL 489



## એલેટ્રીસ એલીક્ઝીર

એલેમ્બીકની બનાવટ

REG. No. B. 1070


પુસ્તકાલયો માટેનાં ઉત્તમ નવાં

# પુસ્તકો

રૂ. ૬-૮-૦માં

સ્ત્રીઓ માટે ખાસ આ પુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં છે. માટે બહેનોએ આ સેટ તુરત મગાવી લેવો.

| | | |
|---|---|---|
| ૧. | કલા અને કલાકાર | કિં.રૂ ૧ |
| ૨. | સૌંદર્ય અને શણગાર | ,, ૧ |
| ૩. | ભરત–ગુંથણ | ,, ૧ |
| ૪. | નારી, લગ્ન અને પ્રકાશ | ,, ૦॥ |
| ૫. | આદર્શનારી આનંદી | ,, ૧ |
| ૬. | મીઠી મધુરી વાનીઓ | ,, ૦॥ |
| ૭. | પ્રસવ–બાળઉછેર | ,, ૧ |
| ૮. | સામાજિક રીવાજો સંસારની સફળતા | કિં રૂ. ૦॥। |
| ૯. | વ્રત–તહેવારો | ,, ૧ |
| ૧૦. | માવજત કલા | ,, ૧ |
| ૧૧. | મેના–મદારી | ,, ૦॥। |
| ૧૨. | ભૂપેન્દ્રનું ખુન | ,, ૦॥ |
| ૧૩. | પ્રિયતમ | ,, ૦॥ |
| ૧૪. | ગીતરજની | ,, ૦॥ |

આ ઉત્તમ પ્રકાશનોનો સેટ રૂ. ૬-૮-૦ માં મળે છે છુટક જોઈએ તો છાપેલી કીંમતે મળશે

લખો:—

જીવનલાલ અમરશી મહેતા.

પીરમશા રોડ, અમદાવાદ

સ્ત્રીબોધની ભેટ રવાના થાય છે.

પ્રેમચંદની

# નવલિકાઓ

અનુવાદક : કેશવપ્રસાદ દેસાઈ

૧. બંદીવાન પેલું ગીત ગાવ
૨. હીરો અને મોતી
૩. કુલવધુ
૪. પાણીથીયે પાતળાં
૫. કફન
૬. નવાબી સંસ્કૃતિ

કિંમત રૂ. ૧-૪-૦ ટ. ખ. ૬ આના

આ ૭ ઉત્તમ પ્રકારની નવલિકાઓ આ પુસ્તકમાં આપવામાં આવી છે.

ચાલુ સાલના ગ્રાહકોને આ પુસ્તક તથા ગરમાનો ખાસ અંક અને બીજા અંકો આટનું વાચન વાર્ષિક રૂા ૬ મા આપવામાં આવે છે ગ્રાહક થનારે રૂ ૬ તુરત મોકલી નામ નોંધાવવું.

પરદેશના ગ્રાહકોએ રૂા ૭-૮-૦ અગર શીલીંગ બાર પોસ્ટલ ઓર્ડરથી મોકલવા

લખો—

સ્ત્રીબોધ કાર્યાલય

પીરમશા રોડ, અમદાવાદ

★


ટાઈટલ, લોટસ પ્રિન્ટરીમાં છાપ્યુ, પીરમશા રોડ, અમદાવાદ